૨૭ વર્ષથી નિયમિત ચાલતી ગ્રંથમાળા

## ઈ. સ. ૧૯૩૯ થી નવા સ્વરૂપે પ્રગટ થતી



આ માળાનું જુનું ધોરણ બદલી નીચેની નવી યોજના રાખી છે—

(૧) આ માળાનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું ગણાશે.

(૨) આ માળામાં એક વર્ષમાં ક્રાઉન સોળ પેજી ૧૦૦૦ થી ૧૨૦૦ પાનાં જેટલું વાંચન ચાર-પાંચ પુસ્તક રૂપે મળશે.

(૩) આ માળાનું વાર્ષિક લવાજમ નીચે મુજબ રહેશે,

આ વર્ષનાં પુસ્તકો

## સુરેખા [મૌલિક નવલકથા] ૨-૮-૦

## કાઠિયાવાડી રાજરમત શ્રી ઉછરંગરાય ઓઝા

૨-૦-૦

## કૈસરની કેફીયત

[કૈસરે પોતે લખેલી પોતાની આત્મકથા]

૧-૪-૦

**બીજાં તૈયાર થતાં પુસ્તકો વિષે હવે પછી**

| હિંદુસ્તાન માટે | બ્રહ્મદેશ | પરદેશ માટે |
| --- | --- | --- |
| [પોસ્ટેજ સાથે] | [પોસ્ટેજ સાથે] | [પોસ્ટેજ સાથે] |
| રૂ ૫—૦—૦ | રૂ. ૫-૮-૦ | રૂ. ૬—૮—૦ |

[ પરદેશનાએ શીલીંગ ૧૦નો પોસ્ટલ ઓર્ડર મોકલવો ]

## આ લેખકનાં બીજાં પુસ્તકો

અજોજી ઠાકોર

જીવન શાલિની

મેહ અને ઉજળી

શેણી અને વિજાણંદ

જયા અને જયંત

[ અંગ્રેજી ભાષાંતર ]

*

આફ્રિકાનો હિન્દીઓની

૧૯૦૦ થી ૧૯૩૦ સુધીની

સ્થિતિનો ઇતિહાસ

[ અંગ્રેજીમાં ]

*

મૌલિક ઐતિહાસિક પુસ્તકો—

**તક્ષશિલાની રાજમાતા**

**પરાધીન રશિયા**

**સ્વાયત્ત રશિયા**

**સ્વતંત્ર જર્મની**

'સ્ત્રીબોધ'ની ભેટ : ઈ. સ. ૧૯૪૦

# કાઠિયાવાડી રાજરમત

ઉછરંગરાય કે. ઓઝા

જીવનલાલ એન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઇ-૨

પ્રકાશક :

જીવનલાલ એન્ડ સન્સ
તરફથી ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશા રોડ : અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ૧૯૪૦
કીંમત રૂ. બે




મુંબઇના એજન્ટ્સ :
જીવનલાલ એન્ડ સન્સ,
૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઇ–૨

મુદ્રક :
ધિ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ મણિલાલ કલ્યાણદાસે છાપ્યું.
ઠે. પીરમશા રોડ : અમદાવાદ

# અનુશબ્દ

આ નવલકથા મૌલિક નથી, તેમ કોઈ વ્યક્તિગત નથી; માટે કોઈ વ્યક્તિએ પારકી પાઘડી માથે મૂકી દેવી નહિ.

કાઠિયાવાડનાં દેશી રાજસ્થાનોની છતાં આ કથા કલ્પિત છે; અને ખાસ કરીને કાઠિયાવાડીઓના વાંચન માટે લખાયેલી છે.

કેટલીક વ્યક્તિઓના ઉત્થાન પછી સામાન્ય જનસમાજના મનમાં હમેશાં એવું ઠસાવવાનો પ્રયત્ન થતો રહ્યો છે કે દેશી સંસ્થાનોના રાજા અને અમલદારો એ સંસ્થાનોને પાયમાલ કરે છે.

મુંબઈની માલેતુજાર સમાજનું એવું માનવું છે કે દેશી રાજ્યોના રાજાઓ પોતાની સાથે વ્યાપારકાર્યમાં દોરાય અને પોતાની મુરલીએ નાચે તે સારા અને કલ્યાણકારી.

દેશી સંસ્થાનોના રાજાઓ, અમલદારો, અને ત્યાં જ રહેતી દેશી રાજ્યની પ્રજાના માનસનો અભ્યાસ કરવાનો જરાપણ પ્રયત્ન કર્યા વિના આ પ્રેરણા અને પ્રોત્સાહનને મૂડીવાદીના અંકુશ નીચે નાચતાં મુંબઈનાં વર્તમાનપત્રો પોષે છે.

એટલે દેશી રાજ્યોના તંત્રોને એક તરફથી બ્રિટિશ સરકાર તેના વાળ પકડી ખેંચી રાખે છે, બીજી તરફથી મુંબઈના સ્વાર્થ-પટુઓ, એ સંસ્થાનોમાંની પેદાશોને પોતાની કરવા ઇચ્છતા માલેતુજારો, પગ પકડી આકર્ષે છે.

જ્યારથી બ્રિટિશ સરકારે કાઠિયાવાડનું સાર્વભૌમત્વ પોતાને શિર લીધું ત્યારથી એ રાજ્યો પરત્વેની ખટપટોનું કેન્દ્ર મુંબઈ બન્યું. અનેક કારભારોની ઉથલપાથલ, અમલદારોની લાંચ રૂશ્વત, અનેક જવાહિરકોશના વેચવા–સાટવાના સોદા મુંબઈમાં ચાલતા હોય છે. એકાદ સંસ્થાનની દિવાનગીરી મુંબઈના બજારના મહોલ્લામાં રાતોરાત બદલાય છે. એકાદ બાવલાનું ખૂન સધાય છે. અનેક ખાંડની આગ-

બેટોના પીઠ પ્રવેશ રચાય છે. સોના–ચાંદીની સ્ટીમરની ભરદરીએ રોકાવટ થાય છે. અનેક ઝવેરીઓ અને દલાલો ઘડીભરમાં ધનવાન બની જાય છે, અને એ માટેની અનેક પ્રકારની ગૂઢ રમતો મુંબઈમાં રમાય છે.

સરકારનો "રાજકુળ રક્ષક" કાયદો આવાં તોફાનોથી સંસ્થાનોને રક્ષતો નથીઃ જ્યારે ખરેખર તો દેશી રાજ્યોને આવાં તત્વો સામે રક્ષણની ખાસ જરૂર છે. દેશી રાજ્યોની દિવાનગીરીના અને કુદરતી સંપત્તિના સોદા મુંબઈની બજારમાં કે છાની રીતે ધનપતિઓના મહેલોમાં થાય તેની બીજાને પડી ન હોય, પણ એ સંસ્થાનોના હિતૈષિ અને વફાદાર જનોને તો દરકાર હોવી જ જોઈએ.

"હું લોકસત્તાક તંત્રમાં માનતો નથી; હું લોકકલ્યાણક તંત્રમાં માનું છુંઃ હું લોકનિયુક્ત, લોકસ્વીકૃત તંત્ર સ્વીકારૂં છુંઃ" આવી બધી વાતો આધુનિક અસ્ત પામતી ડેમોક્રસીથી જુદી છે.

દેશી સંસ્થાનોને સરકારથી સ્વતંત્ર કરવાની જેટલી જરૂર છે તેટલી જ—તેથી વધારે જરૂર મુંબઈના દલાલો અને જગતના માલેતુજારોથી સ્વતંત્ર કરવાની છે. એ ખેડુતપ્રધાન કેન્દ્રોમાં ખેડુતો અને ખેડુતોના સુસંસ્કૃત નેતાઓ જ સર્વશાસક હોઇ શકે.

અત્યારે તો દેશી સંસ્થાનો સ્વાધીનતાની ચાદર ઓઢીને ફરતા, રાજ્યાધિકારીઓને બદલે એ રિયાસતોને પોતે જ ચૂસવાના પ્રયત્નો આદરતા દલાલો દેશી રાજ્યની રૈયતને માટે પોકારો પાડે છે.

અશુદ્ધિઓ બહાર પાડવામાં મહત્ત્વ નથી; પોતાનામાં રહેલી અશુદ્ધિઓ કબુલ કરવામાં પણ બહુ મહત્ત્વ નથી. પરંતુ પારકાની અને પોતાની અશુદ્ધિઓ ટાળી તેને સ્થાને શુદ્ધતાને વિરાજીત કરવામાં મર્દાનગી રહેલી છે. હિન્દમૈયા આજ ભડવીર મર્દો માગે છેઃ મર્દાઈના વાતોડિયા માગતી નથી.

દેશી સંસ્થાનોના રાજા અને એના અમલદારો ખેડુતવત્સલ હોવા જોઇએ. એવી વૃત્તિવાળા છે કે નહિ, એ પહેલાં તપાસવું

જોઈએ. ન હોય તો એને ખેડુતવત્સલ થતાં કયું તત્વ અટકાવે છે તે પણ જોવું જોઇએ; અને એ અડચણો નાબુદ કરવી જોઇએ.

ખેડુત દુઝણી ગાય–કામધેનુ છે. એક વખત એવો હતો કે ખેડુતને રાજી રાખવા રાજવીઓ અને અમલદારો મથતા. આજે સરકારને અને પરદેશના કે પરહદના માલેતુજારોને રાજી રાખવા એ રાજવીઓ અને અમલદારો પ્રાણ પાથરે છે. એના હાથે પ્રજાનું ભલું કયાંથી થાય?

રાજાઓ નામના રાજાઓ રહે તેમાં બ્રિટિશ સરકારનું હિત રક્ષાયેલું છે. હિન્દુસ્તાનની સમૃદ્ધિ હાથમાંથી સરકવા માંડશે ત્યારે રાજાઓ તેને તે સાચવવામાં કામ આવશે.

માલેતુજારોનું હિત રાજાઓ નાબુદ થાય તેમાં રહેલું છે. જ્યાં સુધી રાજાઓ પોતાનું થોડું પણ અહંત્વ ધરાવે છે ત્યાં સુધી દેશી સંસ્થાનોની સમૃદ્ધિ પોતાના હાથમાં આવી પડવી મુશ્કેલ પડે છે. એટલા માટે માલેતુજારો અને તેમના હથિયારો રાજાઓને હીણે છે. એ હુમલાથી સરકાર રાજાઓને ફક્ત પોતાને જરૂર પૂરતા રક્ષે છે.

પણ એ બંને સામે રાજાઓ, તેના અમલદારો તથા તેના ખેડુતોને રક્ષણ જોઈએ છે.

એ રક્ષણ દેશી સંસ્થાનના જ માણસો આપી શકે. પ્રાચીનકાળે દરેક સંસ્થાનમાં એવા માણસો–એવા વર્ગો હતા, કે જે સંસ્થાનોને પોતાના જ ગણતા; સંસ્થાનના શ્રેય માટે પ્રાણ પાથરતા, કુરબાન થઈ જતા. તેમજ સંસ્થાનો પણ તેવા માણસોને પોતાના આત્મારૂપ ગણતા.

બન્ને વર્ગે આ વસ્તુસ્થિતિ સમજવી જોઈએ :

**યુગધર્મ ઓળખવો જોઈએ.**

ઉછરંગરાય ઓઝા.

# અનુક્રમ

## પ્રકરણ ૧ લું

# શેતરંજની શરૂઆત

મીઠા, શાંત, સહેજ હાલારી સ્વરથી વેલચંદે કહ્યું: “ કનક, તેં તે દિવસ કહ્યું તેવું કંઈક તને બતાવું તો ?”

કનકની રગેરગમાં લોહી ધબકી રહ્યું.

પંદરેક દિવસ ઉપર તેણે વેલચંદને કહેલું: ‘ મુંબઈ તો મને જરા પણ ગમતું નથી. મને તો શેતરંજબાજી જોઈએ. માણસોની કાળી બાજુ અને હરામખોરોના દંભ–મુંબઈ ! કપાળ મુંબઈ ! ખોટી મુત્સદ્દીગીરી, ઉપર ઉપરની ચાંપલુસી અને હલકી મોજમજાહ એમાં તે કાંઈ મજા છે ! બીજા મારી આંખ સામે જબરી સટ્ટાબાજી ખેલે અને હું મુંબઈ આવ્યો તોપણ મારે નસીબે ચ્હાનો પ્યાલો અને કંટાળો જ રહ્યાં. મારે ખરી શેતરંજ જોઇએ: કંઈક ઉથલપાથલ થાય તેવું ! ”

વેલચંદે તે વખતે જવાબ નહોતો આપ્યો. આ મુંબઈવાસી જુવાનના જીવન વિષે તેને થોડી ખાનગી તપાસ કરવાની હતી. તેને ખાત્રી તો થઈ ગઈ હતી કે આ માણસ તેને અમુક સંજોગોમાં ઘણો જ કામનો થઈ પડે તેવો છે.

આજે તેની એ તપાસ પુરી થઈ રહી. તેણે નિર્ણય કરી લીધો. કનકરાયને તે શેતરંજનો પટ બનાવવા તૈયાર થયો.

લેમિંગ્ટન રોડ અને અને સેન્ડહર્સ્ટ રોડ મળે છે ત્યાં બીજે માળે વેલચંદે ' ફ્લેટ ' ભાડે રાખ્યો હતો. ફર્નીચર સુંદર હતું. સ્હેજ ઠંડી હતી એટલે મસાલાવાળી ચ્હા થોડી વાર પહેલાં પીને વેલચંદે પોતાના મહેતા તથા ઘાટીને બહાર મોકલી આપ્યા હતા.

"પણ એમાં" તેણે આગળ કહ્યું: "સ્હેજ જોખમ જેવું હોય તો ?"

કનક સ્હેજ હસ્યો. એ હાસ્યમાં ઉત્સાહ રણકતો હતો.

વેલચંદ સુંદરજીએ બીડીની રખ્યા પાસેની તબકડીમાં હલવી અને ફુંક મારી. તેણે જવાબ દેવાની ઉતાવળ જેવું કશું પણ દેખાડયું નહિ. એનું શરીર નાજુક, પાતળા બાંધાનું હતું. ઉંચાઈ મધ્યમ હતી. વાળ કાળા હતા. શરીરનો વાન એટલો શ્યામ હતો કે લગભગ સીદ્દી જેવો કહેવાય. તેનું વય આધેડ હતું, પણ શરીરના લટકા ઉપરથી તંદુરસ્તી અને કસરતી આદતો સ્પષ્ટ દેખાઈ આવતાં હતાં. તેનામાં સ્હેજ શારીરિક શિથિલતા નજરે પડતી, પણ એ આળસ અગર પ્રમાદની નહિ, અસાધારણ શક્તિનું ગાંભીર્ય બતાવતી.

" ભલે, " તેણે છેવટે હા પાડી: " તને જો એવું ગમતું હોય તો."

કનક ખુરશીમાંથી ઉછળ્યો અને ટટાર થઈ આગળ આવ્યો. " ખરેખર, વેલચંદ ! ખરેખર, મને એવું કંઈ બતાવશો એમ ? " તેણે પૂછ્યું, અને હંમેશની ટેવ પ્રમાણે પોતાના વાળમાં જમણા હાથનાં આંગળાં પરોવી ફેરવવા માંડયાં.

એને લગભગ તેત્રીશેક વરસ થયાં હશે, પણ તેના ચ્હેરા પર એકે રેખા નહોતી અને તેની ઉંમર કોઈ બાવીશ–ત્રેવીશ વરસથી વધારે ન લેખે. તેના મુખ ઉપર હંમેશાં ખુલ્લા દિલનું તરત જ પ્રફુલ્લતું સ્મિત વસતું. તેનો સ્વભાવ જેવો તેજ હતો, તેવી જ તેની વૃત્તિઓ પણ વેગવતી અને તીવ્ર હતી.

વેલચંદ હસ્યો. એ હાસ્યમાં કદરદાની ભરી હતી. એ બોલ્યો: "બેસી જા. આપણે વાતો કરીએ."

તેણે એક ઉંડી, ચામડે મઢેલી ખુરશી કનક સામે ખેંચી. એક આલ્કોહોલ લાઈટર ઉઘાડી નવી સિગારેટ સળગાવી. તેની કાળી આંખોમાં જાણે ઉંડાણ ન હોય, ગેબ ન હોય, તેવી તેજોહિનતા હતી. એથી એ ચકમકની જ્વાળામાંથી કનકને નિહાળતાં છતાં જાણે ન જ નિહાળતો હોય!

"ત્યારે કનક," તે પોતાના હંમેશના ગાંભીર્યથી બોલ્યો: "શું રમત રમવાની છે તેનો તને કંઈક ખ્યાલ છે. તને ખબર છે કે આપણો ખરો સંબંધ લગભગ બેએક માસ પહેલાંથી જ થાય છે. એ થોડાં અઠવાડિયાં દરમ્યાન મેં તને એ રમતના દાવપેચ અને પરિણામનો કંઈક ખ્યાલ આવવા દીધો છે. પણ એ એટલો ઓછો છે કે કદાચ તને બ્હીક લાગે અથવા તિરસ્કાર આવે તો તને પાછળથી પસ્તાવાનું ન રહે. આ તો ખબર છે ને!"

"હા, ખબર છે." કનકે જવાબ આપ્યો; અને પોતાના હોઠ ઉઘાડા રાખી, શરીર આગળ નાખી આતુરતાથી સાંભળતો બેઠો.

"પણ તું મને સાફ બતાવતો રહ્યો છે કે તારે તો રમતમાં ભેરૂ થવું જ છે. તું જ્યારે ભેરૂ થઈશ, એ મને પહેલેથી જ ખબર હતી. પણ મારે એ વાત બેવડે દોરે કરવી હતી. આવી બાબતમાં ભૂલ થાય એ સહન ન થાય, એટલે મેં કેટલીક ખાનગી તપાસ કરી. મને બીજો રસ્તો નહોતો."

"બરાબર." શબ્દો પર ભાર આપી કનકે કહ્યું. તેની આ આનંદજનક અક્કલમંદી જાણે કેમ વેલચંદ સ્વીકારતો હોય તેમ તેણે પોતાના ધડ મસ્તક સ્હેજ આગળ નમાવ્યાં.

"હવે મારી તપાસને અંતે શું પરિણામ આવ્યું તે મેં તને સ્પષ્ટ કહ્યું." તે આગળ વધ્યો: "કનક અહીં બે વરસથી રહે છે. તેને અંગે મુંબઈ તેને માટે ત્રણ બાબતો જાણી શક્યું છે."

જમણા હાથમાં બીડી રાખી તેને અંગુઠે ડાબા હાથની આંગળી

ઉપર ગણત્રી કરતાં તે બતાવતો ગયોઃ "એનાં ખિસ્સાં તર છે. વાલકેશ્વર પર એને ઘણા સ્થળેથી આમંત્રણો મળે છે; અને સર થિયોડોર ઓકલાંડ, દેશીરાજ્યખાતાના મંત્રી પાસે એનું ચલણ સારૂં છે. મારી તપાસને અંતે પણ મને આ ત્રણ બાબતો જણાઈ છે."

તેણે પાછાં આંગળાં ગણવા માંડ્યાંઃ "ઓકલાંડ સાહેબ પાસે તારૂં ચલણ લોકો ધારે છે તેના કરતાં પણ ઘણું વધારે છે. તને ખરેખર વાલકેશ્વર, કોલાબા, ભૂલેશ્વર બધેથી પુષ્કળ આમંત્રણો મળે છે. અને તેમ છતાં ખિસ્સાં તર હોવાને બદલે કનક સાવ ખાલી છે. ખરૂં ને?"

પોતાના હોઠના ખુણા ઉંચા કરી પ્રશ્નસૂચક સ્મિત દર્શાવી એ બંધ થયો.

કનકે પાસેના મેજ પરથી સોપારીનો એક કટકો ઉચકી મોઢામાં મૂક્યો. તેના ચ્હેરા ઉપર કંઈક કચવાટ હતો, પણ તે હસ્યો.

"ના પાડીને ફાયદો પણ શું? વેલચંદ!" તેણે કબુલ કર્યુંઃ "પણ એ કહી બતાવવાથી પણ શું?"

વેલચંદે પોતાનું માથું ખુરશી પર નાખ્યું અને છત તરફ બીડીના ધુમાડાના ગોટાની આછી ઘેરી શેર ધીમેથી ફુંકી.

"કારણ" એ ધુમાડાની રેખા નિહાળતાં એ બોલ્યોઃ "જો તું આમાં ભળશે તો તારાં ખિસ્સાં ખાલી નહિ રહે. મને લાગે છે કે કદી ભરાયાં નહિ હોય એટલાં ભરાઈ જશે."

કનકના ઉત્સાહી આશ્વાસનનો અવાજ સાફ સંભળાયો; અને આ હાલારીના વલણમાં એકદમ ફેરફાર થયો. તેના પાતળા હોઠ દૃઢ બીડાયા. તેનું નીચેનું પાછળ પડતું જડબું વજ્ર કઠોર બન્યું. તેના તરફ નજર કરતાં કનકને જ્વાળામુખીના રસ પ્રસારના પ્રદેશોનાં ચલચિત્રો યાદ આવ્યાં. એ રસના દબાણથી પૃથ્વીના પડ ઉપર અહીં તહીં પરપોટા ફુટે છે, તેમ એક ક્ષણભર આ માણસનો હંમેશાં સંભાળ

પૂર્વક સચવાતો શાંત પ્રભાવ ઓસરી ગયો. તેની અંતરની આતુરતા સ્પષ્ટ દેખાઈ ગઈ અને તેની જોશપૂર્ણ શક્તિ તેનામાંથી નીકળી આ યુવાનને પકડતી જણાઈ.

પણ જ્યારે તે બોલવા લાગ્યો ત્યારે તેના અવાજમાં જરાપણ ફેરફાર નહોતો.

"પણ વાત આમ છે." તેણે શરત મૂકી:" ઓકલાંડ સાહેબના વસીલાનો તું પુરેપુરો લાભ લેવા તૈયાર છે?"

'હા હા." કનકે કહ્યું.

"અને ગમે તેટલી મોટી બાબત હોય તોપણ તું બોલેલો બોલ, આપેલો કોલ પાળી શકીશ?" વેલચંદે પાકું કરાવવા પૂછ્યું.

કનક જરા અચકાયો. વેલચંદની નજર નીચી ઢળી. થોડીક ક્ષણો ઓરડામાં ઘડિયાળના ટક ટક સિવાય બીજો અવાજ સંભળાતો નહોતો.

"હા." કનકે છેવટનો જવાબ આપ્યો. તેના અવાજમાં પ્રયાસ ભર્યો હતો. "હા–આપણી વાત—" તે અટકયો.

"આપણે હકીકતો બરાબર રજુ કરીએ તો જરૂર." કહી વેલચંદે કનકની આંખો સાથે આંખ મિલાવી.

"આપણી હકીકતો પાકી છે." તેણે મીઠાશથી કહ્યું: "જો, આપણી રમત આમ છે: હાલારનો સહુથી પછાત તાલુકો રાવણપુર છે. એ રાવણપુરની ટેકરીઓ હાલારની જમીન કરતાં વધારે સમૃદ્ધિવાન છે. એનો દરબાર હાલારના ગરાસિયાઓમાં સહુથી વધારે ગમાર, જુલ્મી અને પાજી રામસિંહ જાડેજાનો દરબાર એટલે અનાચાર, જુલ્મ અને ભ્રષ્ટતા. હું રાવણપુરનો છું અને રાવણપુરનો દરબાર સગરામસિંહ થાય એમ ઇચ્છું છું. માટે જો આપણે સરકારને ખાત્રી કરી આપીએ કે સગરામસિંહ ખરો હક્કદાર છે, લોકોમાં પ્રિય છે, અને તેની પાસે નાણાં છે, તો તેનો એ તાલુકા માટેનો હક્ક–દર-

દસ્તાવેજ રજુ થાય અને બરાબર જણાય તો–તારે સરકાર પાસે કબુલ કરાવવો."

કનકે તેમ કરવામાં જરાય આનાકાની બતાવી નહિ. "ચોકસ કરાવી દઉં." તેણે કહ્યું: "ઓકલાંડ સાહેબ હાલારના નાના તાલુકા ઉપર સરકારનો ખાસ સલાહકાર છે. તેની ભલામણ પરથી ગવર્નમેન્ટની મંજુરી તરત મળે. અલબત, તમારે એના પાકા પુરાવા સરકારમાં રજુ કરવા પડશે કે જેથી રામસિંહ ખરો હક્કદાર નથી એમ સાબિત થાય."

વેલચંદે બેફિકરાઈથી પોતાનો હાથ હલાવ્યો.

"ત્યારે એ તો બહુ જ સહેલી વાત છે. છેલ્લા છ માસથી રાવણપુરના કારભારની વાતો તું છાપામાં નથી જોતો?"

"જોઉં છું."

"બસ ત્યારે." વેલચંદે તેને ખાત્રી આપી: "છાપામાં આવે છે તેના કરતાં પણ ત્યાંની હાલત વધારે ખરાબ છે. બીજું, જે નાણાં સગરામસિંહની મદદમાં વપરાશે તે બધાં ઓકલાંડ સાહેબના ઓળખીતા મુંબઈના માણસોનાં જ છે."

"વાત ત્યાં સુધી પહોંચી છે? મુંબઈવાસીઓને ત્યાંથી શું મળવાનું?" કનકનું આશ્ચર્ય છૂપું રહી ન શકયું.

જવાબ એવો સુંદર મળ્યો કે તેથી આખી રમત ઉપર પ્રકાશ પડી ગયો; અને વેલચંદ તેના ઉપર કેટલો વિશ્વાસ રાખતો હતો, તે જોવાઈ ગયું.

"રાવણપુરની ટેકરીઓમાં હિવિયા રબ્બર થઈ શકે તેવી જમીન છે. આપણે રબ્બરનાં રમકડાં માટે જર્મની કે જાપાન વગેરે બીજા દેશોની આયાત ઉપર આધાર રાખવો પડે છે. જો આ વિસ્તારમાં આ ઝાડના પ્લાન્ટેશન કરીએ તો અઢળક દોલત મેળવવાનું સાધન

થઈ પડે. 'કાસ્ટીલોઆ' રબ્બર અહીં મુંબઈમાં તેમ જ બીજે થઈ શકે તેમ છે, પણ તે વેપારી નજરે નફો આપી શકે તેમ નથી. રમકડાની ફેક્ટરીમાં આપણને ખૂબ ખર્ચ થયો છે, અને બહારથી આ રબ્બર લાવવું આપણને પાલવતું નથી. આવી જમીનની શોધ કરવામાં પણ ખૂબ ખર્ચ થયો છે. જો રાવણપુરમાં સગરામસિંહ ગાદી ઉપર આવે તો આપણે આ ઉદ્યોગમાં સ્વતંત્ર થઈ શકીએ. સમજ્યો !"

કનકે બીજો સોપારીનો કટકો લીધો. તેનો હાથ કળવા લાગ્યો.

"સાચે સાચ !" તેણે કહ્યું: "જો સગરામસિંહ દરબાર થાય તો એમાં કરોડોની ગણત્રી છે. મુંબઈવાસીઓને તેમની નાણાંની સહાયના બદલામાં આ ટેકરીઓ ખેડવાનો ઇજારો મળે તેમ છે ?"

"હા." વેલચંદે ધીરે રહીને કહ્યું: "અને હું રાવણપુરનો દિવાન થાઉં છું એટલે એ ઇજારા વગેરે આપવાનું મારા હાથમાં આવે છે."

આ રમતનું મહત્વ કનકને અત્યંત જબરૂં લાગ્યું. તેણે સોપારીના ભુક્કાનો એક જબરો બુકડો ભર્યો.

"આમાં બીજું કોણ કોણ ભળેલું છે ?" કનકે પૂછ્યું.

વેલચંદ એક પણ બાબત છૂપાવવા માગતો નહોતો. તેણે જણાવ્યું: "તું તે બંનેને ઓળખે છે. પેલો પારસી રાઈવાળા અને મારવાડી અનુમલ. રાઈવાળાને લાલારનો અનુભવ છે; અનુમલ મુંબઈની મુડીની જામીનગીરી છે. તેનાં નાણાંથી મુંબઈનાં બીજાં નાણાં આપણા હાથમાં આવ્યાં છે."

"અને દસ્તાવેજ હક્કપત્રક વગેરે ?"

વેલચંદે કહ્યું: "એ મારૂં ખાસ કામ છે, એ દસ્તાવેજ મેળવી હક્ક સાબિત કરવાનું."

કનક વિચારમાં પડયો. બાજી ખરેખર મંડાઈ ચૂકી હતી; જરૂર

ફક્ત ઓકલાંડ સાહેબની મદદની હતી. એટલે જ્યારે આ બધાને તેની જરૂર પડી ત્યારે જ કનકને અંદર ભેળવવા નિર્ણય થયો હતો.

"ત્યારે" કનકે પૂછયું: "મિ. ઓકલાંડને હું ક્યારે મળું?"

વેલચંદે કનક ઉપર એ જવાબદારી નાખતો હોય તેવી રીતે બેદરકારીથી પોતાનો હાથ હલાવ્યો, ને કહ્યું: "તારી સગવડે."

"અહીંની બધી તૈયારી થઈ જાય અને આપણને સરકારી મંજુરીની જરૂર પડે તેટલામાં ત્રણેક અઠવાડિયાં કે મહીનો તો સહેજે નીકળી જશે. એ મંજુરીની પુરેપુરી ખાત્રી નહિ મળે, ત્યાં સુધી આપણા લોકો સગરામસિંહના હાથમાં નાણાં નહિ સોંપે. રામસિંહના પક્ષમાં જો સરકાર હોય તો આપણું ત્યાં કાંઈ ચાલે તેમ નથી; પણ જો સરકાર ફરી બેસે તો રામસિંહ એક અઠવાડિયું પણ ગાદી ઉપર ન ટકે."

"તો પછી ત્રણ અઠવાડિયાં કે મહીનો રાહ શાદ જોવી?"

"કારણ કે સગરામસિંહ તરફથી એક જણ તેની તૈયારીઓના ખબર અહીં આપવા આવે તેમ છે. તે આ ટેકરીઓ વિષેના દસ્તાવેજ પણ લાવશે અને મારી દિવાન તરીકેની નિમણુકનો કાગળ પણ લાવશે."

કનકે પોતાનો હાથ ખુરશીના હાથા ઉપર પછાડયો.

"જબરા!" તે બોલ્યો: "મુંબઈ બહાર આવી જાતની આ સૌથી મોટી ખટપટ ચાલતી લાગે છે!"

પછી તેને કંઈ યાદ આવતાં પૂછયું: "અને હોડ—મારી હોડનું આમાં શું?"

વેલચંદે પોતાના ખિસ્સામાંથી એક ડાયરી કાઢી.

"મેં તને કહ્યું છે ને કે આમાં ખિસ્સાં તર થવાનો ખેલ છે. ચાલ આપણે હિસાબ મૂકીએ."

## ગુપ્ત સંદેશવાહિની

આ ખૂનને બદલે લગભગ પાંચ અઠવાડિયાં વીત્યાં. ત્યાર પછી એક દિવસ વેલચંદ, જમશેદ રાઇવાળા, અનુમલ મારવાડી અને કનક એમ ચાર જણ સગરામસિંહના દૂતની રાહ જોવા લેમીંગ્ટન રોડ ઉપર ભેગા મળ્યા. રાવણપુરથી ખબર આવ્યા હતા કે કુમારી પૂર્ણિમા વાઘે રવિવારે રાતે નવ વાગે તેમને મળશે. કુ. પૂર્ણિમા સગરામસિંહની વિશ્વાસુ સંદેશવાહિની હતી.

રાઇવાળાને આ વાત પસંદ ન પડી.

"સાલાનું ભેજું બેજું કાંઈ ચસકિયુંચ કે સું? અક્કલ બી નથી?" તે ઘુરકયોઃ "ઐરી! સાલી પાનીદાર હોસે કે?"

"જમશેદ—" વેલચંદે કહ્યું: "એ બાઈ એટલી તો કાબેલ છે કે સગરામસિંહ સિવાય બીજાને ખબર પણ નથી કે એ કોણ છે. તેના ઉપર સગરામનો પૂરેપૂરો વિશ્વાસ છે. એ રાવણપુરની રહીશ છે; પણ અમેરિકામાં કેળવાયલી છે. મેં તો તેને કદિ જોઈ નથી. એ એની છૂપી–વિશ્વાસુ દૂતી છે."

વૈશાખનો અંત ચાલતો હતો અને ગરમી હતી છતાં બારી બારણાં ઉપર પડદા એવી રીતે બંધ કરવામાં આવ્યા હતા કે રસ્તા

પરથી દીવાનું ટાંકણીની અણી જેટલું પણ અજવાળું અંદર આવી ન શકે. ખંડ વિશાળ હતો અને આખા મકાનની એકથી બીજી બાજુ પ્રસરતો હતો. ભીંતમાં પ્રકાશરોધક ગોળાવાળા દીવાથી તેને અજવાળું મળતું હતું. વચમાં એક ગોળમેજ હતું. ખુરશીઓની પાછળ એક મોટું લાંબું મેજ હતું. તેના ઉપર એક વાંચવાની બત્તી હતી. આ બત્તીનો ગોળો તાંબાનો હતો, પણ તેને ટીપી ટીપીને એટલો પાતળો કરી નાખેલો હતો કે તે જાણે કેમ એક અંબરનો ગોટો હોય. આ બત્તીમાંથી ચળકતા સીસમ ઉપર જાણે કે એક પ્રકાશનું પાત્ર ભરીને ન મૂકયું હોય તેવું લાગતું હતું. મખમલથી મઢેલી ઊંડી સ્પ્રીંગવાળી સુવાની ખુરશીઓ ચારે બાજુ પડી હતી અને તેના ઉપર બેસી જોવાનું આમંત્રણ આપી રહી હતી. પ્રવેશ-દ્વારની બંને બાજુએ રેશમી ગાદીતકિયાવાળા સોફા પડયા હતા. જાડી, ભરેલી જાજમવાળા ગાલીચાથી ચાલતાં જરાપણ પગરવ થતો નહોતો. પાનસોપારી અને ઉંચી સિગારેટ તથા સિગારોની ધુણીની સુગંધ પણ હવામાં તરવરતી હતી.

નવ ઉપર પાંચ થઈ. રાહ જોતા માણસોએ વાતચીત કરવાનો પણ દંભ છોડી દીધો. 'એ કેવી હશે' એ જાણવાની ઉત્સુકતા બધાના મન ઉપર સામ્રાજ્ય ભોગવી રહી હતી.

'એને વાર કેમ લાગી?' 'એની નવી મુશ્કેલીઓ કે એની અણધારી સુગમતાઓની એ કેવી રીતની કથા કહેશે?' વગેરે અટકળો પ્રત્યેકના મનમાં ઉદ્દ્ભવી રહી હતી. સર્વનું ભાવિ એ કુમારિકાના હાથમાં હતું.

કનક લાંબા મેજ પાસે બેઠો બેઠો એક માસિક વાંચવાનો ડોળ કરતો હતો. વેલચંદ બીડીના ધુમાડામાં ઓટવાઈને પોતાના તથા સગરામસિંહ વચ્ચેની સંતલસ મુજબ જે સવાલ જવાબ કરવાના હતા તેનું મનમાં જ પારાયણ કરી રહ્યો હતો.

રાઈવાળાએ આધુનિક પારસીઓ માફક નવી ચીરૂટ સળગાવવા દીવાસળી કાઢી કે આગલા દરવાજાની ઘંટડીનો અવાજ આવ્યો.

કનક ઉભો થઈ ગયો.

"હું એને લઈ આવું છું." કહી તે ઉતાવળે બહાર નીકળ્યો.

"નરાતાળ ગાંડો." અનુમલ પ્રવેશદ્વારના ડાબા સોફા પરથી બોલ્યો અને જાણે પરાણે હસતો નહોય તેમ હસ્યો.

તે ખરો મારવાડી હતો: ગોળમટોળ શરીર, આનંદી ગોળ ચ્હેરો, જીંદગી એટલે એને મન અનેક જાતના ઉદ્‌ગાર અને ઓડકાર.

વેલચંદે રાઇવાળા તરફ જોયું અને સ્મિત કર્યું.

રાઈવાળાને માથે સફેદ થવા આવેલા ઝીણા તારના જુદાજુદા કટકા ચોંટાડયા હોય તેવા ટૂંકા વાળ હતા. એણે આંખો મટમટાવી, પછી ચશ્માં ઉતારી તેના જાડા કાચ સાફ કર્યા અને નવી દિવાસળી કાઢી ચીરૂટ સળગાવવાનું કામ પૂરૂં કર્યું. તે બેવડા બાંધાનો, મજબુત ખભ્ભાવાળો માણસ હતો. તેનામાં ગ્રામ્યતા છતાં પણ વિશિષ્ટતા હતી.

"મહાવીર સારૂં કરો." અનુમલ બોલ્યો: "એ આવી એટલે તીરથ પાર ઉતર્યા. છેલ્લી પાંચ મિનિટ મને દશ દિવાળી જેટલી લાગી."

નીચે ડ્રૉઈંગરૂમમાંથી એક ઝાંખો દીવો અજવાળું પાડતો હતો. એ સિવાય સીડી ઉપર અંધારૂં હતું. કનકે હાથ ફેરવી આગળનું દ્વાર લગભગ ત્રીજે ભાગે ઉઘાડયું કે તરત જ ઘંટડી બજાવનાર બાઈ અંદર સરકી આવી અને કનકને એક બાજુ હડસેલી તેણે બારણું બંધ કરી દીધું.

"ઠીક, જેટલાં ઓછાં દેખાઓ તેટલું સારૂં." તે બોલ્યો.

જવાબ ન મળવાથી કનક મુંઝાયો. અંધારૂં છતાં તેને ખબર પડી કે તે પોતાના બંને હાથે પોતાના વાળ અને અંબોડો ઠીકઠાક કરતી હતી. એક સુંદર બટવાના મોતી ઉપર, ઉપરના ઝાંખા દીવાનો

પ્રકાશ પડ્યો. તે ઉપરથી તે બટવો ડાબા કાંડા પરથી કોણી સુધી પહોંચતો જણાયો. એ બાઈની સાથે જ અંદર કોઈ નવીન સુગંધી હવા પણ તરતી તરતી પ્રવેશ કરી રહી.

"તમે—" તેણે હિંમત ધરીને પૂછ્યું: "કુમારી વાઘે ?"

"અને તમે ?"

તેના મધુરા, ભરેલા અવાજમાં હાકારી વાણીની ગુરુતા હતી.

પોતાનું નામ તેણે કબુલ્યું નહોતું તેથી કનક ચેત્યો. "માફ કરજો." તે બોલ્યો: "ચાલો."

તેણે બાજુ ઉપર ઉભી તેને અંદર જવા રસ્તો આપ્યો કે અંદર બેઠેલા ત્રણે જણા ઉભા થઇ ગયા. પૂર્ણિમાએ દક્ષિણી ઢબની સાડી પહેરી હતી. તેના વાળ ચકચકતા, કાળાભમર હતા. તેનો અંબોડો પુષ્પોથી ભરેલો હતો. બારણામાં ઉભી, બિલકુલ ગભરાયા વગરની, ઓરડામાંના પ્રકાશને પોતાની આંખો સાથે મેળવતી, ઉંચી, સુંદર આ સ્ત્રીની આકૃતિ આકર્ષક હતી. તેણે બધું ધીમે ધીમે પોતાની દ્રષ્ટિમાં સમાવ્યું. ખંડનું કીંમતી ફર્નીચર, પૂરા પોષાકમાં સજ્જ થયેલા પુરુષો, પોતાના ઉપર નજર પડતાં તેમનામાં દ્રષ્ટિગોચર થતું આશ્ચર્ય અને પ્રશંસાઃ અને પછી એ મીઠું હસી.

"કુમારી !—" વેલચંદે નમસ્કાર કરી એ એક શબ્દમાં અનેક પ્રશ્નો સમાવ્યા.

"પૂર્ણિમા વાઘે" તેણે સાદો જવાબ આપ્યો.

વેલચંદે ફરી મસ્તક નમાવ્યું: "કુમારી વાઘે, તમને મળીને અમને ઘણો આનંદ થયો. પણ—"

તેણે બીજાઓની—કનકની છેલ્લી ઓળખાણ કરાવી અને તેને માટે ખુરશી ખેંચી. એ ખુરશી લાંબા મેજ અને વચમાંના ગોળ મેજની મધ્યમાં આવી.

પૂર્ણિમાએ તેમની પ્રશંસા જોઈ લીધી. તેને તેમાં કંઈક મજા પણ પડી. તેની કાળી તેજસ્વી આંખો જરા વિકસી. તેના ગોરા ચ્હેરા ઉપર સ્હેજ રતાશનો શેરડો પડયો. તેના વાળ વચમાંથી સેંથો પાડી ગુંથ્યા હતા અને લમણા ઉપર પથરાતા હતા. ત્યાંથી યમુનાના જળના શ્યામતરંગો પેઠે વળાંક લઈ તેની ગરદન ઉપર અંબોડામાં વેણીરૂપ ગુંથાતા હતા. તેના હોઠ ભરેલા અને ઘેરા રાતા ગુલાબી હતા. પણ તેનામાં સૌન્દર્ય સાથે શક્તિ સ્પષ્ટ દેખાતી હતી. એની સ્વાયત્ત, અચૂક ચેતનમય ગતિના લાલિત્યમાંથી એ ઝરી રહી. તેનું નીચું, ગોળ અને દૃઢ ઉરોમંડળ, તેના મસ્તકનો સીધો ઉદ્રેક, તેના હાથની ખભામાંથી સરળ ગતિ, તેના આખા દેહમાં બળ અને સહિષ્ણુતા સામ્રાજ્ય પોકારી રહી હતી.

તેને ખબર વિના જ ચારે જણાએ એની સામે ખુરશીઓ ખેંચી લીધી હતી એટલે તેને નિહાળવાની તેઓ એક પણ તક ગુમાવી શકે નહિ તેવી રીતે બેસાય.

"ત્યારે મને લાગે છે કે," તેણે બધાના ઉપર તીવ્ર દૃષ્ટિ ફેંકી કહ્યું: "પહેલાં હું જ પૂર્ણિમા વાઘે છું એ સાબિત કરીએ." તે અટકી અને સગરામસિંહ તથા વેલચંદ વચ્ચે થયેલી સંતલસનું મુદ્રાવાક્ય તે બોલી: "રાવણપુર વાસ્તે—રાવણપુરના ભાવિ વાસ્તે."

"ઉજળું—સ્થિર ભાવિ." વેલચંદે જવાબ દીધો.

"તમારી મદદથી કુમારી—કેવાં?"

"સારંગસરની પૂર્ણિમા વાઘે."

"તમને રસ્તામાં કંઈ હરકત પડી'તી?"

"સલાયાથી દ્વારકાંનો દરિયો તોફાની હતો."

આમ કહી તેણે પોતાની ડાબી હથેળી પાછળ મધ્યમાં જમણા હાથની તર્જની મૂકી જવાબ આપ્યો.

વેલચંદે એ ચિન્હમુદ્રા દેખી અને પછી ગંભીરતાથી કહ્યું:
" જાસુસી, સજા, ભય, પરહેજગીના ભય વિના અમે રાવણપુર માટે---"

" અમે અંતસુધી રસ્તો કરશું અને વિજયબંદરે પહોંચશું." તેણે જવાબ આપી સંતલસ પુરી કરી.

તે એક નેતરની સોટી જેવી સીધી બેઠી રહી હતી. તેનો શ્વાસ વેગવાળો હતો. તેની ધડકતી છાતી ઉપસતી ને બેસતી હતી. તેની આંખોમાં દૃઢતા હતી.

" અને હજી થોડું બાકી છે." વેલચંદે તેને યાદ આપ્યું.

" હા."

તેણે પોતાના હાથની ચંદ્રકિરણસમી આંગળીઓ પોતાના અંબોડામાં પરોવી.

રાઈવાળા પોતાની કોણી મેજ ઉપર ટેકવી, હાથમાં હાથ પરોવી તેના સામે જોતો બેઠો. અનુમલ મારવાડીની માફક શ્વાસ ઉપર શ્વાસ લેવા માંડયો. ચારે જણ તેની આંગળીઓ અંબોડામાં આરપાર પરોવાતી, બહાર સરતી જોતા બેસી રહ્યા.

એક આછી કલમ જેવી ભૂંગળી અંબોડો જરા પણ વીંખ્યા વિના તેણે અંબોડામાંથી બહાર કાઢી અને વેલચંદને આપી.

તેણે એ ભૂંગળી ઉખેડી. તેમાંથી એક પાતળો, વાળેલો, ફોટોગ્રાફ કાઢયો. એ ફોટોગ્રાફ દોઢેક તસુ લાંબો હતો.

પછી પોતાના ખિસ્સામાંથી સ્થૂલીકર કાચ કાઢયો અને 'રીડીંગલૅમ્પ' પાસે ઉભા રહી એ તસ્વીર બરાબર તપાસી.

એ શાંતિ દરમ્યાન કનકની અને એ કુમારીની આંખે આંખ મળી. એણે એવી આંખો કદિ પણ જોઈ નહોતી. એમાં ખુલ્લો સહેતુક અર્થ બારોભાર ભર્યો હતો. જાણે કે કોઈ અજબ અસર-

કારક રીતે એમના બંનેના વચ્ચે કશો ભેદ ન હોય એવું તેને ભાસ્યું. જાણે કેમ તે તેને કહેતી હોય: "કનક, હું શક્તિશાળી, વ્યવહાર-કુશળ દેખાઉં છું; પણ મને મદદની જરૂર છે હો. મને સમજી શકે એવો કોઈ મિત્ર જોઈએ છે હો. આફતના વખતમાં હું એ મિત્ર ઉપર અઢેલીશ: મારા પોતાના તરીકે તેના તરફ જોઈશ."

તેની નજર ફરી અને કનક વિચારતો રહ્યો: "એ એટલી બાળક છે. આવી બાબતમાં આટલી બાળકવયમાં એ ન હોઈ શકે." કનકે તેની ઉંમરનો અંદાજ કાઢયો: 'વીશેક વર્ષથી વધારે ન હોઈ શકે.'

એને લાગ્યું કે બંનેનો પરિચય જમાનાજૂનો છે. એ લાગણીનું પૃથક્કરણ કરવાનો એણે પ્રયાસ ન કર્યો.

"તમે જોઈ લ્યો." વેલચંદ બોલવા લાગ્યો: "આ કુમારી પૂર્ણિમાની તસ્વીર છે. એના ઉપર લખેલું હું પહેલાં વાંચું છું."

છબી અને કાચ આંખો પાસે લાવીને પાતળા, કરોળીયાના જાળા જેવા, અત્યંત નાના અક્ષરો તે વાંચવા લાગ્યો. "અત્યારે કંગાળ અને દબાયેલા ઘણા માણસોના કલ્યાણ અને સમૃદ્ધિ-અર્થેની" તેણે છબીની પાછળનું વાંચવા માંડયું: "પ્રવૃત્તિમાં સ્વૈર સહાયક."

એ છબી તેણે બીજાઓને આપી. "આજે મહીનાઓ પહેલાં આપણા તરફ સગરામસિંહ જે દૂતને મોકલે તેની તસ્વીર ઉપર અને પાછળ બરાબર આ શબ્દો લખાશે એવી સંતલસની મને ખબર હતી."

મુખાકૃતિમાં જરા પણ ફેરફાર કર્યો વિના તેણે મસ્તક નીચે નમાવ્યું અને બેસી ગયો. તેને વિજય કે નિરાશા—કશું ચ્હેરાપર બતાવવાની ટેવ નહોતી.

"હવે" તે બોલ્યો: "ભય કે સંદેહ કશું રાખવાનું કારણ નથી. સગરામસિંહનાં છૂપાં દૂત એ જ આ કુમારી પૂર્ણિમા વાઘે."

રાઈવાળાથી હવે ચૂપ ન રહેવાયું. "ફતેહ, યાર." ખુરશી આમતેમ ખેસવતાં તે બોલ્યોઃ "ત્યારે મિસ પૂર્નીમા, તમે અમારે માટે સારા સમાચાર લાવિયાં ચ કે ?"

પૂર્ણિમાની નજર પહેલાં તેના ઉપર, પછી વેલચંદ ઉપર ઢળી. "જરૂર." તે બોલી.

વેલચંદ બોલ્યોઃ "અમને કહોને !"

વધતા જતા ઉત્સાહથી, ચપળતાથી તેણે વાત કરવા માંડીઃ "સગરામસિંહ બધી રીતે તૈયાર છે. તમારા તરફથી તેને નિશાની મળે કે તરત દશ દિવસમાં તે રાવણપુરના દરબારગઢનો કબજો લે અને તીજોરી તથા સત્તા હાથ કરે."

તેણે વિગતો આપવા માંડીઃ "દરબારગઢની અરધી વડારણો રામસિંહ ખરો રજપૂત નથી તેવા સોગંદ ખાવા તૈયાર છે. આગલા દરબારનાં જીવતાં વિધવા રાણી સોગંદનામું લખાવશે કે કઈ રીતે રામસિંહ દરબારગઢમાં આવ્યો. તે ઉપરાંત સગરામસિંહે ગામના વેપારીઓ તથા મુત્સદીઓને તૈયાર કર્યાં છે. સગરામસિંહ પાસે ખાંટોની એક ટુકડી છે; અને તે રામસિંહને પકડી તેની પાસે કબુલાતનામું લખાવી લેશે. પણ સગરામસિંહ પાસે પૈસા નથી; કાંટિયાવર્ણ પાસે હથિયાર નથી. સગરામસિંહના ખાંટ રાવણપુર પહોંચે તે જ દિવસે થોડા મજબુત કાંટિયાવરણના માણસો, હથિયાર અને નાણાં અહીંથી ત્યાં પહોંચે તો જ દરબારગઢનો કબજો જાળવી શકાય."

"વાહ, વાહ !" રાઈવાળા બોલી ઉઠયોઃ "શાબાશ, શાબાશ !"

"ખરેખર." અનુમલે પાછી આપેલી તસવીર ખિસ્સામાં મૂકતાં વેલચંદ બોલ્યોઃ "બહુ જ સરસ !" હાથમાં સિગારેટ લઈ તે પૂર્ણિમા તરફ ફર્યોઃ "બીજું કંઈ ખાસ ?—"

"ના, ના." પૂર્ણિમાએ કહ્યું.

પૂર્ણિમાના ચ્હેરા પરથી નજર ખેસવ્યા વિના અનુમલે જરદાનો ફાકડો ભર્યો; પછી વેલચંદના મનની વાત તે ભભકયો.

"ખરેખર, કામ બરાબર ચોક્કસ કર્યું છે." વેલચંદે કહ્યું:

"ચાલો, ત્યારે એ તો પત્યું, પૂર્ણિમાબ્હેન, પણ પેલી ટેકરીઓના ઈજારાના દસ્તાવેજ? એ તમે બતાવશોને?" અનુમલે પૂછ્યું.

મારવાડીની ઉત્સુકતા પ્રત્યે પૂર્ણિમા હસી.

"અનુમલજી, હું એ મારી સાથે લાવી છું;" તેણે તેને ખાત્રી આપી: "પણ અત્યારે એ ઘણી જ સહિસલામત જગ્યાએ છે, અને જ્યારે સરકારની મંજુરીની ખાત્રી મળશે ત્યારે તરત જ એ રૂક્કાઓ તમને મળશે." કહી તેણે વેલચંદ તરફ જોયું.

"આમ જ સમજાયું છે ખરૂં, ને?"

વેલચંદે હા પાડી. "ઉંહ" કહી અનુમલ ખુરશીમાં પાછો પટકાયો.

"ગમે તેમ હોય" તે જરા ચિડાઈને બોલ્યો: "મારે તે જેમ બને તેમ તરત જોવા છે."

વેલચંદે વિષય ફેરવ્યો.

"હવે" તેણે સૂચવ્યું: "પૂર્ણિમાબ્હેને સગરામસિંહને નિશાની મોકલવાની વાત કરી, એટલે સરકારની મંજુરી મળી છે, અહીંથી માણસો વગેરે ઉપડી ચુકયા છે અને તે અમુક દિવસે સલાયા બંદરે ઉતરશે એનો સાંકેતિક તાર—એ જ ને?"

"હા." પૂર્ણિમાએ કહ્યું: "એટલે એ દરબારગઢમાં જવા નીકળે."

"એ સાંકેતિક ભાષા કયાં છે?"

"એ તાર મારે મોકલવાનો છે."

વેલચંદે ચૂપ થઈ તેના ઉપર આંખો માંડી.

"પણ એ સંકેત મને આપવાનો હતો."

પૂર્ણિમાએ સ્હેજ ઉંચું જોયું.

"વેલચંદભાઈ, થોડીવાર પહેલાં જ આપને સંતોષ થઈ ચુકયો છે," તેણે કહ્યું–તેની નરમાશ કોઈ રીતે ઉતરતી નહોતી. "કે સગરામસિંહજીનો મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તેનો હુકમ છે કે સરકારી મંજુરીનું નક્કી થાય અને અહીંથી માણસો રવાના થાય એટલે મારે તે તાર કરવો. હું એ હુકમથી વિરુદ્ધ વર્તી ન શકું."

વેલચંદનો ચ્હેરો કડક થયો.

"પણ હું એકલો જ" તે બોલ્યો: "જાણું છું કે એ માણસો તથા મછવો કર્યા છે, કયારે તેઓ મછવા પર ચઢશે, ને કયારે તે સલાયા પહોંચશે."

"બધી તૈયારીઓ થાય ત્યારે તમારે મને એ કહેવું પડશે." એ બહુ સાદાઈથી બોલી.

વેલચંદ એકાએક ઉભો થઈ ગયો. પૂર્ણિમા તરફ ટેબલ ઉપર નીચો નમી તે ઉભો રહ્યો. તેનાં સાફ સ્વચ્છ કપડાં, એક હાથમાં સિગારેટ, એ તેને ધમકાવતો હોય તેવો દેખાતો હતો. તેનું ચપળ બળ તેની આ ચેષ્ટાથી વધ્યું હોય તેવું લાગતું હતું.

"તમે એમ કહેવા માગો છો, પૂર્ણિમાબ્હેન," તેણે હોઠ દૃઢ બીડી સ્મિત કરી કહ્યું: "કે તમે મારા ઉપરી તરીકે અહીં આવ્યાં છો?"

તેણે બીજાઓના ચ્હેરા નિહાળ્યા. જમશેદ રાઈવાળાનો ચ્હેરો આનંદથી ભરપૂર હતો: તેમાંથી કંઈ સમજાય તેવું નહોતું. અનુમલના ચ્હેરા ઉપર પોતે ખેલેલા સટ્ટામાં નુકશાન આવી પડશે તો, એવી ફિકરની છાયા સ્પષ્ટ દેખાતી હતી. કનક હસતો હતો: તેની દિલસોજી પૂર્ણિમા પ્રત્યે હતી. પછી તેણે ઉંચું જોયું અને વેલચંદની નજરનું માપ લીધું.

"આપણે બંનેએ" તેણે જરા પણ આવેશ બતાવ્યા વિના કહ્યું: સાથે મળીને કામ કરવાનું છે."

"એટલે?"

"એટલે—" તેણે જરા પણ ઉશ્કેરાયા વગર કહ્યું: "કે સંગ્રામસિંહ તમારી કે બીજા કોઈની જવાબદારી નકામી રીતે વધારવા માગતા નથી. વળી તમારે મને તમારા મળવાનું સ્થાન, સમય વગેરે કહેવાં પડશે. મારે સંગ્રામસિંહ તરફથી—તમને ખબર છે—એક જણને સંદેશો આપવાનો છે."

વેલચંદ બેસી ગયો અને પાસેના રજોદાનમાં સિગારેટની રખ્યા ખેરવા લાગ્યો. તેના મુખની કડકાઈ સિવાય તેનો ગુસ્સો બહાર દેખાતો નહોતો.

"પૂર્ણિમાબ્હેન, હું તમને એ સમાચાર આપીશ." તે અંતિમ નિશ્ચય બતાવતો હોય તેમ બોલ્યો: "પણ તમે મને સાંકેતિક ભાષા બતાવશો તે પછી."

પૂર્ણિમાનો બહારનો દેખાવ તો તદ્દન શાંત હતો. જાણે તે સુલેહ ઇચ્છતી હોય તેવું સ્મિત કરી બીજા ત્રણે જણ ઉપર નજર ફેરવી તેણે કહ્યું: "કંઈ નહિ, વેલચંદભાઈ, આ બાબત આપણે પાછાં મળશું ત્યારે વિચારીશું."

કનકને લાગ્યું કે તેની પડખે કોઈએ ઉભવું જોઈએ. તેણે ઘડીઆળ કાઢી વખત જોયો.

"મને લાગે છે," તે બોલ્યો: "કે આપણે એ કબુલ કરવું જોઈએ. પણ અત્યારે તો વખત બહુ થયો છે. તમારે હજી તમારા ઉતારે પણ પહોંચવું પડશે ને?"

વેલચંદનો વિવેક પાછો તીવ્ર, સતેજ થયો હતો.

"હા, હા, પૂર્ણિમાબ્હેન," તે બોલ્યો: "તમે ક્યાં ઉતર્યાં છો?"

તે ઉભી થઈ અને ટૂંકામાં જ કહ્યું: "રાવણપુરને બંગલે."

તેની નરી આ હિંમતથી જ ચારે જણ હસી પડ્યા.

"ઓહો!" વેલચંદે કહ્યું: "રામસિંહના એક વફાદાર ભક્ત તરીકે તમે ત્યાં ઉતર્યાં હશો, ખરૂં?"

"હા." તે બોલી: "મારાં મા અને હું–બંને."

'મા' શબ્દ ઉપર તેણે કંઈ વિચિત્ર ભાર મૂકયો. એ ભારથી એ ચારે જણાઓને પહેલાં તો પોતાની અત્યંત લઘુતાનું ભાન થયું. પછી એ લોકોને લાગ્યું કે: 'આનો અર્થ એમ નહિ હોય કે મારાં મા જ પગાર આપે ને કોઈ પણ એક ડોશી મારી સાથે ફરે અને મારી લોકપ્રતિષ્ઠા જળવાવે. 'અગર' મારાં મા તો ખરાં પણ હું મુંબઈ શા માટે આવી છું તેની તેને કશી ખબર નથી." અને તેની મુખમુદ્રા ઉપર કંઈક આવું દેખાઈ આવતું હતું: તેના મુખ ઉપરનું નાદાન શાણપણ, તેનો ભ્રૂભંગ જોતાં કોઈને વધારે સવાલ પૂછવાનું મન ન થાય. કનકે અત્યારથી પોતાના હાથમાં વાતનો દોર કેમ રાખવો, ગહનતાનું બખ્તર એકદમ કેમ પહેરી લેવું તે શીખવાનો આરંભ કર્યો.

વેલચંદે આગળ સવાલ પૂછયો ત્યારે હજી તેના ચ્હેરા ઉપર સ્મિત ફરકતું હતું.

"અને તમને બહાર જવા આવવામાં બધી સગવડ રહે છે?"

"હાસ્તો—" તેણે કહ્યું: "કેમ નહિ? મા—" વળી એ શબ્દ ઉપર પેલો અણઉકેલ ભાર આપ્યો: "એ અને હું મહારાષ્ટ્રના સ્વતંત્ર વાતાવરણમાં રહ્યાં છીએ. રાવણપુરના વકીલ અમને બહુ સારી રીતે ઓળખે છે. એ પૂનામાં પ્રોફેસર હતા. મારા કહેવાથી તેણે સહુને કહી દીધું છે કે મારી પ્રવૃત્તિમાં અંતરાય કોઈએ નાખવો નહિ. તેથી રાવણપુરનું ભલું થવાનું છે, ભવિષ્યમાં તેથી અગવડો ઉભી થતી દૂર થઈ જશે."

રાઈવાળો બોલ્યો: "સા–લું! ખરેખર મિસ, તમે જબરાં છેવો."

વેલચંદે તેને નમન કર્યું.

જરાપણ વિરોધનો આભાસ બતાવ્યા વિના તે બોલ્યો: "તમારી રીતભાત બિલકુલ બરોબર છે."

પ્રકરણ ૩ જું

## વિનંતિ

આ બીજે દિવસે લગભગ સાડા અગિયાર વાગે કનકરાય દેશાઈ ચોપાટી પર આવેલા રાવણપુરના બંગલા પર ગયા અને કુમારી પૂર્ણિમા વાઘેને પોતાની નામપત્રિકા–વિઝિટીંગ કાર્ડ–મોકલાવી. દરવાને તેની ટોપી તથા લાકડી લઈ લીધાં અને તેને એક નાના ખંડમાં બેસવા કહ્યું.

એ ખંડમાં બેઠાં બેઠાં બહારના ચોગાનમાંથી દરિયો અને બંગલાની સુરમ્ય પુષ્પવાટિકા દેખાતાં હતાં. તે બારીમાંથી એ વિવિધ પુષ્પોની રંગીનતા નિહાળતો હતો, ત્યાં પૂર્ણિમા અંદર આવી. એ પોતે સફેદ ઝરીનાની લલિત સાડીમાં સજ્જ થઈ, હાથમાં એક લાલ ગુલાબ રાખી, કોઈ અનેરી ફોરમ ફેલાવતી પુષ્પ સમાન દિસતી અંદર આવી.

" ઓહો! કનકરાય!" તેણે દરવાન સાંભળે તેમ કહ્યું.

તેણે તેને ખંડમાં પ્રવેશાવી તેની પાછળ સોનેરી મખમલના પડદાઓ ખેંચી લીધા હતાં. " ખરેખર, મારા આ નાના સરખા કામ પર આપ ખૂબ ધ્યાન આપો છો. આપે અહીં આવવામાં વિલંબ સરખો પણ કર્યો નથી. ખરેખર મને—"

" તમારૂં આ કામ નાનું સરખું ?" તે વચ્ચે જ બોલ્યો: " શું વાત કરો છો ? તમારે જે ખબર જોઈતા હતા, તે મને તરત મળી ગયા. પછી તે લાવવામાં વિલંબ કરવો શા કામનો ?"

તે અટકયો. દરવાનનાં પગલાં બહાર દૂર જતાં સંભળાતાં હતાં.

" તમને હરકત ન હોય તો—" કહીને અને હરકત નથી એમ માની લઈને તેણે પડદો ઉચકયો અને મિનાગરામાં ચમકતું બાર બંધ કરવા કમાન દાબી.

એ બાર બંધ કરવામાં તેણે જરા વખત ન લીધો. તે તેની સાથે એકલો પડયો એટલે તેને ખ્યાલ આવ્યો કે વખતે પૂર્ણિમાને તે જે કહેવા આવ્યો હતો તેની તેને ખબર નહોતી, છતાં પણ અત્યંત હોંશિયારીથી તેણે પોતાનું આશ્ચર્ય છૂપાવી રાખ્યું હતું અને ' હું મારી સંભાળ લઈ શકું એમ છું,' એવું સ્પષ્ટ બતાવી આપ્યું હતું. ગઈ સાંજે તેના મન ઉપર એ છાપ પડી હતી. પણ અત્યારે મધ્યાન્હના આ રસિક સમયે પૂર્ણિમાના આ સ્વરૂપનું જાણે કેમ નવું દર્શન તે પામતો હોય તેવું તેને ભાસ્યું.

તે ઓરડો વટાવી ખુલ્લી બારી પાસે જઈ બેઠી—જાણે કેમ કોઇ સુવાસ નિર્ભર પવનની આછી લહર હોય ! બારણા પાસેની વાતચીત પછી તેની વિશાળ આંખમાં ગંભીરતા છાઈ હતી. તેના લમણા ઉપર-ની લટ પવનમાં રમતી હતી. કનકના આવવાનો હેતુ જાણવા માટે તે ઉત્સુક હતી.

તેણે તેને સત્વર એ હેતુ જણાવ્યો.

માફી માગતો હોય તેમ તે બોલ્યો: " હું જે કહેવા આવ્યો છું તેને તમે જરા વધારે પડતું ગણુશો, એમ મને લાગે છે."

તે સાચેસાચ ગભરાયેલો હતો. તેના ગાલ ઉપર લાલી ચઢી આવી હતી. તેના પડછંદ પાડતા અવાજમાં સ્પષ્ટ આર્જવ ભર્યું હતું.

" વધારે પડતું !" તે બોલી.

તેની ડાબી ભ્રમર એકાએક ભાંગી. તેની નજરમાં કંઈ વિચિત્રતા દેખાઈ. તેના ચ્હેરા પર ચપળતાથી સરી જતી ક્ષણિક—જાણે તે એ માનવા તૈયાર ન હોય તેવી—લાગણી દેખાઈ.

તેણે ન છૂટકે આગળ ચલાવ્યું: "પણ મારૂં કારણ તમારે માટે મને ચિંતા થાય છે, એ છે. મારા મનમાંથી એ ચિંતા ખસતી નથી. મેં આવું કશું પહેલાં કદીય અનુભવ્યું નથી. જાણે તમને હું ઘણા વખતથી ઓળખતો હોઉં તેવું લાગે છે. હું—હું તમને પૂરો ખુલાસો કરૂં ત્યાંસુધી જરા શાંત રહેશો?"

"અલબત!" મહેરબાની બતાવતી હોય તેમ તે બોલી.

"પૂર્ણિમા, આ વિષયમાં, તમારે માટે મને જે લાગે છે તે કંઈ અજબ વસ્તુ છે. એ મારા મનમાં ભૂત પેઠે ભરાઈ બેઠેલી છે. —મારે આવવું પડ્યું—બાબત એમ છે—"

તે અટક્યો—પોતાના બંને હાથ બહાર કાઢ્યા. પોતે બરાબર વાત કહી શક્યો નહોતો, તેથી તે અધીર બન્યો. તે મુંઝાતો હતો. તેણે જીંદગીમાં કદી આવી મુંઝવણ અનુભવી નહોતી.

"બાબત એમ છે—" તેણે ફરી કહેવા માંડ્યું, "કે આપણા જેવા સંબંધમાં—કામમાં ડહાપણભર્યો રસ્તો એ છે કે ખુલ્લા દિલથી જે કહેવું હોય તે કહી નાખવું. અને મને ખાત્રી છે કે હું તમને જે કહું તે તમે ખોટી રીતે નહિ સમજો; મને તુચ્છ હેતુવાળો કે વિચાર વિનાનો નહિ ગણો. ટૂંકમાં—જે કંઈ કરવાનું છે તે મને પુરૂં કરવા દો."

પૂર્ણિમાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. "જે કંઈ કરવાનું છે તે તમને પુરૂં કરવા દઉં?" તેણે એને એમ પૂછ્યું: "તમે શું કહેવા માગો છો?"

આ પ્રશ્નથી તેને હિંમત આવી. તેના ગભરાટને બદલે તેના

ચહેરા ઉપર પૂર્ણિમાને માટે સ્પષ્ટ ચિંતા છવાઈ. એ ચિંતાનો ખોટો અર્થ થઈ શકે તેમ નહોતું. તે બહુ જ નરમ હતો.

"હું નથી માનતો," તેણે સમજાવ્યું: "કે તમને પોતાને આપણા જોખમની, તમારા જોખમની, જરા સરખી પણ ખબર હોય. ઘડિક વિચાર તો કરો. હાલારમાં આવા રાજ્યપલટા કેટલીયે વાર થયા છે. રાજકોટ, મુંબઈનાં પક્ષ અને સમિતિ-રમતનાં સોગઠાં તરીકે એક સાચો ખોટો હક્કદાર—કોઈ હોંશિયાર વેપારીનાં નાણાં—નવા હક્કદાર તરફથી વેપારના નફા માટે ઇજારાનાં વચનો—સરકારની મંજુરીની ખાત્રી આપતા ગેબી માણસો—હથિયાર પહોંચાડવાનું કાવત્રું-કેટલીક આવી ખટપટો પાર ઉતરી છે—મુંબઈગરાઓએ તેમાંથી નાણાં મેળવ્યાં છે. પણ આજે સરકાર સાવધાન છે. કોઈ પણ આવી રાજખટપટમાં ઉતરે તે આજે સર્પ સાથે ખેલ ખેલે છે."

પૂર્ણિમાને ગળે આ વાત ન ઉતરી.

"કઈ જાતનો ખેલ?" તેના શબ્દોમાં કાતિલ છુરીની તીણી શી ધાર જેવી મખોલ ભરી હતી.

"દેશમાં જાય ત્યાં વિષપાન અગર ખૂન, અહીં રહે તો ફજેતી અને જેલ." તેણે મનમાં બરાબર પેસે તેવી રીતે કહ્યું.

"પણ-" તે બોલી: "સગરામસિંહની પ્રવૃત્તિ વિષે તો રાવણપુરમાં કોઈને વહેમ સરખો પણ પડ્યો નથી. આજે એક વરસથી તેની તૈયારી ચાલે છે. એક અણીબાર તેમાં ચૂક થઈ નથી. એકે બારી તેમાં ખુલ્લી રાખી નથી. અહીં અને રાવણપુરમાં આ શેતરંજબાજી નિષ્ફળ થાય તેવું કશું રાખ્યું નથી. અમે નિષ્ફળ થઈએ જ નહિ."

પોતાના આગ્રહને તે અવગણતો હોય તેમ જરા મોટેથી હસ્યો.

"દરેક જણ એમજ કહેતા આવ્યા છે-હારેલા અને નિવડેલા બધા. અને નિવડેલા કરતાં હારેલાઓની સંખ્યા હંમેશાં વધારે થઇ

છે. લગભગ હંમેશાં કાં તો બહુ બોલવાથી વાત બહાર પડી ગઈ છે, અથવા એકાદ સરકારનો જાસુસ ઘણો ચબરાક નિવડયો છે, અગર નાણાં ઓછાં પડ્યાં છે."

તે ઉઠી અને બારી પાસે જઈ વિચાર કરતી ઉભી. તેની આંગળીઓ હારમોનિયમ ઉપર ફરે તેમ બારી ઉપર ફરતી હતી.

"મારે કહેવું જોઇએ કે તમે મને બહુ આશ્ચર્ય પમાડો છો." તેના તરફ જોયા વિના તેણે તેને ઠંડો ઠપકો આપ્યો.

કનક પણ ઉઠ્યો, અને તેની પાછળ ઉભી તેના ખભા ઉપરથી તે કહેવા માંડયોઃ "મને પોતાને આશ્ચર્ય થાય છે." તેણે કબુલ કર્યુંઃ "પણ હું જે કહેવા આવ્યો છું તે મારે કહેવું જ જોઈએ. જો તમે ન હોત તો મારા મનમાં આ વાત આવત નહિ."

તે એકાએક ફરી અને પોતાના અપાર આશ્ચર્યને જરા પણ છૂપાવ્યા વિના પોતાની સાડી તરફ જોતી ઉભી રહી. તે એક પગલું પાછો હટ્યો, પણ તેણે પોતાની વાત છોડી નહિ.

અપમાનનો સંભવ પણ ન રહે એવી રીતે તેણે તેને હાથ જોડી કહ્યુંઃ "તમે એટલાં બાળક છો, તમે એટલાં ઉત્સાહી અને પ્રાણવાન છો, તમારી પાસે એટલી જીવનસમૃદ્ધિ છે કે આ જાતની મેલી ખટપટમાં પાસાના દાવ પર એ બધું તમે હોડમાં મૂકી દ્યો છો, એ હું જોઈ શકતો નથી. મને માફ કરજો." તેણે વિનતિ કરીઃ "તમે મારૂં કહેવું બરાબર સમજો, એમ હું ઇચ્છું છું. મને ખાત્રી છે કે તમે સમજશો. હું તમારી સાથે રમત રમતો નથી; પણ મને બહુ લાગે છે. તમારે માટેના માન–લગભગ પૂજ્યભાવથી હું આ બધું કહું છું. તમે એટલાં સુંદર છો, એટલાં કોમળ છો. પૂર્ણિમા, વેલચંદને જે નિશાની જોઈએ છે તે મને આપો.—મછવો શોધી કાઢવાનું તથા ત્યાંના માણસને સંદેશો આપવાનું મને સોંપો; એ બધું મને સોંપી દો અને તમે આમાંથી ખસી જાઓ."

તે બીજું એક ડગલું પાછળ હટયો અને પોતાની આંખમાં આર્જવ ભરી તેના સામું જોતો ઉભો.

તેણે તેના મન ઉપર છાપ પાડી હતી. તેની આતુર, ચમકતી ચેષ્ટાઓ, તેને માટે તેની આકાંક્ષા, ના પાડી શકાય નહિ તેવી ફિકર, તેના ધીમા પણ આર્જવથી ભરેલા અવાજમાં રહેલો ઉત્સાહ, તેનું રક્ષણ કરવા આગળ પડતું હોય તેવું તેનું ઉંચું, પાતળું શરીર એ બધું જોઈને પૂર્ણિમાના મન પર તેની દલીલોનું સામર્થ્ય નહિ પણ તેનામાં ભરેલો નિઃસ્વાર્થ, ઉમદા હેતુ ખાસ અસર કરતો હતો.

તેના ઉપર છાપ પડેલી જોઈને તેણે વધારે સજ્જડ દલીલો કરવા માંડી: "મારે માટે તો–" માફી માગવાની માફક પોતાના ગળામાં ચિંતાતુર શરમ ભરી તે બોલ્યો: "આ એક બાજુ છે: મન-ગમતી ચીજ છે. જો હું જીતીશ તો મને જે રસ, આવેશ જોઈએ છે તે મળી રહેશે. જો હું હારીશ—" તેણે પોતાની આંગળીની ચપટી વગાડી: "પણ હું જીતીશ જ."

"બસ," તે બોલી ઉઠી અને પોતાનો ડાબો હાથ બારી ઉપર પછાડયો: "ત્યારે તમે સમજો છો. હું પણ શેતરંજના રસ અને આવેશ માટે ખેલું છું. મારા કન્યાકાળથી મને જીવન જોઈએ છે, ખરૂં જીવન, સાહસનો ઉદ્રેક, માણસના મનની કસોટી, જે ઈચ્છા ઘડી તેનો વિકાસ, પોતાની ફળદ્રુપ સાહસિકતાનો વિકાસ. હૃદયના ધમા-ધમ ધબકારા, ભય સાથે ખેલ, જોખમ ઉપર જીત. તમે પાસાની ફેરબદલીની વાત કરી. ખરૂં, હું જીવનનો પાસો મારા હાથમાં રાખવા માગું છું. જે દાવ ખેલાય તે મેળવવા અથવા આપવા ઈચ્છું છું. અને આમ પાસા ખેલતાં ખેલતાં હું પણ રમત પુરી કરીશ. હું એ પુરી કરીને સુખ મેળવીશ."

તેને લાગ્યું કે વેલચંદને પોતે થોડા અઠવાડિયાં પર જે કહ્યું હતું તેનો શબ્દેશબ્દ તે અહીં બોલતો હતો.

તેનું સૌન્દર્ય તેને મોહાવી રહ્યું હતું. ભયના આભાસ માત્રથી પણ તેનું રક્ષણ કરવાની અજીત વૃત્તિ કનકને આગળ પ્રેરી રહી હતી.

"પણ એ એવું સ્હેલું નથી." તેણે વિરોધ દર્શાવ્યો: "જુઓને તમે અને વેલચંદ અત્યારથી જ લડી પડ્યા છો. તેણે ગઈ રાતે પોતાના ઉપર ઘણો કાબુ રાખ્યો. પણ હું તેને ઓળખું છું. મારૂં કહ્યું માનો, પૂર્ણિમા, સગરામસિંહની સંકેતભાષા તે તમારી પાસેથી પરાણે છીનવી લેશે."

"તેનું ચાલે તેમ નથી." તેણે બેદરકારીથી કહ્યું: "મને તથા તેને બેઉને ખબર છે કે આ બાબતમાં હું સર્વોપરિ છું, એને એ રૂચતું નથી. પણ એ વાત સાચી છે, કે રાવણપુર બહાર સગરામસિંહની હું એકલી પ્રતિનિધિ છું."

કનકે માથું ધુણાવી કહ્યું: "તમે તેનું બળ ઓછું આંકો છો, હો! તેની પાસે તમને મુંઝવવાનો, તમને તે આપી દેવાની ફરજ પાડવાનો જો એકપણ રસ્તો હશે તો તે અજમાવશે."

એ તિરસ્કારભરી હસી, અને પાનસોપારીની રકાબી આગળ ધરી બોલી: "પાન ખાશો?"

સોપારી લેતાં લેતાં તે બોલ્યો: "તમને હું માત્ર એક સવાલ પૂછું તો મને નિરાશ થયેલો નહિ માનોને? હું તમને કહું છું તેમ કરવાની તમે ના શા માટે પાડો છો? જુઓ, સાંભળો, અમે પુરૂષો આ બધું કરી લઈએ, તમે મને સંકેત શબ્દો આપશો તો હું તે વેલચંદને નહિ આપું અને તમે કહેશો તેમજ તેનો ઉપયોગ કરીશ–તો પછી?"

"તોયે એજ જવાબ." પોતાના અવાજમાં નવીન ગાંભીર્યભરી પૂર્ણિમા બોલી: "કનકરાય, હું રાવણપુરને ચ્હાઉં છું. એ મારો દેશ છે. અત્યારસુધી હરામખોર, દુષ્ટ લોકોએ એમાં લૂંટ ચલાવી છે. તેના લોકોએ મારા લોકોને અજ્ઞાન અને નિર્ધન રાખ્યા છે. તેમના

ઉપર આવા માણસો હજી વધારે અનાચાર કરવા માગે છે, અને હવે જ્યારે મને તેનો અંત લાવવાની તક મળે છે, ત્યારે તમે મને આમાંથી બહાર નીકળી જવાનું કહો છો. ગમે તેટલી ધમકીઓ હોવા છતાં પણ એ નહિ બને. ગમે તેટલી લાલચે પણ નહિ." તેણે પોતાનું માથું અનેરી હિંમતથી ધુણાવ્યું. "નહિ, ભાઈ, હું છેવટસુધી આમાં રહેવાની છું ને એનો અંત હું મારી ઇચ્છાનુસાર જ લાવીશ."

પળેક વિરમી તે બોલી: "તમારી વિચારશીલતા માટે હું તમારી ઋણી છું. પણ–" તે હસી: "હું અંદર જ રહીશ."

"તો પછી—" કનકના હાથ હેઠા પડ્યા: "હું શું કરી શકું? પણ મેં જે કહ્યું છે તે મારે કહેવાનું હતું. જગતમાં બીજી કોઈ સ્ત્રીને હું આ કહી શક્યો ન હોત. છતાં પણ તમે મને એક વચવટ્ટો–બેવકુફ વચવટ્ટો ને વધારચટ્ટો જ ગણશો કે?"

"એમ કેમ બને, કનકરાય!" તેણે મોટેથી પોતાનો હાથ આગળ ધરીને કહ્યું: "તમે અપૂર્વ માયા અને વિચારશીલતા બતાવ્યાં છે. તમારૂં કહેવું હું ભલે કબુલ કરી શકતી નથી, છતાં પણ હું તમારી અત્યંત ઋણી છું."

"તો પછી હું હંમેશાં તમારી સેવામાં હાજર છું, અને જરૂર પડે તો તમે મને તમારી મદદે બોલાવવામાં અચકાશો નહિ."

"જરૂર—" તે બોલી: "હું ફરી તમારી ઋણી થાઉં છું. તમે હમણા વેલચંદભાઈ સાથે હેમીંગટનરોડ ઉપર રહો છો?"

"હા. અનુમલ ચર્નીરોડ પર રહે છે; રાઈવાળા બેતવાડીમાં રહે છે."

તે થોડીવાર ચુપ રહી. તેની નજરમાં સ્ત્રીત્વ નહિ, પણ સાથીત્વ–સોબતીપણું ભર્યું હતું. કનકે તે જોયું.

"તો એક સવાલ કરૂં?" પૂર્ણિમાએ પૂછ્યું.

જવાબમાં કનક હસીને બોલ્યો: "એક નહિ, સો."

"જુઓ," તેણે ખુલાસો કર્યો: "તમારૂં હવેનું પગલું શું છે?" કહી તે આગળ બોલી: "સરકારની મંજુરી જલદી લઈ ન લેવાય? આમ બેસી રહેવું કેમ પાલવે?"

કનકે ઉદાસીનતાથી કહ્યું: "તમને આમ કંટાળો ઉપજતો ન હોય તો કેવું સારૂં? પણ મને માફ કરો. હું મારી દલીલો પાછી શરૂ નથી કરતો. તમારૂં કામ બીજાને સોંપવાનું તમને નથી કહેતો." સહેજ વિરમી તે બોલ્યો: "વેલચંદના કહેવાથી હું આજે પાછો બપોરના ઓકલાંડ સાહેબને મળવાનો છું. પણ તમને ખાસ કહેવાનું એ છે કે તેના તરફથી ઉતાવળ થવાનો જરાપણ સંભવ નથી."

"તે તો તમે અમને રાતે કહ્યું કે ઓકલાંડ સાહેબ મંજુરી ચોક્કસ રીતે અપાવે તેને માટે એક અઠવાડિયું તો સ્હેજે નીકળી જશે. પણ એટલીય વાર શા માટે લાગવી જોઈએ, તે તમે કહ્યું નહોતું. હવે કહેશો?"

"હા. બીજાઓ એ સમજી શક્યા હતા. ઓકલાંડને રાજકોટ-થી નિવેદન જોઈએ. સગરામસિંહની ભલામણ કરવા માટે તેની પાસે કારણો તથા હકિકતો જોઇએ. તે ઉપરથી આખી કારોબારી સમિતિને સમજાવી શકાય."

"એ પણ બરાબર છે—સમજી શકાય તેવું છે."

કનકની આંખમાં ફરી ચિંતા ભરાઈ હતી, પણ તે જવા માટે ઊઠયો. "જુઓ, ભૂલશો નહિ, હું તમારી સેવામાં હંમેશાં છું. હું ન ભૂલતો હોઉં તો એવો વખત જરૂર આવશે કે જ્યારે તેઓને મારી મદદની જરૂર પડશે. વેલચંદ તમારી પાસેથી સંકેતશબ્દો જરૂર પડાવશે. તે પોતાને ફાવતું કરશે."

"ફાવશે ત્યારે ને?" તે ઉઠી, નમન કરી એક અણધાર્યો સવાલ પૂછયો: "અને તેના મળવાનું? તેની જગ્યા વિશે તમને પણ તેણે અંધારામાં રાખ્યા છે કે?"

"હા." કનકે જવાબ દીધો: "પણ તમે જો એ બધું મને સોંપી દેશો તો હું તેના સમાચાર કાઢી લાવીશ."

તેણે ખોટા ભયનો દેખાવ કર્યો.

"તમે તો સુધરવાના જ નહિ કે?" બારણા પાસે પહોંચી પૂર્ણિમાએ છેવટના શબ્દો કહ્યા.

"સાચે—આપણા નક્કી કરેલા એક રસ્તા વિષે મેં મારા વિચારો ફેરવ્યા છે. તમને યાદ હશે કે ગઈ રાતે આપણે એવું નક્કી કર્યું કે વહેમ ન આવે માટે તમારે અમારામાંથી ચારેજણ સાથે જેમ ઓછા દેખાવાય તેમ રહેવું. મને લાગે છે કે તમારા રક્ષણ તથા ફાયદા માટે મારાથી બનશે તેટલી વધારે વાર હું તમારી સાથે રહીશ."

તેની રીતભાતમાં હાસ્ય ભર્યું હતું, છતાં પૂર્ણિમા તેની અંતર્ગત ચિંતા પારખી શકી.

"જોઈશું" તે સાનંદ બોલી: "આગળ ઉપર."

તે ગયો. પૂર્ણિમાએ સામેના લંબગોળ અરિસામાં પોતાની આકૃતિ નિહાળી. તેની આંખમાં દિલગીરી ભરાઈ.

"કેટલો સરસ માણસ!" તેને વિચાર આવ્યો: "અને એ માને છે કે તે મને ઓળખે છે."

તેણે એક નિશ્વાસ નાખ્યો.

## પ્રકરણ ૪ થું

### સારૂં નરસું

આનુમલ મારવાડીએ આજે પણ ચર્નીરોડ પરના પોતાના માળામાં ચોપાટ ગોઠવી હતી. તે રહેતો હતો તે રાઘવ અતિથિગૃહ દેશી રાજ્યોના મુત્સદ્દીઓ અને પૈસાદાર ખટપટીઆઓનું પ્રિય સંમેલન સ્થાન હતું.

હાથીવાડીની ગલ્લી તરફથી કનક નવ ઉપર દશ મિનિટે તેની સુંદર લાંબી ચાલમાં તે આવી પહોંચ્યો. તે ઘણાખરાને ઓળખતો હતો. તેણે સર્વને સાહેબજી સલામ કર્યાં.

ગરમી સખત હતી, છતાં ધારાસભા ચાલતી હતી. અમલદારો અને શ્રીમંતો હજી માથેરાન મહાબળેશ્વર વગેરે સ્થળે ગયા નહોતા. રાઘવ અતિથિગૃહની આ 'મયૂરચાલ' માં ધારાસભાના સભ્યો, દેશી રાજ્યના વકીલો અને તેમનાં ગૃહલક્ષ્મીઓ ભરચક ભર્યાં હતાં.

રવેશ પાસે આવતાં કનકને રાવણપુરના વકીલ વિલાસરાય તથા તેનાં પત્ની મળ્યાં. સુશીલાએ કનકને પોતાની પાસે બોલાવ્યો.

સુશીલા દેખાવે જાડાં, મોટાં હતાં. ચામડીના વર્ણ પરથી કહી શકાય તેમ હતું કે જુવાન વયે તેનામાં સૌન્દર્ય હશે. અત્યારે તે પ્રૌઢા હતાં, મુંબઈમાં સુધરેલાં ગણાતાં હતાં. હાલારીઓ કરતાં એમની સમાજપ્રિયતા વધારે વિશાળ હતી.

"તમને હું બહુ લડાવું છું." સુશીલાકાકીએ કહ્યું: "પણ તમે બુધવારની મારી દિલરૂબા પાર્ટીમાં આવશો નહિ તો મને માઠું લાગશે. આવશોને?"

તેણે હાથ જોડ્યા.

"કાકી," તેણે ખડખડાટ આનંદ ભરપૂર હાસ્ય કરી કહ્યું: "સાત સાગર ઓળંગીને પણ આવીશ. પણ તમારાં મોંઘાં મ્હેમાન ક્યાં ગયાં? અને તેમનાં મા."

"કોણ પૂર્ણિમા?" કાકીએ કહ્યું: "એ કહેતી હતી કે તમે એને મળ્યા છો! ચાલો સારૂં થયું. એ સિનેમા જોવા ગઈ છે. તેની મા પણ સાથે જ છે."

પોતે સાથે ગયો હોત તો કેવું સારૂં, એવો વિચાર આવતાં તે પળેક સ્તંભિત બની ઉભો રહ્યો. પછી તે આગળ જવા લાગ્યો.

"પણ આજે એમ બની ન શકત." તેણે વધારે વિચારવા માંડ્યું: "બીજી રાતો ક્યાં નથી? હિન્દુ જીમખાનામાં ટેનીસ-પિંગપોંગ-બેડમિન્ટન કંઈક પણ—"

અનુમલના ખંડના દિવાનખાનામાં તેણે વેલચંદ, રાઈવાળા, અનુમલ, તથા રાઈવાળાના બે મિત્રોને ચોપાટ ખેલતા જોયા. રમત જામી હતી. તેના તરફ એક ઝડપી નજર નાખ્યા ઉપરાંત વેલચંદે ડોકું ધુણાવી રમતમાં ધ્યાન પરોવ્યું. પણ તેણે બારણું બંધ કર્યું ન કર્યું એટલામાં રાઈવાળાએ પોતાની ખુરશી પરથી ઉઠી પાસેના ખંડમાં આવવા ઈશારત કરી.

"પીણું, ખાણું, ભૂલામણું—સાઘું બધું અંદર છે." રાઈવાળા બોલ્યો: "બાજી શરૂ કરતાં પહેલાં કંઈક આય હોજરીમાં ઠાંસી લઉં!"

અનુમલ પણ બોલ્યા વિના ઉઠી અંદર આવ્યો.

બારણું બંધ કરી બહુ જ ધીમા અવાજે તેઓ બોલવા લાગ્યાઃ

"કેમ ઓકલાંડ સાહેબને મળિયા કે?" રાઈવાળાએ પૂછ્યું.

"હા." કનકે કાંઈક અધિરાઈથી જવાબ આપ્યો.

"પછી?—" રાઈવાળાએ આગળ સવાલ કર્યો: "તે કાંઈ જલ્દી કરશે કે?"

"મેં તમને ગઈ રાતે કહ્યું હતું," કનકે જણાવ્યું: "કે તેણે જે કહ્યું છે તેથી વધારે વહેલું નહિ કરે. આજે સોમવાર છે, આપણી પાસે હજી એક અઠવાડિયું છે. તે કહે છે કે રાજકોટથી તેને હકિકતો તથા રિપોર્ટ ન મળે ત્યાંસુધી એક તસુ ભર પણ આગળ ડગલું નહિ ભરે."

"પણ," અનુમલ બોલ્યો: "તમે તેને સમજાવી ન શકો?—તમારા હાથમાં તો તે મીણનું પુતળું છે!"

"આય સું સાલું!" રાઈવાળા બોલ્યો: "સાલાં મને તો રાત દિનાં સપનાં બી એજ આવે ચ કે કોઈ પીળી પાઘડી અને આસ્માની ડગલાવાળો આદમી મારી પાછળથી ખભ્ભે ટાપલી મારી કે'ચ કે: 'દોસ્ત, ચાલ મારી સાથે.' થોડા દહાડા જલ્દી કરી નાખે તો તેનું સુ બગડી જવાનું છે?"

"કઈ રીતે?" કનકે હોઠ ભીંસી, ગુસ્સો દાબી પૂછ્યું.

"તે હું સું સમજું?" રાઈવાળાએ કહ્યું.

વાતનો અંત લાવવા કનક બારણા તરફ ફર્યો. રાઈવાળા સામે જોઈ તે બોલ્યો: "મારાથી બનતું કરીશ."

*

ચોપાટ ખેલાતી હતી તે ઓરડામાં બધા ગયા ત્યારે સાડા નવ થયા હતા. એજ મિનિટે નીચે લોબીમાં એક નવી આગંતુક સ્ત્રી 'પ્રતિમા–સુરત' અતિથિ પત્રકમાં નામ લખી રહી હતી. સીધી અને સાદી જણાતી એ સ્ત્રી મુસાફરીને ટેવાયેલી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું.

"સરદાર લોજે અહીં મારે માટે સગવડ રાખવા—" તેણે મહેતાજીને કહ્યું: "એક ખંડ, તથા ન્હાવા ધોવાની સગવડ માટે તાર કર્યો છે. બીજે કે ત્રીજે માળે જોઇએ." તેણે સામાનની ટીકીટ તેને આપી. "મારો સામાન હમણાં અહીં આવશે."

તે સ્પષ્ટ રીતે કાઠિયાવાડી લાગતી હતી. તેનો વાન શામળો હતો. તે બહુ સુંદર નહોતી; પણ તેની આંખો કાળી અને ચમકતી હતી. તે ઉપર આવી ત્યારે તેનું મધ્યમ કદનું ઘાટીલું શરીર કોઈએ ખાસ જોયું નહિ.

ત્રીજે માળે તેને ૩૭ નંબરનો ઓરડો બતાવવામાં આવ્યો. તેની ટ્રંક વગેરે ઘાટી લાવ્યો. તેને તેણે સારી જેવી બક્ષિસ આપી. ઘાટીએ બત્તી કરી. અને બારીઓ તપાસી એ ટેલીફોન પાસે જઈ ડિરેક્ટરીમાંથી નંબર જોવા લાગી.

ઘાટી બહાર ગયા પછી તેણે એક નંબર માગ્યો.

અગિયાર ઉપર દશ મિનિટ થઈ ત્યારે વેલચંદનો મહેતો હરખચંદ ચર્નીરોડ તરફના દરવાજા પરથી અંદર આવ્યો અને લોબી ઓળંગી આશ્રમના કારકુનને પ્રતિમા જેરાજાણીનો નંબર પૂછ્યો. 'એ મારી રાહ જોતાં હશે.' એમ કહી ઘાટીને સાથે લઈ તે 'લિફ્ટ'માં દાખલ થયો.

સાડત્રીશમા ખંડ પર જઈ ઘાટીએ તે ઉઘડાવવા બારણાં ઠોકચાં. પણ અંદરથી જવાબ ન મળ્યો.

"આગળિયો ખેંચ." હરખચંદ બોલ્યો.

ઉલાળાનો હાથો ફેરવવા જતાં ઘાટીને તે ઉઘાડો લાગ્યો અને બારણું ઉઘડી ગયું. તે ત્રીજે ભાગે ઉઘડયું હશે ત્યારે તેણે પાછો ટકોરો માર્યો. પાછો જવાબ ન મળ્યો. ઘાટીને બ્હીક લાગવા માંડી.

બારણું ઉઘાડી તે અંદર દાખલ થયો. બારણું ખૂબ ઠોકવા છતાં જવાબ ન મળવાનું કારણ બંને જણાએ જોયું. બાટલાની બાંગતે,

બારણાની ડાબી બાજૂએ કમર સુધી ગોદણીયા વાળી એક બાઈ ડાબે પડખે ફસકી પડી હતી.

જોતાં જ ઘાટી રૂની પુણી જેવો થઈ ગયો અને ઓરડામાંથી ન્હાસી છૂટવા પાછો ફર્યો.

" એ થાંબ.! " હરખચંદ ઘાટીને પકડીને બોલ્યો.

તે નીચે વળી બૈરીની નાડ તપાસવા લાગ્યો. થોડીવાર પછી એક બાજુ માથું રાખી, ઘાટી ઉપર નજર રાખી, ચોળીમાં હાથ નાખી તેનું હૃદય તપાસ્યું. તે બાઈનો ચહેરો ખેંચાઈ ગયો હતો, અને ભયંકર રીતે ફિક્કો થઈ ગયો હતોઃ કેટલાક ભાગમાં તો કાળો શાહી જેવો બની ગયેલો જણાતો હતો. આ પરથી સ્પષ્ટ દેખાતું હતું કે તેને ગુંગળાવી મારી નાખવામાં આવી હોય.

" મરી ગઈ છે." ભયભીત ચહેરે હરખચંદ બોલ્યો.

તેનો ચહેરો પણ ઘાટીના ચહેરા જેવો જ ઉજળો થઈ ગયો હતો. " જા, મહેતાલા બોલાવ; ડાકટરલા બોલવા–થાંબ નકો."

ઘાટી નીચે દોડે ત્યાં તો હરખચંદે એ બાઈના મ્હોં ઉપર પોતાનો રૂમાલ ઢાંકી દીધો. ત્યાં કંઈ અવાજ થયો. એક ઘાટણ ખુલ્લા બારમાં બેબાકળી જેવી ઉભી હતી.

તેની અને હરખચંદની નજરે નજર મળતાં તે ચીસ પાડી ઉઠી અને અંદર ધસી આવી.

" ચૂપ, દાર લાવા."

ઘાટી પાછો આવ્યો.

" જા, સાહાવે મજલા વરતી જા. એકસઠ રૂમ મધી વેલચંદ શેઠ આહે ત્યાલા બોલવૂન યે."

ઘાટી ગયો. ઘાટણ બારણા અને શબ વચ્ચે જ ઉભી હતી— હરખચંદની સામે તે જોઈ રહી હતી.

હરખચંદ પોતે રાવણપુરીઓ હતો. તે સ્હેજ ઉંચો, પાતળા બાંધાનો હતો. તેનું ધડ નાનું હતું; પગ તથા હાથ ખૂબ લાંબા હતા. મ્હોં લાંબુ અને ચોખૂણીયું, ગાલ તથા જડબા ફાનસના ખાપ જેવાં હતાં. તેના ઉપર સ્ત્રીજનોની નજર પડતાં જ તેનો જાડો નીચલો હોઠ કંપવા માંડતો.

એક ખુરશીના અઢીંગણુ ઉપર કોણી ટેકવી તેણે ઓરડામાં ફરતી નજર નાખી. આગને બહાર કાઢવાની અગાશી ઉપર પડતી બારી સાવ ખુલ્લી હતી, અને પવન ખૂબ વાતો હોવાથી પડદાઓ અંદર ફરફરાટ ઉડતા હતા. એ બારી અને ખાટલા વચ્ચે એક સૂટ-કેસ ખુલ્લું પડયું હતું. તેની અંદરનો સામાન અંદર વેરણછેરણ થઈ પડયો હતો, અને અરધો બહાર ગાલીચા પર નીકળી ગયો હતો. જાણે કે કોઈએ તેને ઉતાવળથી વીંખી જોયો હોય! તેની પાછળ ભીંત પાસે સીધી, ઉભી પીઠવાળી એક ખુરશી ઉંધી પડી ગઈ હતી.

સ્નાનખંડ પાસેનો ગાલીચાનો છેડો જમીન પર લપસતા કોઈના પગથી ઠેલાઈને જાણે ઉંધો વળી ગયો હતો.

હરખચંદ એ ઉઘાડી બારી પાસે ગયો, અને અજવાળા વાળી ગલ્લીમાં જોવા લાગ્યો. એ તપાસમાં કંઈ ન નીકળવાથી બારીની લાકડાની પાલખની તપાસ કરવા માંડી. કોઈનું પુરેપુરૂં વજન તેના ઉપર પડવાથી જ જોડાના તળિયાનો ધૂળવાળો ડાઘ પડે તેવો એક ડાઘ એકદમ તેની નજરે પડયો. તે એ ડાઘને તપાસે છે એટલામાં આશ્રમનો રાતનો વ્યવસ્થાપક તથા મહેતાજી ઓરડામાં ધસી આવ્યા.

તેમની પાછળ અનુક્રમે દા. ચિપલુનકર, આશ્રમના દાક્તર, આશ્રમનો છૂપી પોલીસનો માણસ, નીચે રસ્તા પરથી બોલાવી મંગાવેલો પોશાકબંધ પીળી પાઘડીવાળો પોલીસ, અંગેઅંગમાં કંટાળો સૂચવતો વેલચંદ અને ઘાટી-સહુ આવી લાગ્યા.

વેલચંદ તથા હરખચંદ છેટા ઉભા રહ્યા. બીજા સહુ શબની નજીક ભરાયા. ડાક્ટર મરી ગયેલી સ્ત્રીને નીચો વળી તપાસવા લાગ્યો.

સહુ ઉશ્કેરાઈ વાતો કરવા લાગ્યા. આશ્રમના વ્યવસ્થાપક મહેંદળેને તેથી તે સહુને અટકાવવાની જરૂર પડી.

વેલચંદ તો આવતાંવેંત જ બારી પાસે ઉભેલા હરખચંદ પાસે જઈ ઉભો હતો અને હવે પોતાના મહેતાજી સાથે થોડા ધીમેથી બોલેલા શબ્દો પછી પાછો ચાલ્યો જતે, પણ મહેંદળેએ તેને અટકાવ્યો.

"—શેઠ, તમે આ બાઈને જાણતા હતા?"

"નહિ." વેલચંદે નીચેજીવે જવાબ આપી સામે પ્રશ્ન કર્યો: "એ કોણ હતી?"

આશ્રમના મહેતાજીએ માહિતી આપવા માડી:—

"તેનું નામ 'પ્રતિમા, સુરત' એ પ્રમાણે નોંધાયું છે."

મહેંદળેને જવાબ આપતા વેલચંદ બોલ્યો: "ના–આ નામ મેં કદિ સાંભળ્યું નથી."

પોતાના વાસકીટના ખિસ્સામાં બંને હાથ નાખી તેણે ઓરડામાં ઉભેલા સહુની સામે જોયું—જાણે તે તેમને પૂછતો હોય: "મારે શા માટે જવાબ દેવો જોઈએ?"

"પણ," વ્યવસ્થાપક સહેજ ચિડાઈને બોલ્યો: "આ ઘાટી કહે છે કે આ બનાવની ખબર પડતાં જ પેલા સાહેબે તમને તરત–"

વેલચંદે ખભ્ભા મચકોડયા. "પણ મને શા માટે બોલાવ્યો તે હું જ સમજતો નથી."

"અને તમે?" વ્યવસ્થાપકે હરખચંદને પૂછયું. તે બારી પાસેથી હજી ખસ્યો જ નહોતો. "તમને ખબર છે, આ કોણ છે?"

"ના." હરખચંદ બોલ્યો: "મને જરા પણ ખ્યાલ આવતો નથી."

છૂપી પોલીસનો માણસ હવે આગળ આવ્યો. તેણે લાશ પરથી રૂમાલ ઉપાડી પૂછ્યું: "હવે?"

વેલચંદને ફરીથી મહેંદળેએ પૂછ્યું: "ઓળખાય છે? કદિ આ ચહેરો જોયો છે?"

વેલચંદે ભવાં ચડાવ્યાં. એ બોલ્યો:— "મેં તમને એકવાર કહી દીધું. હું એને કે એના વિષે કંઈ જાણતો નથી."

"પણ તમે કંઈ જાણતા ન હો તો—" મહેંદળેએ આગ્રહ પૂર્વક પૂછ્યું: "પછી તમને બોલાવ્યા શા માટે?"

વેલચંદના હાસ્યમાં ઉશ્કેરણી ભરી હતી. તેના જવાબમાં કાતિલ મીઠાશ ભરી હતી. 'દાદા, મને શું માલમ?" તેણે કહ્યું: "પણ કોઈ નોકર મુંઝાય અને તાબડતોબ શેઠને બોલાવે તો તેમાં શેઠ શું કરે?"

આટલું કહી, હરખચંદ તરફ નજર પણ કર્યા વિના તે પુંઠ ફેરવી ઓરડા બહાર લોકોને હડસેલતો ચાલ્યો ગયો. એક હલકા, નીચા દરજ્જાના માણસની મુર્ખાઈથી અગવડમાં મુકાવા પછી તેને ખૂબ ગુસ્સો આવ્યો હોય તેવું તેનું વલણ હતું.

હરખચંદે આવતી કાલે અત્યંત મુંઝવણ ભર્યાં અર્ધા કલાકનાં સ્વપ્નો જોયાં.



પ્રકરણ ૫ મું

## ડીટેકટીવ મિ. ભૂતકઢાની મુલાકાત

કનક રાવણપુરને બંગલે જવા તત્પર થયો હતો. તેનો વિચાર પૂર્ણિમાને સાથે લઈ હિંદુ જીમખાનામાં જઈ બે એક સેટ ટેનીસ રમવાનો હતો. પોતાના ખંડમાં કબાટના મોટા અરીસા પાસે ઉભા રહી તેણે પોતાની નેકટાઈ વ્યવસ્થિત કરી, એટલામાં વેલચંદનો ઘાટી એક નામપત્રિકા લઈ અંદર આવ્યો. તેના ઉપર 'નોશેરવાન ભૂતકઢા; મુંબઈ, સી. આઈ. ડી.' એમ લખેલું હતું.

કનક પોતાની ભ્રમર ગુંચવાડામાં મચકોરી એ પત્રિકા જોતો હતો, એટલામાં વેલચંદ જરા પણ અવાજ ન થાય તેવી રીતે અંદર આવી ઉભો રહ્યો.

"વિચારા મી આતા ખાલી યેતો." કનકે ઘાટીને કહ્યું.

વેલચંદે જરાપણ ગભરાટ બતાવ્યો નહિ. તેના હાસ્યમાં કાતિલ ઝેર હતું.

"મેં આ માણસ સાથે હમણાં જ વાત કરી છે." તે બોલ્યો: "અગર તેણે હમણાં જ મારી સાથે વાત કરવાનો યત્ન કર્યો છે. તને ખબર છે, એ શા માટે આવ્યો છે?"

કનકે ડોકું ધુણાવ્યું. “માણસનાં મન વાંચતાં મને નથી આવડતાં—ના.”

“રાવણપુરથી તરતમાંજ આવેલી ત્યાંની કોઈ સ્ત્રીને આપણામાંથી કોઈ ઓળખે છે કે કેમ, તે સંબંધમાં એ કંઈક જાણવા માગે છે.”

“કેમ?” કનક તેની સામે ફર્યો ને પૂછ્યું:

“તેણે એ બાબતમાં ખાસ કાંઈ કહ્યું નથી.” વેલચંદ બોલ્યોઃ “મેં તેને બહુ મોં ન આપવાથી તે દબાઈ ગયો.”

“તમે તેને કાંઈજ માહિતી ન આપી?”

વેલચંદે ખભા ચડાવ્યા. “મારી પાસે કાંઈ માહિતી હતી જ નહિ.” તેણે સાનથી સમજાવતાં કહ્યું: “અને, તને પણ કશી ખબર નથી. છતાં પણ તેની ચકોર નજર ચુકાવીને હું અહીં આવ્યો છું. મને લાગ્યું કે હું તને આગળથી ચેતાવી દઉં કે એ શી બાજી રમે છે.”

કનક હસ્યો, પણ તેમાં હાસ્યની મજા નહોતી.

“થેંકસ.” તેણે કહ્યું: “હવે કંઈ ઓર આનંદ આવશે.”

મી. નોશેરવાન ભૂતકઢા નવા જમાનાનો ડિટેકટીવ હતો. તેણે કૉલેજમાં કેળવણી લીધી હતી અને સમાજના મેળાવડામાં તેમજ પોતાના કામમાં પુરેપુરો ભાગ લઈ શકે તેવો હતો. એ જુવાન હતો. તેણે ઘેરો ભુરો સુટ પહેર્યો હતો, હાથમાં વાળેલા હાથાની લાકડી હતી, અને સભાખંડમાં ભીંતને અઢેલી તે ઉભો હતો. આંખમાં ચંચળતા તરવરતી હતી, નજર તીવ્ર હતી; મુખ ઉપર આનંદયુક્ત હાસ્ય હતું. તેના પગનાં તથા હાથનાં કાંડાં જરા જાડાં હતાં; એ બાદ કરીએ તો તેનો બાંધો મજબૂત અને કસાયેલો હતો.

“મી. કનકરાય—” તેણે મીઠાશથી કહ્યું: “હું અહીં તમારી મદદ લેવા આવિયો ચ. મને ખાત્રી છે કે તમે મને ના નહિ પાડશો.”

“જરૂર, જરૂર. મી. ભૂતકઢા—” કનકે કહ્યું: “મારાથી

બનશે તેટલી મદદ કરીશ."

"મહેરબાની, મહેરબાની, સાહેબ."

"અને હવે—" વચ્ચે એક નાનું ટેબલ રાખી બંને બેઠા પછી કનકે શરૂઆત કરી: "કહો, મારૂં શું કામ છે?"

"કુદરતી રીટે જ—" ભૂતકઢાએ પોતાની નજર ચારે તરફ ફેરવતાં કહ્યું: "મી. વેલચંદે ટમુને મારે શું કામ છે તે કહ્યું હોસે."

કનકને આશ્ચર્ય થયા વિના ન રહ્યું.

"વેલચંદ" તેણે જવાબ આપતાં કહ્યું: "સામેના ખંડમાં છે, હું મારા ઓરડામાંથી સીધો નીચે આવ્યો છું."

"કંઈ નહિ, કંઈ નહિ. મી. કનકરાય." ભૂતકઢાએ બેદરકારીથી કહ્યું: "રાઘવગ્રહમાં બનેલો પેલી બાઈ—પરટિમાના ખુનવાલો—" સ્હેજ અટકી તે આગળ બોલ્યો: "મેં તેમને મલવા ચાહ્યું હતું. એ કેસ મને સોંપવામાં આયોચ."

"પ્રતિમાનું ખુન?—એ ખરેખર રસ પડે તેવો અટપટો કેસ છે, મી. ભૂતકઢા. પણ મને એ બાબતમાં કંઈ ખબર નથી."

ભૂતકઢા તેના કથનને ઉત્તેજન આપતો હોય તેમ હસ્યો. "હાં, હાં, મેં પહેલેથી જ માન્યું હતું કે તમે એમજ કહેશો. પણ મને આશા છે કે હું તમને મારી પાસે હાલ તુરતમાં જે કાંઈ માહિતી છે તે જણાવીશ કે તમે તમારૂં કહેવાનું બદલશો. મને પરવાનગી આપશો તો છેવટમાં હું તમારો મત પૂછીશ."

"બહુ સારૂં સાહેબ." કનકે ખુરશી પર આરામથી ગોઠવાતાં કહ્યું: "પરંતુ તમે મને જે કહેશો તેમાં મારા કંઈપણ કહેવા કરતાં વધારે રસ પડશે એવી મારી ખાત્રી છે."

"ઓ, થેંકસ, મી. કનક, હું ટૂકામાં જ પતાવીશ. હમોને અટરવેર આય પટો મલિયો ચ. હરખચંદ એવણની પોટાની જુબાની

મુજબ—" આંગળીવતી સામેથી છાપરૂં બતાવતાં તેણે કહ્યું: "ગઇ રાતે સાડાનવ વાગે પેલી હાપીસમાં હતો. તે વખતે ટેલીફોનની ઘંટડી વાગી. એક બૈરીએ મી. વેલચંદને બોલાવવા માગ્યું. મી. વેલચંદ બહાર હતા. તે બૈરીએ મી. કનકરાયનું નામ આપ્યું."

સાંભળનારને કંઈ કહેવાનો વખત આપતો હોય તેમ ભૂતકઢા અટક્યો. કનકના હોઠ તેને રસ પડતો હોય ત્યારે આદત મુજબ સહેજ ઉઘડ્યા હતા, પણ તે હસ્યો નહિ ને બોલ્યો ય નહિ.

પોતે અટક્યો હતો તે કળાવા દીધા વિના ભૂતકઢાએ આગળ ચલાવ્યું: "પછી એ બૈરી ચોખ્ખી રીતે ગભરાટમાં પડી અને હરખચંદને કહ્યું કે તેણીનું નામ પરટિમા હતું અને તેણી રાવણપુરથી આવી પુગી હતી. તેણીને મદદ માટે નાણાં જોઈતાં હતાં. જો મી. વેલચંદ તેણીને મળી શકે તો તેણીને આય કફોડી હાલતમાં તેવણ જરૂર મદદ કરે. આય હાલતમાં તે કંઈબી પોતાની ભૂલ વિના આવી પડી હતી. હરખચંદે પોતાના શેઠને આવી નકામી અગવડમાંથી બચાવી લેવા ના જ કહ્યા કર્યું: 'એવન કાંઇ છે તે હું જાનટો જ નહિ, બાઈ.' પછી તેણીએ 'રાઘવગ્રહમાં' હરખચંદને મલવા બોલાવિયો."

ભૂતકઢા થોડીવાર મૂંગા રહી બોલ્યા: "આય બધું ટમુને હરખચંદે કદાચને કહ્યુંબી હોય, પણ હું ટમુને મારી નજર સાંભે જે તકતો છે તે બતાવવા માગું છું. એ બાઈના અવાજમાં, એની બોલવાની સુધરેલી ઢબમાં, એના ચોખ્ખા દેખાઈ આવતા દુઃખમાં કંઈ એવું હતું કે હરખચંદે તેને મલવાની હા પાડી. પણ તેને જરૂરી ટપાલ રવાના કરવાની હતી, તેથી કંઈ વખટ લાગશે તેમ કહ્યું. તેણીએ કહ્યું: 'કાંઈ નહિ. મારા ઓરડામાં જ મને મલજો: એ ઠીક પડસે; તે 'રાઘવ'માં આવ્યા પછી જે કંઈ બન્યું તે બધું આજ સવારના 'સમાચાર', 'જામે' ને 'પરજા'માં છપાયું છે. તમે વાંચ્યું બી હોસે."

કનકના ચહેરા પર રસ નીતરતો હતો.

"હાસ્તો—જરૂર."

ભૂતકઢા બહુ જ ખુશામત કરવા માગતો હોય તેમ હસ્યો.

"જરા ખમો." તેણે કહ્યું: "અરે આપણે કઈ ગમ જઈએ છીએ તે ડમુને સમજાશે. આ ખૂન કોણે કરિયું તેનો હજી કંઈ પટ્ટો મલટો નથી. 'રાઘવ' નો એક લિફ્ટબૉય કે'ચ કે રાતના સાડાદશ વાગતાં એક બુરખો પહેરીને કોઈ પાતળી સરખી બાઈ તે જ રાતે ચોથે મજલે ગઈ હતી. તેણે કાલી સાડી પહેરી હતી, અને કાઠિયાવાડી જેવી લાગતી હતી. પન તેનું મ્હોડું-બ્હોડું કાંઈ તેણે જોયું નહિ હટું. તે પછી તે બાઈ પાછી દેખાઈ નથી. તે પહેલાં બરાબર દસ મિનિટ અગાઉ એક ઉંચો પાતળો આડમી હાથમાં ભૂરી કાલા પટાવાલી હેટ લઇને જે નાનકડી પડસાલમાં થઇને લિફ્ટ પરથી મોટી પડસાલ તરફ જવાય છે તે ન્હાનલી પડસાલમાંથી આવતો દેખાયો હતો. આય માણસ ઉતાવળમાં હતો, પન તેણે માથું ધુણાવી ના કહ્યું હતું કે મારે લિફ્ટની જરૂર નથી. વળી 'રાઘવ' નો મહેતો કે'ચ કે પરટિમાગાઈ જેવારે નામ નોંધાવતાં હતાં તે વખતે તેની પાછળ એક બૈરી લિફ્ટમાં સાથે ગઈ હતી ને તે બાઈ આય 'હોટેલ' માં બુરખાવાળી બૈરી જોઈ તે અને આય બૈરીનું બ્યાન આબેહુબ મલટું આવેચ. આ કાલી સાડીવાલી બૈરીને સાડાદશ વાગ્યા પછી કોઇ બી આદમીએ જોઈ નથી."

ભૂતકઢા અટકયો અને પોતાના સાંભળનાર તરફ કંઈ આશાની નજરે જોઈ રહ્યો.

કનક તેની સામે એટલી જ આતુરતાથી જોઈ રહ્યો.

"આટલી હમુને ખબર છે." ભૂતકઢાએ કહ્યું ને તે મૌન રહ્યો. સામેની ઓફીસમાંથી વેલચંદે કોઈ ને ફોન કરતાં તેનો અવાજ આવ્યો.

તે બોલ્યો: "હાં, એક બીજું. પરટિમાબાઈના ઓરડાની પાછળની અગાશી પર પડતી બારી પર એક પગલું અથવા ડાઘ બી હમુને મલી આયોચ. હમો લોક એમ અટકળ કરિયેચ કે કોઈ આદમી એ ઓરડામાંથી એ અગાશી અને નીચેની ગલ્લી વાટે ન્હાસી છૂટયો છે. એટલે હવે હમારી સામે આય સવાલ આવી ઉભો છે કે ખૂન પેલી કાલી સાડી વાલી બૈરીએ કરિયું કે કોઈ આદમી તેની પાછળ સુરતથી જ પડેલો તેણે કરિયું? હું સુરત એટલા માટે કેહુંચ કે પરટિમાબાઈ તે પરમાને નોંધાયલાં છે."

આ સાંભળી કનક વિચારમાં પડયો, અને ભૂતકઢા સામે જોઈ તેણે પૂછ્યું: "તમારી પાસે આથી કંઈ વધારે હકિકત નથી?"

"નહિ. હરખચંદ તથા ઘાટીએ પરટિમાનું બારણું ઉઘાડું દેખ્યું તેબી એક અજાયબીની વાત છે. જો કોઈ બી પાછલી બારી વાટે ન્હાસી છૂટયું હોય તો એવણે અગર તેણીએ આગલનું બારણું કાંય બંધ નહિ કીદું? તેથી તેની સલામતી તો રહેત કે'ની?"

"હા." કનકે કબુલ કર્યું: "હવે આ ગેબી બૈરી કોણ છે?" તેણે આગળ કહ્યું: "આ મરનાર પ્રતિમાબાઈ કોણ? તમે રાવણપુર તાર કર્યો છે?"

"કાંય નહિ! પણ મને હજી જવાબ મલિયો નથી. સુરતમાં પરટિમાબાઈને કોઈ જાણતું નથી."

"એ કયારે મરી ગઈ—તમને કંઈ ખબર છે?"

"ડાકટરો કહે છે કે સાડાદશ અને અગિયારની વચ્ચે મરી ગઈ હોસે તેને ગુંગળાવી મારી નાખવામાં આવી છે. એ લોકો કહે છે કે એ સવાદશ બજે પણ મરી ગઈ હોય!"

"અને પેલી કાળી સાડીવાળી બૈરી? એનું શું થયું?"

"હં! બરાબર!" ભૂતકઢા ઉત્સાહથી બોલ્યો: "મને આશા હતી કે આય ઠેકાણે તમે હમોને મદદ કરી શકશો!"

કનકના આશ્ચર્યનો પાર જ ન રહ્યો. "હું!" વિસ્મિત બની તેણે પૂછ્યું.

ભૂતકઢાએ જવાબમાં કહ્યું: "હા. હું તમને ખુલાસો કરૂં અને મી. કનકરાય, મહેરબાની કરી આય હું કહું છું કે બધું બહાર ભખી ન દેતા, બધું કોન્ફીડેન્સીયલ રાખજો. ટમારા પર હું ભરોસો રાખુંચ!"

કનકે ગંભીરતાથી માથું ધુણાવી કહ્યું: "પાકકો!"

"થેંક્સ! હવે આવા કેસોમાં હમો લોકો પ્રોએબીલીટીઝ પેલી તપાસીએચ! આય મરનાર રાવણપુરની રહેવાસી હતી. લિફ્ટ-બોય કહે છે કે પેલી કાળા સાડી વાળી પણ કોઇ કાઠિયાવાડી હતી. તમારા દેશી રાજ્યોમાં ખૂન કયાં લેવા જવાનાં છે? અને એના મહા-રાજાઓને ગાદી પર બેસાડવા અગર ઉઠાડવાનાં કાવત્રાં ઘણાંખરાં તો મુંબઇમાં જ રચાય છે. અમે લોકોને તો લગભગ ખાત્રી થઈ ગઈ છે કે આય ખૂન રાવણપુરની રાજખટપટનું પરિણામ છે. અને ત્યાં જબરી ખટપટ ચાલે છે તેના ખબર તો ઘણા વખતથી છાપાં વાંચ-વાથી જાણવામાં આવે છે."

કનકે આ બધું બીડેલા હોઠે અને નીચી ઢળેલી પણ સામાની મુખમુદ્રા બરાબર તપાસતી આંખે સાંભળ્યા કર્યું.

વખાણ કરવાની ફરજ પડતી હોય તેવી રીતે કનકે કહ્યું: "ખરેખર, આ બધું બહુ કાબેલિયત બતાવે છે. એટલી કાબેલિયત બતાવે છે કે મને તો જરાપણ સમજાતું નથી કે આમાં હું કયે ઠેકાણે મદદગાર થઈ શકું?"

ભૂતકઢા એકદમ ખરી વાત પર આવ્યા.

"રાવણપુરથી હમણાં જ મુંબઈ કોઈ બીજી ઓરત આવેલી છે કે કેમ તેની ખબર તમને હોય તો આપો. તમારી મદદ આમાં ઘણી જ ઉપયોગી થઇ પડશે."

કનકે જરા દિલગીર થઈ કહ્યું: "મને ખબર નથી."

"પણ તમે એ દેશી રાજ્યોના માણસ સાથે ઘણા ભળવાઓ છો. તમે પણ વેલચંદના દોસ્ત છો. તમે રાવણપુરના વકીલને ત્યાં જાઓ છો. રાવણપુરના વકીલ ખુદ પોતે મી. વિલાસરાય તમને સારી કાની ઓળખે છે." ભૂતકઢાએ ચડાવ્યો.

"તમારી વાતમાં એક મોટી ખામી આવે છે." કનકે કહ્યું: "વેલચંદ અગર મારા જેવા રાવણપુરના વકીલના દોસ્તોને રામસિંહની ગાદી સામે કોણ કોણ ખટપટ કરે છે તેની ખબર ન હોય."

ભૂતકઢાએ ભવાં ચઢાવ્યાં. "હા—એ સાચું." તેણે કબુલ કર્યું અને પછી કંઈક સૂઝયું હોય તેમ તેના ચ્હેરા પર ચમક આવી. "પણ તેની સામે કોઈ પણ ઓરત પોતાની જાનના જોખમે ખટપટ થવા દે ખરી કે? એ હમણાં દોસ્ત તરીકે વર્તે નહિ?"

કનકે હસીને કહ્યું: "તમે તો મારૂં માથું ફેરવી નાખ્યું! અલબત, તમે કહો છો તે બરાબર છે. છતાં મુંબઇમાં કોઈ રાવણપુરની નવી આવેલી ઓરતને હું ઓળખતો નથી. તમે વેલચંદને અગર વિલાસરાયને કેમ મળતા નથી?"

"હું મળ્યો છું."

"કેમ ત્યાં કંઇ વળ્યું નહિ?"

ભૂતકઢા ગાંજ્યો જાય તેવો નહોતો.

"નહિ, કંઇ નહિ. વિલાસરાય તો કાવત્રાંની વાતને જ હસી કાઢે છે. તેને ત્યાં હમણાં બે નવા મ્હેમાનો આવ્યા છે. પણ જ્યારે એવન પૂનામાં રહેતા ત્યારના એવન લોકોને સારીકની ઓળખે છે. એવન લોકો તો પુનાના છે."

"હા." કનકે કહ્યું: "હું મિસ વાઘેને મળ્યો છું." તે ઉઠયો અને પોતાનું ઘડિયાળ જોવા લાગ્યો. "માફ કરજો. મારે

એક માણસને મળવા જવાનું છે. દિલગીર છું, મી. ભૂતકઢા, કે હું તમને મદદ કરી શકતો નથી."

ભૂતકઢા મૂંગો રહી નવો ઉકેલ કાઢતો હોય તેમ કનક સામે તાકીને જોવા લાગ્યો.

"પણ તમે જરૂર મદદ કરી શકશો." તેના અવાજમાં ઘણી જ આછી ધમકી હતી. કનકને એમાં રહેલી ધમકી જોવી કે ન જોવી તેની સમજ પડી નહિ. "એ પરિમાબાઈએ તમારા માટે પૂછેલું! એ શા માટે પૂછે?"

કનકના ચહેરા ઉપર ભૂતકઢાના જેટલો જ અચંબો હતો. "મને જરાપણ સમજ પડતી નથી."

"અને તેણીએ મી. વેલચંદને માટે પણ પૂછેલું. વેલચંદ પણ કહે છે કે તેને પણ જરાય સમજ પડતી નથી. તમે બંને શું એને ઓળખતા નહોતા?"

જ્યારે એક બાબત ઉપર ભૂતકઢા વિચાર કરતા અગર તે ભાર દઈ સમજાવતા ત્યારે પોતાના અંગુઠા અને તર્જની વચ્ચે પેન્સીલ કે ફાઉન્ટન પેન રાખી સામેના માણસ તરફ પક્ષીની ચાંચ પેઠે હાથમાં હલાવતા. મેજ પર કોણી રાખી પેન્સીલ હલાવતા. તે બોલ્યાઃ "અહીં એ સવાલ ઉભો થાય છે કે તેણીને ખબર હતી કે મી. વેલચંદ રાવણપુરીઆ છે. તેણીને એ પણ ખબર હતી કે તમે આ મકાનમાં તેની સાથે રહો છો. આ બધું જોતાં તમારા બંનેમાંથી કોઈ પણ તેને પિછાનતા હોવા જોઈએ અગર તેણીના કોઈ સંબંધીને પિછાનતા હોવા જોઈએ. કોઈ પણ રીતે બીજી વાત બંધબેસતી નથી."

"નહિ." કનકે કબુલાત આપીઃ "પણ પત્થર જેવી સાચી નક્કર વાત એ છે કે મને તેની કે તેના નામની કશાની ખબર નથી. તેનો ફોટોગ્રાફ પણ મેં ફક્ત આજે સવારના છાપામાં જોયો."

ભૂતકઢા એકદમ ઉભો થઈ ગયો અને પેન્સીલ ખિસ્સામાં મૂકી બોલ્યો: " અને તમને ઓરત ફોન પર બોલાવે—કહે કે હું રાવણપુરની છું–મારે નાણાંની જરૂર છે–આમ કહેનારી ઓરત બિલ્કુલ અજાણ ?"

" જરૂર. " કનકે ઉત્સાહથી કહ્યું.

" જો નહિ બનવાનું બને " ભૂતકઢાએ બહાર નીકળતાં નીકળતાં કહ્યું: " ને તમારી જાણમાં કોઈ રાવણપુરની નવી ઓરત અહીં તાજેતરમાં આવેલી મળી આવે– " જાણે કે મિત્રતા ભરેલી સૂચના આપતો હોય તેમ તે બોલ્યો: " તો તેને જણાવી દેજો કે સાચી વાત કહેવામાં જ ફાયદો રહેલો છે. "

કનક ઉભો રહ્યો અને ભૂતકઢાને તીવ્ર શાંત નજરથી નિહાળવા લાગ્યો.

" એટલે— "

ભૂતકઢા એકદમ બરાડી ઉઠયો: " નહિ, નહિ, મેં કહ્યું તે જ. બીજું કંઈપણ નહિ. "

" વાહ. " કનકે ઠંડાગાર અવાજે કહ્યું: " મને કોઈ બનાવી જાય તે પસંદ નથી—પછી તે ડિટેક્ટીવ હોય કે ગમે તે હોય. "

ભૂતકઢાએ જવાબ ન આપ્યો.

" બીજું, " તે ઓસરીમાં આવીને બોલ્યો: " વેલચંદ જો વધારે વાત કરશે તો તેના લાભમાં જશે. આ તપાસ હમણાં જ શરૂ થયેલી છે અને જે લોકો પોલીસને મદદ નહિ કરે તેમને સહન કરવું પડશે. કેટલીયે ગુંચવાડાભરી બાબતો બહાર આવે છે— "



પ્રકરણ ૬ ઠ્ઠું

# પ્રમદાનું ચિત્ત

આરણું બંધ થતાં કનકે ભૂતકઢાની રૂબરૂ રાખેલું સ્મિત અને ઉત્સુકતા મોં પરથી દૂર કર્યાં. તેને ક્રોધ ચડ્યો હતો, ભય લાગ્યો હતો. ક્રોધનું કારણ એ હતું કે પૂર્ણિમાને ખરેખર ઘણી જ અગવડભરી સ્થિતિમાં મૂકે એવાં અનુમાનો ઉપર ભૂતકઢા આવ્યા હતા. ભયનું કારણ એ હતું કે રખેને ભૂતકઢા અગર તેનો કોઈ મદદનીશ તેને સવાલો પૂછવા એકદમ ચડી જાય.

બે ફલાંગ મારી તે ઑફિસને બારણે પહોંચ્યો અને વેલચંદને બેઠકમાં આવવા કહ્યું. રાવણપુરી કનકની મુંઝવણ જોઈ વેલચંદ આશ્ચર્ય પામ્યો.

"કનક," તેણે પૂછ્યું: "તેં તેને કંઈ પણ કહી દીધું છે એમ બને ખરું?"

"એણે મને બધુંય કહી દીધું." કનક બોલ્યો. પછી તેણે રાવણપુરની ખટપટ તથા પૂર્ણિમા પ્રતિમાના નામનું સરખાપણું વગેરે ભૂતકઢાએ કેવી રીતે અટકળ્યાં હતાં તે બધું કહી બતાવ્યું.

મોટી ગભરાટભરી ડાંફો ભરતો તે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો.

"તમને ખબર છે, વેલચંદ," તેણે કહ્યું: "તમે બહુ અબોલ

માણસ છો, અને તમારા બધા ખ્યાલો તથા યોજનાઓ હું બરાબર સમજી શકતો નથી, એટલે આ બાબતમાં મારી સ્થિતિ ન ઇધર કે ન ઉધર જેવી છે. માટે હું તમને પુછું છું કે આપણામાંથી કોઈને પણ આ પ્રતિમાબાઈનું ખૂન કરવાનો કંઈ પણ ઉદ્દેશ હોય એવું તમને લાગે છે? એટલે આપણા પક્ષના કોઈપણ માણસ ઉપર આ ખૂનની ટોપી પહેરાવી શકાય તેમ છે ખરૂં?"

વેલચંદ પોતાની પીઠ એક કબાટને અઢેલી કનક સામે જોતો જોતો ઉભો. તેણે થોડીવારે કહ્યું: "નહિ, મારા મગજમાં એ વાત બેસતી જ નથી."

"અને ભૂતકઢાએ કહ્યું કે વખતે પૂર્ણિમા જ રાવણપુરથી આવેલી બીજી અજાણી વૈરી હોય! એને એ રાવણપુરની ખટપટ ક્યાંથી સૂઝી આવી?"

વેલચંદના હોઠ ઉપર સહેજ તિરસ્કારનું સ્મિત છવાયું.

"પોલીસખાતું હંમેશાં એમ જ અનુમાન કરે છે." તેણે જરાય રસ વિના કહ્યું: "જે બાબત બનવા જેવી ન જ હોય તે પહેલી પકડે. આ જ રીતે આ ભૂતકઢો કાં તો તારા ઉપર કે નીલકંઠ ઉપર કે પછી ચન્દ્રમાની ડોશી ઉપર આળ ચડાવશે અને આ બાઇને ભૂલી જશે."

કનકે પોતાના હાથ પોતાના ખિસ્સામાં મૂક્યા. "તોપણ–" તેણે પ્રત્યુત્તર આપ્યો: "હું કુમારી પૂર્ણિમાને ચેતવવાનો છું."

વેલચંદ અક્કડ થઈ ગયો. તેની આંખોની નિસ્તેજ છાયા વધારે ઝાંખી પડી.

"ઉભો રહે.—" તેણે ધીમેથી કહ્યું: "પૂર્ણિમાને ચેતવવાં? શી બાબત?"

"ભૂતકઢો કહી ગયો તે બાબત: તેને તે મળવા માગે તો તે મુલાકાતમાં રહેતા ભય બાબત. જો તેને ખબર પડશે કે એ રાવણ-પુરનાં છે, તો તે જરૂર તેને મળશે."

વેલચંદે હજી પણ દગાબાજ નમ્રતાથી બોલવાનું ચાલુ રાખ્યું: "પૂર્ણિમાને ચેતવણી મળી ગઈ છે."

"મળી ગઈ છે?"

"હા, તેં ભૂતકઢા સાથે વાતચીત શરૂ કરી કે તરત જ મેં હરખચંદને એક ચીઠ્ઠી લખી તેની પાસે મોકલ્યો હતો. આ ભૂતકઢાને રાવણપુરની એક સ્ત્રી વિષે કેટલીક શંકાઓ ઉઠી છે એમ મેં તેને જણાવી દીધું છે."

તેના ચહેરામાં કંઈક એવું હતું કે જેથી કનકની ચિંતા વધી.

"બીજું કંઈ?—" તે વેલચંદની પાસે, સામે આવી ઉભો.

"અને આજે સાંજે એ આપણા ચારેયને અહીં દશ વાગે મળે."

કનકનો અવાજ વેલચંદના જેવો જ મૃદુ અને ધીમો થઈ ગયો.

"કેમ?" તેણે સવાલ કર્યો.

વેલચંદે અંગુઠા તથા આંગળીવતી ચપટી વગાડી.

"સમજાય તેવી વાત છે." તે બોલ્યો: "હમણાં મુંબઈમાં આ ખૂન સિવાય બીજી કશી વાત ચાલતી નથી. આજે સવારે અહીં આવતાં પહેલાં છાપાના રિપોર્ટરોને ભૂતકઢાએ સવારે જે બાબત બહાર નહોતી આવી તે કહી દીધી કે મરનાર બાઈએ આપણ—બંનેને મરતાં પહેલાં થોડીવાર ઉપર જ ટેલીફોન કરેલા હતા. આજે 'સાંજ' માં આપણી બંનેની છબીઓ પણ આવશે. રીપોર્ટરો અહીં આવી જ રહ્યા છે એમ સમજ. છેલ્લી પંદર મિનિટમાં રિપોર્ટરો સિવાય બીજા ત્રણ માણસોએ મને ફોન કરી પૂછી જોયું કે તું આ ખૂનને વિશે શું જાણે છે? વળી આ ભૂતકઢો ક્યારે રાવણપુરની ખટપટની વાત બહાર મૂકશે તે વિશેષણ કંઈ કહેવાય નહિ. આપણા બંનેના માથા ઉપર આફત ઝઝુમે છે, એ દીવા જેવું સ્પષ્ટ છે."

"સાચું." કનકે દાંત કચકચાવી કહ્યું: "ત્યારે હવે આપણે

ઉતાવળ કરવાની જરૂર છે ખરું? તેથી મેં પૂર્ણિમાને આપણને મળવા બોલાવેલ છે. આપણે શી શી અગમચેતી લેવી તે એકમતે નક્કી કરી શકીએ તો આપણે તેમ કરી નાખીએ. સાંકેતિક ભાષા બતાવવાની તેની ના–તે પણ વિચારી લઈએ. જો તેને પકડવામાં આવે ને તેના ઉપર ખૂનનું તહોમત મૂકી તેને જેલમાં લઈ જાય તો પછી તે ભાષાની કુંચી વિના આપણું શું થાય?"

"પણ તેને અહીં બોલાવી તેનું જોખમ શામાટે વધારવું?" કનકે કહ્યું: "કદાચ આજે રાતે પોલીસ તેની અને આપણી પાછળ છૂપી દેખરેખ રાખતી હશે તો—"

વેલચંદે એ વાંધો તિરસ્કારથી હસી દાબી દીધો.

"કનકભાઈ," તે બોલ્યો: "એણે રાવણપુરની સેવા બજાવવાનું બીડું ઝડપ્યું છે, તો પછી તેણે આપણી સાથે રહેવું જ જોઈએ. એ અહીં મજા કરવા આવેલ નથી."

"પણ," કનકે ગુસ્સાથી જવાબ આપ્યો: "તેનું શું થાય છે તે પણ જાણવું જોઇએ. તે તરફ પત્થર જેવું હૃદય કરી બેસી રહેવામાં કંઈ સાર નથી."

વેલચંદ બેદરકારીથી બોલ્યો. "ફક્ત તેના કચકચતા દાંતથી તેની લાગણી દેખાઈ આવતી હતી."

"હું તેનો વિચાર જ કરતો નથી." તેણે સામો જવાબ ફેંક્યો: "આપણે જે કાર્ય સાધવાનું છે તે જ હું જોઈ રહ્યો છું. તને પણ તેટલું જ વિચારવાનો હક્ક છે–પૂર્ણિમાને પણ. અને જો એ કાર્ય પાર ઉતારવામાં"–તે ચપટી વગાડી બોલ્યો: "તે જોખમમાં આવી પડે તો તે સંભાળવાનું તેનું કામ છે."

કનકના ગાલ ઉપર લોહી ચડી આવ્યું. વેલચંદને એક તમાચો લગાવવાની ઇચ્છા થઈ આવી, પણ તે માંડમાંડ રોકી શક્યો.

"ગમે તેમ હો," તેણે હઠીલાઈથી કહ્યું: "હું તેના બંગલે હમણાં જ તેને ચેતાવવા જાઉં છું."

એ રાવણપુરીના ચ્હેરા ઉપર સ્હેજ આતુરતા દેખાઇ. "આપણે બધાએ એમ નક્કી કર્યું છે કે તેની સાથે જેમ બને તેમ થોડા દેખાવામાં સહીસલામતી છે, તેનું શું?"

"મેં તેની સાથે એ વિશે વાત કરી હતી," કનકે જવાબ આપ્યો: "અને તે મારી સાથે મળતાં થાય છે. આપણે ચારે એની સાથે દેખાઇએ તેના કરતાં આપણામાંથી એકાદ જણ તેની સાથે દેખાય તેમાં કોઇને વહેમ ઉપજવાનું કારણ છે?"

વેલચંદે સામી દલીલ કરી નહિ. અત્યારે રાવણપુરનું ભાવિ કનકની ઓકલાંડ સાહેબ ઉપરની લાગવગ ઉપર અવલંબી રહ્યું હતું. એટલે તેની સાથે ઝગડવામાં તેને જરા પણ ફાયદા જેવું જણાયું નહિ.

"ન પણ હોય!" તેણે કબુલ કર્યું; અને ખિસ્સામાંથી સિગારેટ કાઢી સળગાવી.

કનક બારણા પાસે જઈ ઉભો રહ્યો.

"ત્યારે તમે છાપાવાળાઓને સમજાવી દેજો." તેણે કહેવા માંડયું: "મારા તરફથી પણ તમે બોલી શકો છો. બોલશો ને? કહેજો કે મને કાંઈ ખબર નથી. ખૂન વિશે હું કંઈ જાણતો નથી; મરનાર બાઇને હું ઓળખતો ન હોતો."

"હું જરૂર કહીશ." અને છાપાવાળાઓ તેની પાસેથી કાંઈ હકીકત લઈ ન જાય તેવું સૂચવતાં સ્મિતથી કહ્યું: "તારા ગળામાં હું કાંઈ નહિ નાખું."

વેલચંદને હરખચંદે કહ્યું હતું: 'મે કુમારી પૂર્ણિમાને જાતે ચીઠ્ઠી આપી. વાંચીને તેણે તમને કહ્યું.' 'બહુ ઉપકાર માનું છું.' હકિકતમાં હરખચંદ અને પૂર્ણિમા વચ્ચે ઘણી બાબતો બની ગઈ હતી.

બંગલે જઇને હરખચંદે અંદર કહેવરાવ્યું હતું કે મારે પૂર્ણિમા બાઇને જાતે એક સંદેશો આપવાનો છે. તેને બીજે માળે મોટા બેઠકના ઓરડામાં લઈ જવામાં આવ્યો હતો. થોડીવાર રાહ જોયા પછી પૂર્ણિમા અંદર આવી હતી.

તે અંદર આવ્યા પહેલાં હરખચંદની નજર તેના ઉપર પડી. તે બારણામાં નોકરને કાંઈ કહેવા તથા તેનો જવાબ સાંભળવા સહેજ ઉભી રહી હતી. જ્યારે તેણે ઓરડાના ઉપર વાસમાં રસ્તા ઉપર પડતી બારીએ હરખચંદને ઉભેલો જોયો ત્યારે તેના ચહેરા ઉપર કંઈ વિચિત્ર દર્શન હતું. પૂર્ણિમાના કરતાં ઓછી ચકોર કોઈ પણ સ્ત્રી કહી શકે કે તેના ઉપર તેને જોતાં કંઇક જાદુઈ અસર થઈ હતી. તેનું મોં ઉઘડી ગયું હતું. તેનો નીચલો ભારે હોઠ ભીનો થયો હતો. તેની આંખોમાં લોહીની તસરો ફૂટી હતી. તેનાં નસકોરાં શ્વાસોચ્છવાસથી ફુલતાં હતાં. સ્ત્રીસૌન્દર્યથી તે મૂઢ બન્યો હતો અને તેની મૂઢતા તિરસ્કાર ઉપજાવતી હતી.

જ્યારે તેની અને પૂર્ણિમાની આંખો મળી ત્યારે તે અજબ ચપળતાથી સાવધાન થઈ ગયો. એક પળમાં એ પોતાના શેઠનો વિવેકી, લગભગ ખુશામતખોર દૂત બની ગયો. તેણે પોતાની ઓળખાણ આપી: "હું વેલચંદ શેઠનો મહેતો હરખચંદ." અને મહોરબંધ કવર તેના હાથમાં આપી તે વાંચે તેની રાહ જોતો ઉભો રહ્યો.

તેણે તે વાંચ્યો. વાંચવામાં હરખચંદને જરૂર લાગે તેના કરતાં વધારે વખત લગાડ્યો. પછી તે કાગળ પાછો સંકેલ્યો અને કવરમાં મૂક્યો. તેના ચહેરા ઉપર કશો પણ ભાવ દેખાયો નહિ.

વેલચંદને પ્રત્યુત્તરનો સંદેશો પાઠવી પૂર્ણિમાએ તેને રજા આપી અને તે જતો હતો એવામાં તેને સૂઝ્યું કે છેલ્લી તકે હરખચંદ સામાન સરંજામના વહાણનો પત્તો લગાડવામાં કામ લાગે. જો છેવટે એવી જરૂર ઉભી થાય તો તેના સૂચન માટે તે તૈયાર રહે એવી

મનોદશામાંથી અહીંથી નીકળે એજ ઠીક એમ પૂર્ણિમાને લાગ્યું. તેણે ઇશારતથી તેને રોકયો.

"હરખચંદ, તમે રાવણપુરના છો કે?" તેણે પૂછ્યું અને જે સોફા ઉપર વેલચંદનો કાગળ વાંચતી તે બેઠી હતી ત્યાં બેસી તેના સામું જોઈ રહી.

"હા, જી." તે ખોખરા અવાજે બોલ્યો અને પોતાના હાથની કંપારી છૂપાવવા તે પાછળ હાથ ભીડી ઉભો રહ્યો.

કંઈ શારીરિક ચેષ્ટાથી, કદાચને આંખોમાં અત્યંત માર્દવ ભરવાથી પૂર્ણિમાએ દેખીતી રીતે જ તેને ખાસ લક્ષ આપીને વિવેક દર્શાવ્યો.

"અને અલબત, " તેણે અનુસંધાનમાં કહ્યું: "તમે રાવણપુરના, તેના કલ્યાણના, તેનાં સ્ત્રીપુરૂષોના ભક્ત છો."

તે આગળ આવ્યો. તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. તેની આંખો ચમકતી હતી અને પોતાની જ હિંમતથી ઝંખવાણો પડ્યો હોય તેવી રીતે નીચે નમ્યો.

"રાવણપુરમાં તમારા જેવી સ્ત્રીઓ છે." તેણે કહ્યું. પછી ગળગળે અવાજે બોલ્યોઃ "તેના ભક્ત થયા વિના કેમ રહેવાય?"

તે હસી. એ હાસ્યમાં ઠપકો અને કદર બંને ભર્યાં હતાં. ફરી તેણે હોઠ ઉઘાડયા ત્યારે તેના સ્વરમાં અત્યંત સમજાવટ ભરેલો ચતુર અંગત સૂર હતો. તેનાં નયનો ગોળ, જ્વલંત હરખચંદની નજર સામે ટેકવાયાં. તેના સૌન્દર્યનાં તમામ તીર તેને વાગવા લાગ્યાં.

"અને" તેણે નરમાશથી પૂછ્યું: "તમને જો તક મળે તો તમે તેની– એટલે રાવણપુરની સેવા જરૂર બજાવો? મને તેની સેવા બજાવવામાં મદદ કરો?–ખરૂં ને?"

હરખચંદના શરીરમાં માથાથી પગ સુધી કંપારી છૂટી અને બેવકુફ પેઠે હસ્યો.

"મને ફક્ત બતાવો—કઈ રીતે?"

પૂર્ણિમાએ બોલવાનું શરૂ કર્યું. પણ તે કઈ જાતનો માણસ છે તેનો વિચાર આવતાં જીભ ખાળી. તેણે એના ઉપર એવી અસર અજમાવી હતી કે તે પોતે ઉઘાડો પડી ગયો. પોતાના મનમાં એના વિશે અત્યંત રસભર્યો ભાવ છે એ બતાવવા જતાં તેણે પોતાના ચારિત્ર્યના દરવાજા વધારે પડતા ઉઘાડી નાખ્યા હતા. અને પોતે તેના દેહ માટે ધરાવેલી ગંદી કલ્પનાઓ પૂર્ણિમાની સામે રજુ કરી દીધી હતી.

તેણે એકાએક ઉભી થઈ આ ઇન્દ્રજાળ સમેટી લીધી.

"પણ હું ભવિષ્યની વાત હમણાં કરવા લાગી છું." તેણે બરફ જેવી શિથિલતાથી કહ્યું: "હરખચંદ, હમણાં ખાસ કામ નથી."

સહેજ માથું ધુણાવી એ ઓરડામાંથી ચાલી ગઈ.

હરખચંદ બેવકુફ તો નહોતો જ. તેને સમજ પડી હતી કે પૂર્ણિમાએ શું કર્યું હતું. પહેલાં કોઈ કારણસર તેણે તેના તરફ માયા બતાવી; પછી તેને મોહમાં નાખ્યો; પછી તેનાથી આગળ જઈ શકાયું જ નહિ. હરખચંદનું સ્વમાન ઘવાયું. તે સમજી ગયો કે એ પ્રમદાએ પોતાનું મન બદલી નાખ્યું–એને મન એ ગંદો જણાયો.

તેની ફિક્કાશ ઉતરી ગઈ. તેના મોં ઉપર લોહી ચડી આવ્યું. તેનાં પોપચાં નીચાં ઢળ્યાં અને આંખના ધોળા ભાગની આછી–બારીક રેખાઓ જ દશ્યમાન થવા લાગી. તેને આ પ્રમાણે પરાસ્ત કરવાથી તે પૂર્ણિમાને ધિક્કારી રહ્યો–તેના સૌન્દર્ય માટે મેલી લાલસા સેવવા લાગ્યો. પોતાના તિરસ્કારનું વેર લેવા તેણે ત્યાંને ત્યાં જ મનમાં નિર્ણય કર્યો.

---

## પ્રકરણ ૭ મું

### "ત્યારે ભય નથી"

પોતાની સુંદર માર્કવેટ રોડસ્ટર ચોપાટીના બંગલા પાસે વેલચંદની સાથે વાતચીત કર્યા પછી થોડી મિનિટે કનકે બરાબર રાખી. તેના મનની દશા અદેખાઈ ઉપજે તેવી નહોતી. તેના મનમાં ફિકર થતી હતી. તે પોતે પોતાને સમજી શકતો નહોતો. પોતે માથે લીધેલું કામ પોતાને માટે ઘણું મોટું–વધારે પડતું થઈ પડે તેવું છે, એવી તેને શંકા થતી હતી. એમાંથી નીકળી જવાની તેને ઇચ્છા થતી હતી. જે સુંદરીને તે ચેતાવવા આવ્યો હતો તેનાથી આ કાર્યમાંથી છૂટા થઈ જવાની વૃત્તિમાં વધારો થતો હતો. પોતે એના પ્રેમમાં પડશે તો શું થશે? તેના મનમાં ઘડીક તે યુવતી માટે ફિકર પણ ઉપસ્થિત થઈ રહી હતી. ઘડીક વેલચંદે બતાવેલી ક્રુર, બેદરકાર નિષ્ઠુરતા પર ક્રોધ સામ્રાજ્ય ભોગવવા માંડતો હતો.

તે પછી તેને આગલી સાંજે રાઈવાળાએ "સાલા–સું–જાણે કાંટાની ગાદી પર બેઠા—" એવી ફરિયાદ કરી હતી તે યાદ આવ્યું. પોતાની નિરાશ મનોદશાનું પણ એજ કારણ હોવું જોઇએ. વેલચંદ

શું ભોગ આપવો પડે છે તે જોયા વિના જલ્દી પતાવી દેવાનો નિષ્ઠુર નિર્ણય કરી રહ્યો હતો તેનું પણ એજ કારણ હોવું જોઇએ.

અનિશ્ચિતતા-લાંબી, ભૂતકઢાના વચમાં આવી પડવાથી હવે વધારે વિલંબાયેલી તેમની સર્વની પ્રતિકૂળ મનોદશાના કારણભૂત હોવી જોઇએ.

આત્મોપહાસનો એક ઉદ્દ્ગાર કાઢી તે ગાડીમાંથી નીચે ઉતર્યો અને ફલાંગ ભરતો બંગલા સુધી આવી પહોંચ્યો.

પહેલાંની માફક પૂર્ણિમાની રાહ જોતો તે બગીચા ઉપર પડતી બારીવાળા ઓરડામાં બેઠો; અને પહેલાંની માફક જ નોકરનાં દૂર જતાં પગલાં સાંભળતો રહ્યો. દરવાજો બંધ કરવા તેણે હાથ લંબાવ્યો. પણ આ વખતે પૂર્ણિમાએ તેને તેમ કરતાં અટકાવ્યો.

"આપણે વખતોવખત એકલાં આ પ્રમાણે દરવાજો બંધ કરી બેસવું નહિ જોઇએ." તેણે સૂચવ્યું: "તેથી બીજાઓની નજરમાં આપણી મુલાકાતો વધારે પડતી અગત્યની થઈ પડે છે. વળી ત્યાં બારી પાસે આપણી વાતો કોઈ સાંભળી શકવાનું નથી."

તેણે જોઈ લીધું કે કનકના રોમ રોમમાં ભય ભર્યો હતો. તેના ચ્હેરામાં, તેના અવાજમાં, તેની સામે તે બેઠેલો હતો તેથી તેની તમામ પ્રત્યક્ષ થતી ચેષ્ટાઓમાં, તેના કોટની ફડક સાથે રમત કરતા તેના જમણા હાથમાં, છલોછલ ભય તરવરતો હતો.

કનક તો તેણે પૂર્ણિમાનું જે સ્વરૂપ પહેલાં કદી જોઇ શક્યો નહોતો તે જોવામાં તલ્લીન થઇ ગયો હતો. તેની સન્નિધિની ગર્ભ-શ્રીમંત સુંદરતા, તેના ચળકતા વાળની સ્વચ્છ સૂક્ષ્મતા, તેના પોષાકની કલામય સાદાઈ, તેની આસપાસ પ્રસરતી અજબ, ભાગ્યે જ કળી શકાય તેવી સૌરભ, અને એને આ પ્રમાણે જોઇને એનું રક્ષણ કરવાનો તેનો પહેલાંનો નિશ્ચય વધારે બળવત્તર બની ગયો.

" તમને વેલચંદની ચીઠ્ઠી સમજાઈ ? " તેણે વાતની શરૂઆત કરી.

" તેમાં જે હતું તે સમજાયું." તેણે જવાબ દીધો. રાધવાશ્રમના ખૂનમાં સંડોવવાના આશયથી રાવણપુરથી તરત આવેલી કોઈ બાઈની પોલીસ તપાસ કરે છે એમ તેણે મને લખ્યું હતું. હું પૂનાની છું એ વાત ટકાવી રાખવા તેણે મને વિનંતી કરી હતી."

" ત્યારે તેની સૌથી ખરાબ વાતની વેલચંદને ખબર નથી." કનક બોલ્યો, અને ભૂતકહાને શંકા ગઈ હતી કે આ ખૂન કોઈ રાવણપુરને લગતી ખટપટમાંથી નીપજ્યું છે તે કહી બતાવ્યું.

પૂર્ણિમાને ચિંતા કરતાં આશ્ચર્ય વધારે થયેલું જણાઈ આવ્યું.

" હા—આ—આ ! એ તેને ક્યાંથી સૂઝયું ? "

" અટકળિયો ધાસ્તો ! વેલચંદ કહે છે તેમ છૂપી પોલીસ હંમેશાં અસંભવ વાતો સ્વીકારીને આગળ વધે છે. પણ મને તમારી ફિકર થઈ પડી છે. તમે કાલે રાતે ક્યાં હતાં ?"

" હું મારી મા સાથે સિનેમામાં હતી." તેણે તરત જવાબ આપ્યો. અને પોતાની ગંભીરતામાં 'મા' શબ્દ ઉપર રવિવારે રાતના જે ભાર મૂકી પેલા ચાર માણસોને ભગરાવ્યા હતા તેવો ભાર મૂકવાનું તે ભૂલી નહિ.

પૂર્ણિમા પ્રત્યેની પોતાની કાળજી વ્યક્ત કરતાં કનકે પૂછ્યું: " તમે સિનેમા જોવા ગયાં હતાં, તે સાબિત કરી શકો ખરાં ?"

જવાબમાં પૂર્ણિમા બોલી: " હા. સુભાગ્યે મારી પાસે ફાડેલી ટીકિટનાં અડધીયાં પણ છે."

" તમે તમારી મા સાથે ગયાં ને તેની સાથે જ પાછાં આવ્યાં હતાં, ખરૂં ?"

" હા."

" તમે પાછાં આવ્યાં ત્યારે કેટલા વાગ્યા હતા ?"

કનકના આ સવાલથી તે મૌન બની વિચારવા લાગી. થોડી-વારે બોલી: "મને લાગે છે કે સાડા અગિયાર થયા હતા. સિનેમા અગિયાર પર હશે અગર સવાઅગિયારે પુરૂં થયું."

"તમને બંગલામાં આવતાં કોઈએ જોયાં હતાં?"

"હા, દરવાને. અને વિલાસરાય તથા સુશીલાકાકી એ વખતે હજી જાગતાં હતાં."

"ચાલો, એટલો પ્રભુનો પાડ માનો." એટલું કહી કનકે પોતાની ભ્રમર ભેળી કરી ને ખુરશીમાં આરામથી બેઠો. તેના મગજમાં બીજાજ વિચારો રમતા હતા. થોડીવાર મૌન રહી તે બોલ્યો: "પૂર્ણિમા–બ્હેન, રવિવારે રાતે તમે કહ્યું હતું કે વિલાસરાયને તમે સમજાવ્યા હતા. તેણે કહ્યું કે તમે પુનાથી આવ્યાં છો. તમે કહેલું કે ભવિષ્યની કેટલીક મુશ્કેલીઓ નિવારવા માટે તેમ કરવાથી ઠીક પડશે. તમે તેને કઈ રીતે સમજાવી શક્યાં? મારી જિજ્ઞાસા માટે મને માફ કરશો. પણ આ ખૂન પછી અને પોલીસ કોઈ બીજી રાવણપુરની સ્ત્રી માટે તપાસ કરે છે તે જાણીને તમારી દીર્ઘદૃષ્ટિ માટે મને માન ઉપજ્યા વિના રહેતું નથી."

"મારી દીર્ઘદૃષ્ટિ માટે તમે વધારે પડતો અભિપ્રાય ધરાવો છો." પૂર્ણિમાએ કહ્યું. પળેક વિરમી તે કહેવા લાગી:—

"—આ કામ કરતાં જેટલી સાવધાની રખાય તેટલું સારૂં. એ સિવાય મેં વધારે દીર્ઘદૃષ્ટિ વાપરી નથી. અને વિલાસરાયે મારૂં કહેવું કબુલ કર્યું તેનું કારણ એ કે મેં તેમને કહ્યું હતું કે હું અહીં મુંબઈમાં છું તે દરમ્યાનમાં રામસિંહજી માટે થોડુંક કામ મારે કર-વાનું છે, અને એ કામ પુરૂં થતાં હું તેમને જણાવીશ કે તે શું હતું. દરમ્યાનમાં મને આટલી સગવડ આપવી."

કનક ચૂપ રહ્યો અને તેના ઉપર થઇને બારીમાંથી બહાર જોતો જોતો તેની ચાતુરી, તેની અનહદ સમયસૂચકતાનો વિચાર

કરવા લાગ્યો. બારીમાંથી ચોપાટીના રસ્તા ઉપરના અવાજો-ડામરની સડક ઉપર મોટરના ડાયરના સૂશ સૂશ, બાળકોનાં હાસ્ય અને મોટરનાં ભુંગળાં-વગેરે સ્પષ્ટ સમજાતા હતા.

તે જરા આગળ નમ્યો અને પોતાની મુક્કી પોતાના ઘુંટણ ઉપર મારી.

" આજ પણ કાલની માફક જ" તે જરા અટકીને બોલ્યોઃ " લગભગ બાયલો દેખાયા વિના મારે જે કહેવું છે તે કહી શકાતું નથી. જો બાયલાઇ નહિ તો અત્યંત ઉદ્ધતાઈ તો જરૂર જ. પણ તે છતાં મારે એકજ વાત કહેવાની રહે છે. હું તમને ઓળખી શક્યો છું. જ્યારે તે રવિવારે રાતે આપણી બંનેની નજર ઘણીવાર સુધી મળી ત્યારે મેં તમને ઓળખ્યાં-જાણે આખા જીવનભરનો હું તમને ઓળખતો હોઉં તેવી રીતે ઓળખ્યાં."

પૂર્ણિમા પોતાનાં નેત્રો અર્ધ ઢાળેલાં રાખી કનકના ચહેરાપરના ભાવની નિરીક્ષા કરતી ખુરશી પર પડેલી હતી. તેની રીતભાતમાં ચપળતા, કાળજી અને સતેજતા હતી.

" આમ બાબત હોવાથી— " તેણે બોલવા માંડ્યુંઃ " આવી રાજકીય બાબતોમાં ભાગ લેતી તમામ સ્ત્રીઓ કરતાં તમે તદ્દન જૂદાં પડો છો. એ લોકો આને છૂપી નોકરી કહે છે. એનું નામ ખરેખર તમને માટે તો પુરૂષોને લલચાવવા—પછી ગમે તે રીતે, ગમે તે રસ્તે. આ બીજી સ્ત્રીઓ, સામા પક્ષના પુરૂષો દારૂના નિશામાં અગર ક્ષણિક મોહવિલાસમાં પોતાનાં રહસ્યો ઉઘાડાં પાડી દે છે ત્યારે પોતાનું કામ પૂરૂં થયું સમજે છે."

તેણે તિરસ્કાર છૂટતો હોય તેવી ચેષ્ટા કરી પોતાની ખુરશી પૂર્ણિમાની નજીક ખેંચી.

" આ સ્ત્રીઓ એવી અનિચ્છનીય યુક્તિ લડાવે છે, અને એવાં ગંદાં

પ્રલોભનો ઉભાં કરે છે કે જે નીતિને છાજતું ન હોય. પણ તમે— " સહેજ અટકી તે બોલ્યો: " એ સર્વ અનિચ્છનીય બાબતોથી દૂર છે. હું તમારી પ્રશંસા કરવા માગું તો તે માટે શબ્દો જડે નહિ. આ તો એ આત્માની વાત છે. "

તેનું ધીમું હાસ્ય આ ખ્યાલ સરખાની પણ મશ્કરી કરી રહ્યું. " તે દિવસે રવિવારે રાતે લેમીંગ્ટનરોડ ઉપર હું જોઈ શકયો કે તમે તદ્દન શુદ્ધ—સૂક્ષ્મ છો. હવે હું તમને બાયલો લાગું છું ? બાલીશ ! હું દિલગીર છું. પણ મારે તમને કહ્યા વિના છૂટકો નહોતો. આ જાતની ખટપટમાં હંમેશાં પુરૂષો સ્ત્રીઓ પાસેથી ગંદી ખુશામતની અપેક્ષા રાખે છે. તેમાં કેટલાક સારા પણ હોય છે, કે જે સ્વચ્છ રહી ફકત ખટપટના ઉત્સાહ અને મોટા હિતની તરફ જ લક્ષ આપે છે. પણ વધારે દરજ્જે તો આમાં ગુન્હેગારો, શકદારો હોય છે. તેમને ઈશ્વર, માણસ કે ઓરત કશાની પડી હોતી નથી— જેઓ ગુન્હો, હલકાઈ, અધમતાને જ પરવશ હોય છે. અને તમે અસાવધ રહી તમને અનુકૂળ ન હોય એવી કોઈ વાત સાંભળો અથવા એવા સંજોગોમાં મૂકાઓ તેના ખ્યાલ સરખાને પણ હું તિરસ્કારૂં છું. "

પૂર્ણિમાના હાસ્યમાં દિલગીરી ભરી હતી. હરખચંદની સાથેની થોડી ક્ષણો તેને યાદ આવી.

" હા. " તેણે ધીમે અવાજે કહ્યું: " અંતિમ વિજય મેળવવા માટે કેટલાંક પ્રતિકૂળ કામો પણ કરવાં પડે છે. "

" જરા સાંભળો. " તેણે આતુરતાથી—સહજ દુઃખથી કહ્યું: " હું તમને વિનંતિ કરૂં છું કે વેલચંદને તમારૂં અહીંનું કામ પુરૂં કરવા દો. હું તમને ખરેખર કહું છું. તમે જો મારૂં કહેવું માનશો તો હું ગમે તે ભોગ આપીશ. તમે કહેશો તે કરીશ. "

કનકના આ શબ્દોમાં લાગણી–ન ભૂલાય તેવો અર્થ–ભર્યાં હતાં તેથી તેનું હૃદય આર્દ્ર બન્યું હતું.

પૂર્ણિમાએ ખુરશી પર સ્થિર થઈ, સ્મિત કરી સવિનોદ કહ્યું: " ભાઈ કનક, મારે બદલે કોઈ બીજી ઓછી બુદ્ધિવાળી સ્ત્રી હોત તો તેણે આ પળે એમજ માની લીધું હોત કે તમે મને પ્રયણ શબ્દો સંભળાવી રહ્યા છો."

કનક ચમક્યો. તેનો ચહેરો એટલો જલદીથી બદલાયો કે જાણે પીડાથી તેના ઉપર વીંટ પડી હોય. તેની આંખો પૂર્ણિમાની હાસ્ય-મુગ્ધ આંખો સામે તાકી રહી.

" તમને પ્રણયશબ્દો ! " તે બોલી ઉઠ્યો.

પૂર્ણિમાએ ડોકું ધુણાવ્યું.

તેનો હાથ ફરી તેના કોટની ફડક સાથે રમવા લાગ્યો. તેણે પોતાની નજર ફેરવી નાખી.

" ના." તેણે ગંભીર થઈને છેવટે કહ્યું: " તમને એમ તો લાગ્યું નથી ને ! મને—" સ્હેજ અટકી કહેવા માંડ્યું: " ખરી હકિકત તો એ છે કે કોઈને પ્રણયશબ્દ કહેવાનો મને જરાય અધિકાર નથી. હું તમને આ બધું કહી રહ્યો છું તેનું કારણ એ છે કે હું તમારો પ્રશંસક છું, તમારી સંગતિ મને અનુકૂળ પડે છે."

પૂર્ણિમાએ ખરી હકિકત જોઈ લીધી.

" એમજ છે ? આપણને બન્નેને ત્યારે ભય નથી."

એટલે તે પણ હસ્યો—હજી સાવ તો સ્થિર થયો ન હોતો તોપણ.

" જાણે તમને કદિપણ ભય હોઈ શકે, તમે અહીંનો કટાકટિનો મામલો જોઈ લ્યો તો સારૂં." તેણે પોતાનો આગ્રહ છોડ્યો નહિ. " પોલીસને આપણે જે જાતની ખટપટ કરીએ છીએ તેવી ખટપટની શંકા ગઈ છે. કંઈક એવું બન્યું કે જેથી તમને આ ખ્યાલ આવ્યો,

શું? વળી તેઓ તરતમાં જ અહીં આવેલી કોઈ રાવણપુરની બાઈની તપાસ કરે છે. તેમને ખબર તો પડશે કે એ બાબત તમને બરોબર લાગુ પડે છે. તમને આ મામલો કટાકટિનો લાગતો નથી?"

તેનું ધીમું હાસ્ય આ ખ્યાલ સરખાની પણ મશ્કરી કરી રહ્યું.

"મારે માટે?" પૂર્ણિમાએ પૂછ્યું.

"હા—અને આપણા કામ માટે."

"કઈ રીતે?"

કનકે કેટલાક જવાબો ઘડી કાઢ્યા, પણ છેવટે એકજ જવાબ વાળ્યો: "પોલીસનો કોઈપણ માણસ સવાલ ઉપર સવાલ પૂછીને, તમને થકવી નાખી તમારી પાસેથી પત્તો મેળવી શકે."

તેના અટ્ટહાસ્યમાં કનકને ઠપકો હતો.

"ભાઈ કનકરાય, છેવટે તમે અસંભવિત વાત ઉપર આવ્યા છો. તમે મારી બુદ્ધિની કીંમત ઘણી જ ઓછી આંકી છે."

તેની નિરાશાનો પાર નહોતો. તેની વિનંતી પૂર્ણિમા પાસેથી કશો પણ ગંભીર જવાબ કઢાવી શકી નહિ. તેણે ખુરશી હડસેલી નાખી, એકદમ ઉભો થઈ અસાવધપણે ઉભો રહેવાથી પોતાના કહેવાની વધારે અસર થશે એમ સમજી કહેવા લાગ્યો: "તમાર મા સાથે તમે મુંબઈ છોડી જાઓ." તેણે અરજ કરી: "તેમ કરવાથી તમે અહીંની સ્થાનિક વસ્તુમાં કશો પણ રસ નહિ ધરાવનાર એક પૂનાનિવાસી ગણાશો. મારું કહેવું માનો. હું તમને આજે સલાહ આપવાના કામમાં મારા અંતઃકરણને સમજાવી શકું તેમ છું. આમાં વેલચંદને, રાઈવાળાને, અનુમલને હું વફાદાર મટતો નથી. તમારા જતા રહેવાથી તેમના કામમાં હરકત આવવાની નથી. મને સંકેતભાષાની ચાવી આપો, અને મને મળી આવે એટલે સામાન સરંજામના વહાણને આપવાનો સંદેશો આપો. ચોતરફથી સપડાઈ જાઓ તે પહેલાં મારી સલાહ માનો."

આ સાંભળી પૂર્ણિમા ઉઠીને તેની સામે ઉભી. તેના ચહેરા ઉપર અચૂક નિશ્ચય હતો.

"ના," તેણે માથું ધુણાવી જવાબ આપ્યો: "એમ બની શકે નહિ. તમે બહુ માયા બતાવો છો, પણ આ બાબતમાં મારી લાગણી શી છે, તે મેં તમને સ્પષ્ટ કહેલું છે. હું બ્હીતી નથી, અને સગરામસિંહે અમૂક બાબતો પાર ઉતારવા માટે મને સોંપી છે."

તે છેવટે તેને વશ થયો. તે પાછો હટ્યો અને નીચો નમ્યો. પોતાના હૃદય ઉપર તેણે એક હાથ મૂક્યો. શરણ થવાની આ બધી ચેષ્ટા તેના હૃદયની તીવ્ર પીડા છૂપાવી શકી નહિ.

"ત્યારે હું તમારા તરફથી લડું છું." તે બોલ્યો: "–સુખી છેવટ સુધી."

"હા, તે હું જાણું છું." પૂર્ણિમા બોલી: "પણ—"

તેણે વાક્ય પુરૂં ન કર્યું. બંને બારી પાસે ગયાં. મધ્યાન્હના સૂર્યમાં જીવનથી સળગતાં પુષ્પો નિરખવા લાગ્યાં.

"વેલચંદે આજે રાતે બધાંને બોલાવ્યાં છે." કહી તેણે પૂછ્યું, "શા માટે–તમને ખબર છે?"

"સાચું કહું તો છે." તેણે કહ્યું: "સંકેતભાષા તથા તેની ચાવી તમે તેને સોંપી દ્યો તેવો આગ્રહ કરવા માટે."

"હું તે નહિ સોંપું." તેણે દૃઢતાથી કહ્યું: "સગરામસિંહની આજ્ઞા પરથી એક તસુ પણ ખસવાનો મારો ઈરાદો નથી, એ વાત એ માણસ સમજી શકતો નથી. તેમજ પેલા વહાણનું સ્થળ બતાવવા તે બંધાયેલો છે તે પણ તેને ગળે ઉતરતું નથી. પણ મારે તો તે શોધવું જ જોઈશે. એ વિના નહિ ચાલે."

"તમારી જગ્યાએ હું હોઉં તો હું એ લોકોને મળવા ન જાઉં."

"શા માટે નહિ?" તેણે પૂછ્યું: "તમારૂં મકાન અહીંથી

બહુ છેટું નથી. કાંઈપણ જાણ્યા વિના હું અહીંથી ત્યાં આવી શકું છું. રવિવારે હું તે જ રીતે આવી હતી."

"પણ તેથી શું સરવાનું? વેલચંદને જોઇએ છે તે તો તેને મળવાનું નથી."

તેની હડપચી સહેજ ઉંચી થઈ.

"બરાબર એમજ છે. વેલચંદે હવે એ સ્પષ્ટ સમજી લેવું જોઈ એ. વળી એ પણ સગરામસિંહના હુકમની વિરુદ્ધ જઈ શકે તેમ નથી."

પછી વાતચીત બીજા હળવા વિષયો પર ઉતરી. કનકને તેની સાથે ટેનીસ રમવાનો વિચાર હતો, તે તેને યાદ આવ્યું. હિન્દુ જીમખાનામાં રમવા આવવા તે રાજી હોય એમ જણાયું.

"ત્યારે આજે ચાર વાગે તમને બોલાવવા આવું?" જતાં જતાં કનકે પૂછ્યું.

"જરૂર—" તે બોલી: "હવે તમને ઉતાવળ છે?"

"ના–ઘણી ખુશીથી રોકાઉં; કંઈ કામ હોય તો—"

"મારી માને મળો તો—" તે બોલી: "જરા ખમો તો." કહી તે અંદર ગઈ અને એક સુંદર, સફેદવાળવાળી, ઉંચી, પાતળી અને પ્રભાવ પાડતી બાઇ સાથે બહાર આવી. કનકે તેને નમન કર્યું. તેના જવાબમાં તે બાઇ કાંઈક ગણગણી, પણ સ્પષ્ટ સમજાયું નહિ.

"મારી મા–" પૂર્ણિમાએ ફરીથી 'મા' શબ્દ ઉપર અસલ પ્રમાણે વિચિત્ર ભાર મૂકી કહ્યું: "સાંભળતાં નથી ને બોલી શકતાં યે નથી."

થોડીવારે કનક બંગલાની બહાર નીકળ્યો. તેના મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો: "એ સુંદર સફેદવાળવાળી બાઈ ખરેખર એની મા હતી કે કોઈ સંબંધી હતી?"

મનમાં ને મનમાં તેણે સમાધાન મેળવ્યું: "ગમે તેમ હોય." તેણે કરડાઈથી વિચાર્યું: "મિ૦ભૂતકઢા અહીંથી કંઈ ખાટી જાય તેમ નથી."

## પ્રકરણ ૮ મું

## ગેરહાજરી ક્યાં ?

**શોતન** રૂસ્તમ કાલીવાવડીવાલા ગલગોટા જેવા જુવાન હતા. તેનાં અભિમાની મા તરફથી તેને ઘણું સારૂં વેતન મળતું હતું. પણ કુદરતે તેને બહુજ નાની મૂછો આપી હતી. તે વિલાયતી ઢબના માણસ હતા અને એક વાગે લંચ લેતા. તેઓએ લંચના પહેલાંનો ત્રીજો કૅાકટેલ પુરો કર્યો તેવામાં મિ. ભૂતકઢા કનક સાથેની પોતાની વાતચીત પુરી કરી કોટમાં આવેલી વેલિંગ્ટન કલબમાં કાલીવાવડીવાળા આશાએશથી આરામ ખુરશીમાં પડ્યા હતા ત્યાં ચડી આવ્યા.

મિ. કાલીવાવડીવાળા વાતો કરવાના વલણ પર જ ચડેલા હતા. તેને સેક્રેટરીએટમાં સારી કારકીર્દિની આશા હતી અને તેથી અંગ્રેજ વિવેકરીતિ તથા ગુજરાતીનું ઘણે ભાગે અજાણપણું પોતાના વ્યવહારમાં ખાસ બતાવતા હતા. પહોળી કાળી પટ્ટીએ લટકાવેલું ચશ્મું તે એક આંખ પર પહેરતા અને વાતચીતમાં વખતો વખત ' અ-અ-અ- ' ને ' ઓ-ઓ- ' ઘુસાડતા.

અનુમલના ઓરડામાં રાતે પાર્ટી જામી હતી તે બાબતની પોતાને થોડી માહિતી જોઈતી હતી, એમ કહી મિ. ભૂતકઢાએ તેને વાત પર ચડાવ્યો.

“ અ-અ-અ-ખુશીથી, થેંકયુ. ” કાલીવાવડીવાળાએ નરમાશથી જવાબ આપ્યો.

“ હા ! ” ભૂતકઢાએ પાપડ ભાંગતો હોય તેવી રીતે કહ્યું: “ તમે પણ આય પારટીમાં સામેલ હટા—ખરૂં કે, બાવા ? ટમો અને મી. રાઇવાળાનો પેલો બીજો દોસ્ત મી. ટલકચંડાની. ”

“ ઓ-ઓ-કેમ ? હા ! અ-અ-અ ! ” વાવડીવાળાએ કબુલ કર્યું.

મિ૦ ભૂતકઢાએ પોતાની કલમ બહાર કાઢી અને પક્ષીની ચાંચ પેઠે તેની સામે હલાવવા માંડી ને બોલ્યો: “ જૂઓની મી. વાવડીવાળા, આય ટમારી હાલટ જરા ઠીક નથી. આય ટમે સેક્રેટરીએટમાં સારી જેવી પાયરી પર ચરવા આસા રાખોચ. ટમારાથી કાંઇ આય માનસો કે જે ગમે તારે છાપામાં ચરી પ્રખ્યાટી પામે ટેવું કંઇ થઇ સકે બકે નહિ. તમારૂં નામ હજી કાંઇ આય ખૂનમાં સંડોવાયું નથી અને ટમને જે બી સવાલ પૂછવામાં આવે તેના સરખા સાચ્ચા જવાબ મલશે તો ટમુને એ આફતમાંથી બચાવી બી લઇ સકાય, સમજીઆ કે ? ”

એ જુવાનનો હાથ તેના મોં ઉપર ગયો અને તેની આછી —નહિ જેવી મૂછ ચૂંટવા લાગ્યો. તેણે ડહાપણથી ડોકું ધુણાવ્યું.

“ અ-અ-અ-તમે ટ્રુથ કહેઓ ચ, સમજીઆને ! થેંકસ. ” તેણે ભારેખમ અવાજે કહ્યું; “ તમારે સું ઇન્ફર્મેશન જોઇએ ચ ? ”

“ એ ચોપટની રમટ દરમ્યાન રમનારાઓ સું કરી રહ્યા હટા ટે—કોઇ બારવેર ગિયું હટું કે કેમ ? મી. દેસાઇ અગર મી. વેલચંડ ? ”

“ ઓ-ઓ- મી. ડેસાઈ ગયેલા હુટા. ”

“ બીજું કોઈ ? ”

“ અ-અ-હા, મી. વેલચંડ બી. ”

“ કોઈ બીજું ? ”

"નહિ, નહિ. એ-એ. ના-કોઈ નહિ."

"ઠીક. ટો આય મિ. ડેસાઈ અને વેલચંડ એવન લોક કેવારે બહાર ગયલા?"

વાવડીવાળા એક એક વિચાર કરવા લાગ્યા ને પોતાનાં ચશ્માં આમતેમ નચાવી રહ્યા.

"તેવન બંને એક સાથે બહાર ગયલા." કાંઈક યાદ આવ્યું હોય તેમ તે બોલ્યાઃ "અ-અ-હા, આય સાફ દેખીતું છે. લગભગ-કેહેવોની-ડસ પર વીસ-ઓ-પચીસ થઈ હોસે. કાંય, તમે નહિ સમજીયા. એવન બંને ચોપટ પરથી એકલાગા જ ઉઠેલા. ને ટમે સમજીઆ ને! બાજુના એ મારવાડીના રૂમમાં ગયેલા. આ-આહ-મેં તેમના બંનેના અવાજ બી અંડર થોડી મિનિટ વેર સાંભળેલા."

"કેટલી મિનિટ ?"

"આહ-આહ-કેટલી ?-થોડીક-એ તનેક હોસે. પછી ચાલીમાં પડતા દરવાજેથી તેવન બંને બાર ગિયા. મેં એ બારણું અફળાતું બી સાંભળેલું. તેવન બંને અરધોએક કલાકવેર ગેરહાજર હુટા. મી. ડેસાઈ પહેલ્લા આવેલા-ટે વખટે મને લાગેચ કે અગિયારમાં ડસેક મિનિટ કમ હોસે. વેલચંડ પાછો આવિયો ટિયારે લગભગ અગિયાર થયા હુટા. તન ચારેક કમ બી હોય."

મિ. ભૂતકઢા પોતાની ખુરશી પર લગભગ લટકી રહ્યા હતા. તેની આંખો ઝીણવાઈ અગ્નિની ચિનગારી જેવી દેખાતી હતી. તેના સવાલો મિનિટગનની ગોળી પેઠે સડસડાટ પૂછાઈ રહ્યા હતા.

"હવે-" તેણે તેને આગળ ધપાવ્યુંઃ "બીજું સું ? એવન લોકો કંઈ બોલેલા કે, કાંય બહાર જવાનું થયેલું કે કાંઈ બીજું બી ?-"

"આહ-અ-અ-કંઈ કહેલું ?" વાવડીવાળાએ પડઘો પાડ્યોઃ "ન-નહિ જી, હાં-સાચ્ચે-તમે સમજીઆને-એવન લોગ કંઈબી બોલેલા નહિ. કોઈએ પૂછિયું બી નહિ હુટું ને!"

મિ. ભૂતકઢાએ પોતાની કલમ તેના તરફ હલાવી.

" મિ. વાવડીવાળા, જરા આય મને કેહેવોની–આય જરા બહુ અગટની બાબટ છે–એવન લોગ ખુલ્લે માથે બહાર ગયેલા કે?"

" ખુલ્લે માઠે? ઓહ-ઓહ–આઈ સી–લેટ મા સી. હા, મિ. ડેસાઈ ખુલ્લે માઠે ગયેલા ખુલ્લે. વેલચંડે પોતાની હેટ માથે મૂકેલી. તે પાછો આવિયો ટિયારે બી તેને માઠે એજ હેટ હુટી–કાલા પટ્ટા-વાલી, હલકી ભૂરી હેટ–સમજીઆને!" ભવિષ્યના સરકારના સેક્રેટરી સાહેબને કંઈ કરડયું હોય તેવી રીતે ખુરશી પરથી તે એકદમ ઉછળ્યાઃ " ઓહ-ઓહ-આઈ સે! ટમે સુ કહેવા માગો ચ! આય બે લોક આય ખૂનમાં તો સંડોવાયલા નથી ને!"

મિ. ભૂતકઢાએ તેની ગભરામણ ઓછી કરી.

" નહિ રે–એ સુ બકોચ! પન આય કેસમાં સહેજ બી સંડો-વાયલા ડરેક આડમીની હિલચાલ સંટોસકારક રીટે સમજાવી ટો જોઈએ કે ની! ટમે મને મડડ કરવાથી એવન લોગને બી મડડ કરી સકસો–કે એવન લોગ સાંભે કંઈબી જાતના ડાઉટ લાવવા એ બિલ્કુલ બેહુદું છે. આય રીટે સમજીઆ કેની?"

મિ. વાવડીવાળાએ ડોકું ધુણાવતાં કહ્યું; " અ-ઓહ યેસ-પ્લીઝ! આહ–બરાબર!"

મિ. ભૂતકઢાએ તરત બીજો ભડાકો કર્યો.

" અનુમલના ઓરડામાંથી ટેલીફોન ઉપર કંઈ વાટચિટ થયેલી હુટી કે?"

" ઓહ!–ટેલીફોન? નહિ જી–હા. હા. વેલચંડ–એટલે કે ટમે સમજીઆને–તેને માટે રીંગ હુટી–લગભગ સાડાનવ વાગે."

" તેણે સું કીધું તે કાંઈ યાદ છે કે?"

મિ. વાવડીવાળાને પોતાનું અપમાન થતું હોય તેમ લાગ્યું. તે એકદમ અંગ્રેજ થઈ ગયા. "અય ટમે શું કેહેવોચજી ! મેં તે તરફ મારા કાન બી નહિ માંડિયા હુટા."

ચિડાઈ ગયેલા વાવડીવાળા જેવા સદ્‌ગૃહસ્થની લાગણી બદલવા ભૂટકઢાએ માનની લાગણી દર્શાવી.

"હા, ટમારા જેવા આડમી પાસેથી બીજી આસા રહે જ નહિ, સમજીયા કે ની મારા સાહેબ—" તેણે ખુશામતભરપૂર સ્મિતથી કહ્યું: "કમનસીબે કાંઈ બધાય આડમી ટમારા જેવા પરમાનીક નથી હોટા. મારે આય સવાલ ટમોને પૂછવો પડિયો, તે બડલ ડિલગીર છું. ટેલીફોન ઉપર બીજું કંઈ બનિયું નહિ હુટું ને !"

"ઓહ–બીજું કંઈ–ના–નહિ. આય ખૂનના સમાચાર મલિયા તોવેર છેક પહેલ્લેથી જ હું એ ઓરડામાં હટો. થોડી મિનિટ પહેલ્લાં જ વેલચંડ આવી લાગિયો ને પછી અમે બઢા વેરાયા."

"એવન લોગ અગિયાર વાગા પહેલ્લાં પાછા આવિયા તિયારે બંનેમાંથી કોઈ ઉસકેરાયલો ડિસટો હુટો કે ?"

આ સાંભળી મિ. વાવડીવાળા હસી પડયા.

"ઓહ–વેલચંડ ઉશ્કેરાયલો ડીસે ? સું કેહેવોચ, મારા સાહેબ, એ ટો બરફનો ઢગલો છે. એ તે વખટે જેટલો ઠંડો હુટો તેટલો ઠંડો તો મેં તેને કદિ બી જોયેલો નહિ. અને મી. ડેસાઈ બી ઠંડા જ હુટા. એવન જરા વધારે પડતા–જરાક વધારે કવાયેટ હતા. બસ. પન તેવા તો તેવન આખી સાંજ દરમ્યાન હુટા."

વાવડીવાળા પાસેથી માહિતી લેવાનું કાર્ય ભૂતકઢાએ પુરું કર્યું. તેણે તેને ફેરવી ફેરવીને સવાલો પૂછી જોયા, પણ તેની પાસેથી ઉપયોગી થઈ પડે તેવી વધારે કશી બાબતો જાણવા મળી નહિ.

મિ. ભૂતકઢાએ જવાની તૈયારી કરી ત્યારે ભવિષ્યના સેક્રેટરી સાહેબ બબડતા હતા: " સું સાલ્લું હમ્બગ! આય મુંબઈમાં જ્યારે સારા આબરૂદાર લોકો થોડું ઘનું પીવા–એન્જોય કરવા માગે તાંહ બી સોનેરી ટોળી તૈયાર! "

*

બપોરના ત્રણ વાગે ભૂતકઢાને આશ્રમના નોકરોમાં તપાસ કરતાં કરતાં ઘાટણ બૈજાબાઈ પર ધ્યાન આપવાનું દુરસ્ત લાગ્યું. એ બાઈ આશ્રમને ત્રીજે મજલે રાતના સુતી હતી. બાબત એમ હતી કે છેલ્લી રાતે દશ ઉપર સત્તાવીશ મિનિટે એ બાઈ તરત ખાલી થયેલો રૂમ નંબર ૩૩ સાફસુફ કરવા જતી હતી. આ રૂમ લાંબી ચાલમાં હતો. ત્યાંથી ટૂંકી ચાલમાં વળતાં ૩૭ મા નંબરના ઓરડાના બારણાના આગળિયાના હાથા ઉપર હાથ રાખીને ઉભેલા એક માણુસને તેણે જોયો હતો. આ માણુસ ઉંચો, શામળા રંગનો, અને ગુજરાતી જેવો દેખાતો હતો. તેણે પોતાની હેટ પોતાના મોઢા ઉપર તે ન દેખાય તેમ નીચે ઢળતી પહેરી હતી. એ હેટ રંગે ભુરી હતી અને તેની આસપાસ કાળા રંગનો પટ્ટો હતો.

જ્યારે એ માણસે તે બાઈ વળી કે તરત તેને જોઈ એટલે તે તેના તરફ ચાલમાં આવ્યો. તેનો ઇરાદો લિફ્ટમાં ઉતરવાનો હતો. તે તેની પડખેથી ગયો અને એ ઘાટણ ૩૩મા નંબરના રૂમમાં ગઈ.

મિ. ભૂતકઢાએ તેને એ બાબતમાં સવાલ કરતાં એ બાઈએ સોગંદ ઉપર કશું કહેવા ના પાડી, પણ તે માનતી હતી કે એ મરદનો હાથ ૩૭ મા નંબરના રૂમના બારણા પર બરાબર હતો. ત્યાં ન હોય તો એટલો પાસે હતો કે બીજી જ પળે તેના હાથમાં આગળિયાનો હાથો કાં તો આવી ગયો હોત અગર તેણે તે આગળિયો તે પળે જ છોડી દીધો હોત એને એ ફરી જુએ તો ઓળખી કાઢે. ચાલમાંથી તે ગયા પછી તેને તેણે પાછો જોયો નહોતો.

ખૂનની ખબર પડી ત્યારે તે ઓરડામાં જનાર બાઈ બીજી હતી. તે વખતે બૈજાબાઈ ચાલને બીજે છેડે ' નવ ઓરડા દૂર ' ના બીજા ઓરડામાં હતી. શબવાળા ઓરડામાં જનાર ઘાટણનું નામ 'ચેસુ-બાઇ' હતું.

ચેસુબાઈની વાતમાં દમ નહોતો. ખૂન પહેલાં તેણે ૩૭મા રૂમની પાસે કોઈને દેખ્યું નહોતું અને બૈજાબાઇએ વર્ણન આપ્યું હતું તેવા માણસને પણ નજીકમાં તે મળી નહોતી. ખરેખર તે ત્રીજા મજલાની ઘાટણ નહોતી, પણ નવરાશ મળતાં બૈજા સાથે વાત કરવા નીચે ઉતરી આવી હતી. તે ત્રીજે મજલે અરધીક મિનિટ રહી અને બૈજાની તપાસ કરવા ૩૭મા ઓરડામાં ડોકિયું કરવા ગઈ ત્યાં તો આ દેખાવ જોયો અને તેથી ગભરાઈ ગઈ.

*

સાંજે પાંચ વાગે એક ટેકસીમાં મિ. ભૂતકઢા અને બૈજાબાઈ ધોબી તળાવ ઉપર આવેલા પુસ્તકાલય પાસે આવ્યાં. જો વેલચંદ પોતાનો રોજના કાર્યક્રમને અનુસરે તો છાપાં વાંચવા અત્યારે આ પુસ્તકાલયમાં આવે. એનો રિવાજ પોતાની ગાડી કાલબાદેવી રસ્તાની બાજૂપર રાખી, ગિરગામ તરફ પડતા પુસ્તકાલયના બારણાસુધી ચાલતા જવાનો હતો.

ભૂતકઢાના કહેવાથી ટેકસીડ્રાઇવરે પોતાની ગાડી મરીન લાઇન્સ તરફના ગિરગામ રોડના ખૂણા ઉપર રાખી. મિ. ભૂતકઢા નીચે ઊતર્યો અને હાથમાં લાકડી લઈ કાલબાદેવી તરફ ફરવા ચાલવા લાગ્યો. પણ ગાડીમાં બેઠેલી બૈજા ઉપર પોતાની નજર રહે તેટલે જ દૂર રહે-વાની તે સંભાળ લેતો હતો.

બૈજા ગાડીમાં જ બેસી રહી હતી આ પ્રમાણે બીજાની નજર બહાર રહી પોતાની ગાડીમાંથી ઉતરી વેલચંદ કાલબાદેવી તરફથી

આવી ગિરગામ તરફ વળે ત્યારે તેનો ચ્હેરો તથા આકાર તે બરાબર જોઈ શકે તેમ હતું.

એને ઝાઝો વખત રાહ જોવાની જરૂર ન પડી. પાંચ ઉપર ચાર મિનિટે ભૂતકઢા ગાડી પાસે પાછો આવી પહોંચ્યો અને વેલચંદ ખૂણો વળી આગળ વધ્યો.

મિ. ભૂતકઢા એક પગલું પાછળ હટયો કે જેથી બૈજાની મુખમુદ્રા ગાડીના કાચમાંથી જોઈ શકાય. તેનું માથું ચમકી આગળ પડયું. આ દશ્ય તેણે સ્પષ્ટ જોયું. બૈજાએ તે માણસને ઓળખી કાઢયો હતો. પોતે ધારેલી શોધ થઈ હોય તેવો સંતુષ્ઠ દેખાવ તેના ચ્હેરા ઉપર હતો.

ભૂતકઢા ગાડી પાસે વધારે નજીક ગયો અને જાણે તેનું બારણું ઉઘાડતો હોય તેમ હાથા ઉપર પોતાનો હાથ મૂકયો. તેટલામાં તેની સામે વેલચંદની નજર પડી. ભૂતકઢા આશ્ચર્ય સાથે અટકયા અને તેને બોલાવ્યો.

" ઓહો, મી. વેલચંડ ! " તેણે સવિવેક કહ્યું: " કેમ છેવો ? કાંઈ સમાચાર ? "

એ રાવણપુરીએ પોતાની ધીમી, નિરાંતની ગતિ ચાલુ રાખી અને ભૂતકઢા તરફ તે જાણે ગાડીનો જ ભાગ હોય તેમ જોઈ રહ્યો. અને પછી એક શબ્દ પણ બોલ્યા વિના પુસ્તકાલયમાં ચાલ્યો ગયો.

મિ. ભૂતકઢાએ ટેકસીવાળાને હંકારવાની સૂચના કરી અંદર બેઠક લીધી.

ક્રોફર્ડ માર્કેટ તરફ જતાં તેણે બાટણને કહ્યું: " બરા, બૈજાબાઈ, કસા કાય ? "

" જી, મીં પાહિલા હોતા તો જ હા. " તેણે જરા પણ અચકાયા વિના જવાબ દીધો. " એજ રૂપ—એજ ચહેરો—એજ શામળો રંગ—એજ બબ્બા. "

તેની આંખો બૈજા ઉપર સ્થિર ટેકવાઈ.

"સોગન ખાઇને કહે છે?" ભૂતકઢાએ તેને ઉત્તેજવા સવિનોદ પૂછ્યું.

"આગળા ઉપર હાથ નાખી આ જ માણસ ઉભો હતો તેની મને ખાત્રી છે." તે બોલી: "તે આ ખૂણાથી વળ્યો ત્યારે મેં તેને બરાબર ઓળખ્યો."

ભૂતકઢા વિચારવા લાગ્યો: "તેના મગજ ઉપર આ માણસની મજબૂત છાપ જ્યારે તે બારણા પરનો હાથો છોડી દેતો હતો ત્યારે પડી હતી અને વેલચંદની મજબૂત છાપ જ્યારે તે ખૂણેથી વળ્યો ત્યારે જ પડી. એ પહેલી છાપમાં એણે આ માણસને ઓળખ્યો. મેં તેના ચ્હેરા પર એ સ્પષ્ટ જોઈ લીધું. આખી વાત સમજાઇ ગઇ."

તેણે બૈજાને ઉદ્દેશી કહ્યું: "તુમી ચાંગલા કેલા–તુમી મલા અગદી ફાર સહાય કેલી. તુમી એના મોઢા ઉપર કહી શકશે કે ગઈ-રાતના મેં એને ૩૭ નંબરના રૂમના બારણા પર દીઠેલો હતો? એમ કહેવામાં કાંઈ હરકત છે?"

"જરૂર સાંગીન, શેઠ." બૈજાએ દૃઢતાથી જવાબ આપતાં કહ્યું: બૈજાએ તેમ કહેવાની કબુલાત આપી.



## પ્રકરણ ૯ મું

## બે પ્રવાસીઓ

પહેલી જ સર્વિસ કરતાં પૂર્ણિમાએ એવો તો સખત બોલ કનક તરફ મોકલ્યો કે તેને પાછો વાળવા જતાં કનકનું કાંડું મરડાઈ ગયું. રેકેટ પણ પાછું હટયું. આથી પૂર્ણિમાના હર્ષનો પાર રહ્યો નહિ.

રમત પુરી થયા પછી બંને જીમખાનાના સુંદર ચોગાનમાં બરફ મેળવેલી રાસ્પબરી પીતાં બેઠાં હતાં ત્યારે કનકને પૂર્ણિમા કોઈ નવીન સ્ત્રીપ્રકૃતિ હોય તેમ જણાયું. જાણે પ્રમોદ, ઉત્સાહ અને જીવનના પ્રેમની જીવંત પ્રતિમૂર્તિ તે કેમ ન હોય!

"આનંદ કરવો, કોઈને નુકશાન ન કરવું, કોઈ તરફથી નુકશાન થતું ન ખમવું અને કામ કરતાં આનંદિત રહેવું," તેના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા: "એ આદર્શ જીવન છે."

કનકે જોઈ લીધું કે એ ફ્રુડની શિષ્યા હતી, તેની રગેરગમાં એનાં સૂત્રો ભર્યાં હતાં અને તેની મનુષ્યસ્વભાવની પરીક્ષા અત્યંત પારદર્શિતાથી થતી હતી.

"દરેક જણુ" તે બોલવા લાગી: "પારકાની તેના ઉપર થતી અસરોનો એટલે દરજ્જે બનેલો હોય છે, તેના ઉપર આસપાસના

સંજોગો અથડાય-અફળાય તેથી એટલો ઘડાયેલો હોય છે-હું અગર તમે કોણ કહેવાવાળાં કે એવા જ સંજોગોમાં આપણે એમ જ ન કરીએ ?"

તે અટકીને સહેજ હસી. તેના હસવામાં લગભગ કડવાશનું નિદર્શન હતું. તેણે ઉમેર્યું: " આ જ્ઞાનમાં આત્મશાંતવન રહેલું છે. સાહેબ, એને લીધે હું જીંદગી નભાવી શકું છું."

આખા દિવસ દરમ્યાન આટલું જ કર્કશ હતું, બાકી તો કંઇક અસાધારણ આનંદથી તે જીવનમાં મજા માણતી હોય એવું તેને લાગ્યું. પણ એ ખ્યાલ તેના કંઇપણ કહેવા કારવવાથી ન્હોતો આવ્યો: એ છાયા સમો અદ્દશ્ય જ ખ્યાલ હતો. તેણે તરત એ ખ્યાલને ખોટો ગણી કાઢી નાખ્યો. એવું કંઇ ન હોય છતાં આજના અત્યંત આનંદ-દાયક કલાકોની શુદ્ધ આનંદિતા એ ખ્યાલથી બગાડવાની તેના આત્માએ સાફ ના પાડી.

જીમખાનું છોડી જ્યારે બંને ચોપાટી પરના બંગલા પાસે આવી ગાડીમાંથી ઉતર્યાં ત્યારે સાડાસાત થવા આવ્યા હતા.

" હું રાતે લગભગ થોડી મિનિટ વહેલી તમારે ત્યાં આવીશ. જો તમને હરકત નહિ હોય તો-" પૂર્ણિમા ઉતરતાં ઉતરતાં બોલી: " મારે તમારી પાસે એક વધારે વિનતિ કરવાની છે."

" એટલે દશ વાગ્યા પહેલાં ?" કનક ઉત્સાહથી બોલ્યો: " ઘણું સુંદર ! એકે એક વધારે ક્ષણ રાત્રિના સૌન્દર્યમાં વધારો કરશે. હું તમને લેવા અહીં આવું ?"

આ વધારે પડતો વિવેક સાંભળી પૂર્ણિમા ખડખડાટ હસી, ને મનમાં બોલી:

" આ પૂરો પાકો કાવત્રાખોર રાતે રસ્તામાં એવી જ કોઈ એક યુવતીને સાથ આપે-કેવું સરસ ચિત્ર ! છતાં ય મારા ચિત્રપટમ એને માટે જગ્યા નથી."

પૂર્ણિમા બંગલામાં પ્રવેશી કે તરત દરવાને તેને તારનાં બે કવર આપ્યાં. તેણે તેની ગેરહાજરીમાં તારવાળાને સહી કરી આપી હતી. બંને સંકેતભાષામાં અને ટૂંકા હતા. પહેલા તાર નીચે ' વાડિલ 'ની સહી હતી અને તેમાં **૪૭ સી. ટી. એકસ.** એટલુંજ હતું, બીજા તારમાં પણ સહી તો એજ હતી, પણ **કંચન મેલ ગુરૂવાર** એમ લખ્યું હતું.

ઉપર જ્યાં વિલાસરાય તથા સુશીલાકાકી સાંજે પરવારતાં પહેલાં બેસતાં તે ખંડમાં પૂર્ણિમા ગઈ.

" આવી કે ? ' વગેરે શિષ્ટાચારનો જવાબ આવે ત્યાં તો એક નોકરે આવી તેને મિ. ભૂતકઢાની નામપત્રિકા આપી. તેમાં ' છૂપી પોલીસ ઑફીસ ' એમ એક ખૂણા પર લખેલું હતું.

પૂર્ણિમાએ નોકરને ઉદ્દેશી કહ્યું: " એને કહે કે હમણાં આવે છે. તે ક્યાં છે ? "

" મોટી બેઠકમાં. "

' ઠીક, જા.' કહી તેણે નોકરને રજા આપી.

" કાકી, " પૂર્ણિમાએ જરા ચીડવાટથી કહ્યું: " મેં તમને કહ્યું હતું ને કે હું ઘરમાં રાખવા લાયક છોકરી નથી. હું જે કામ વિષે વાત કરતી હતી તે મારો બધો વખત રોકે છે. "

મિ. ભૂતકઢા બેઠકની વચમાં ઉભેલો હતો. પૂર્ણિમા તેની સામે જઈને ઉભી રહી. તેનામાં સંપૂર્ણ સ્વસ્થતા સમાઈ હતી. તેના આવકારમાં નિકટતાનો તદ્દન અભાવ હતો. તેની આંખોમાં કશું નિદર્શન નહોતું. તેની મુખમુદ્રામાં વિષાદ અને લાગણીની બિલકુલ શૂન્યતા જ પ્રતિબિંબિત થતી હતી.

મિ. ભૂતકઢાને તેની નિરીક્ષા કરતાં જણાયું કે આ સ્ત્રીમાં અભિમાનનો અભાવ હતો; બેદરકારીની ગેરહાજરી હતી. એને ખબર હતી કે કોઈપણ સંજોગોમાં આ પુરૂષ મારા સામાજીક ઘોળમાં પગ સરખોય મૂકી શકે તેમ નથી.

એ ઓરડામાં બે પગલાં આગળ વધી પોતાના હાથમાંની પત્રિકા નિરખવા લાગી. ભૂતકઢાના બોલવાની રાહ જોતી હોય તેમ જણાયું.

મિ. ભૂતકઢા એમ શરમાઈ જાય તેવો ન હોવા છતાં મુંઝાયો તો ખરો જ. પોતાની જીંદગીમાં આવી કોઈ સ્ત્રી સાથે કામ પડવાનો તેને પ્રસંગ આવ્યો નથી, એવું તેણે ક્ષણભર અનુભવ્યું.

"હં!" તેણે ખોંખારો ખાધો: "મારા કાર્ડ પરથી તમુએ જોયું હોસે કે હું એક ડિટેકટીવ છેઉં. મારે તમને થોડા સવાલો પૂછવા છે. જો તમે મને રજા આપો તો–"

"પૂર્ણિમાના ચ્હેરા ઉપર કશો ફેરફાર થયો નહિ. તેણે સ્થિરતાથી માત્ર એટલું જ કહ્યું: "ભલે."

તેને હજી પણ ઉભેલી જોઈ ડિકેટેક્ટીવ બોલ્યો: "પણ તમે બેસીને જવાબ દેશો તો ઠીક પડશે."

તેણે હાથ હલાવી સૂચવ્યું: "બેસવાની કશી જરૂર નથી."

ડિટેકટીવે ફરીથી ખોંખારો ખાઈ કહ્યું: "જૂઓની, વાત એમ છે કે–" તેણે સહેજ અટકીને કહેવા માંડયું: "તમે મુંબઈમાં નવાં આવિયાં છેઓ, અને રાવણપુરને બંગલે રહો છેઓ. એ બાબટ પોલીસને ખાસ અગટની છે. 'રાઘવાસરમ'ના ખૂનના કિસ્સામાં ટમુને મારે પૂછવાનું છે કે ટમે રાવનપુરના વટની છેઓ કે?"

તેની આંખમાં હવે સહેજ અર્થ ભરાયો.

"એ બાબત તમને શું કામની છે, એ જ હું તો સમજતી નથી." તે ધીમા પણ સ્પષ્ટ અવાજે બોલી.

ડિટેકટીવે પોતાની હેટ અને લાકડી નજીકની ખુરશી ઉપર મૂકી દઈ કહ્યું: "પૂરનીમાબાઈ, તમે એ ટરટ સમજી શકશો. મને આય કેસ પર મૂકવામાં આવિયો કે ટરટ–મધરાટે બરોબર મેં જામનગરના બેડી બંદર તથા સલાયા બંદર પર ટાર કરિયા. આય બે

બંદર પરથી વહાણુ વાટે રાવણુપુરથી મુંબઈ આવી શકાય છે અને નીચે મુજબ જવાબ પણ મને મલી ચૂકયા છે. આય માસની દસમી તારીખે એક બાઈ મુંબઈ આવવા સલાયાથી નીકલી. અગિયારમીએ એક બીજી બાઈ પણ સલાયાથી મુંબઈ આવવા નીકલી. એક બાઈ સીધી દરિયાવાટે ગઈ, બીજી રેલ વાટે મુસાફરી કરીને પહોંચી. આય બેઉમાંથી ટમો કોન?"

પૂર્ણિમા ધીમે રહીને બારણા પાસેની ખુરસી પર બેસી ગઈ. તેના ચહેરા પર ટીકી ટીકીને જોતાં ડિટેકટીવ સમજી જ ન શકયા કે તેને ગમ્મત પડતી હતી કે કંટાળો આવતો હતો?

"હજી મને નથી સમજાતું કે પોલીસને મારા જવાબ સાથે શો સંબંધ છે?"

"તમારો જવાબ ગમે ટેવો હોય ટોપન—"

"તોપણ—"

તેણે પોતાના જમણા હાથની આંગળી, પેન્સીલ અગર કલમની ગેરહાજરીને લીધે, પૂર્ણિમા સામે હલાવવા માંડી.

"પન ટમે આય તો સમજો—" તેણે કહ્યું: "અમારાથી—"

ડિટેકટીવને બોલતો અટકાવી પૂર્ણિમાએ ધીરા પણ અપાર કંટાળાથી ભરેલા અવાજે કહ્યું: "તમે મારી સામે ચીજો હલાવ્યા વિના કોઈપણ રીતે વિચાર કરી શકતા હો તો તમારી આંગળી હલાવવી બંધ કરશો?"

તેના ચહેરા પર રંગ ચડી આવ્યો. તેનો હાલતો હાથ હેઠો પડયો.

"અ–અ–માફ કરજો." કંઈ ન બન્યું હોય તેવો દેખાવ કરતાં તેણે ચલાવ્યું: "આય પરટિમાબાઈ કોન એજ પોલીસ નકકી કરી શકતી નથી. એના સામનમાં કશું આય બાબટ પુરવાર કરે ટેવું નથી. ટણીનાં કપડાં પર બીજું કંઈ નિશાન નથી. કેથેના કાગજો બી નથી.

તેની છબી છાપામાં છપાઈ છે, પન તેનો બી કંઈ જવાબ નથી. કોઇ બી આગલ આવી કહેતું નથી કે હમો લોગ મરનારને ઓલખી-એ ચ. હરખચંડ કે'ચ કે એ રાવનપુરની હુટી. જો ટેમ હોય તો રાવનપુરની કોઈ બી બીજી ઓરટ વખટ પર મરનાર વિષે કંઈ બી પતો દેઈ શકે. તેથી હું ટમુને એ પૂછવા માગું ચ કે તમો તેણીને ઓલખતાં હુટાં કે?"

તેના ચહેરા પરથી તે હજી પણ કંઈ કળી શકતો નહોતો કે એ કંટાળતી હતી કે આ વાતચીતમાંથી રમુજ મેળવતી હતી?

"એટલે તમે એમ કહેવા માગો છો કે મેં એનું ખૂન કર્યું છે?"

પૂર્ણિમાના આ સામા સવાલથી ડિટેકટીવે તેના તરફ શંકાથી જોયું. તેને થયું કે એ તેની મશ્કરી તો નહોતી કરતી!

બીજી જ પળે ડિટેકટીવે તેના ચહેરાની વધુ નિરીક્ષા કરી કહ્યું: "વારૂ, હું બી એજ મુદ્દા ઉપર આવટો હુટો." તેણે સખતાઈથી સામી ટકોર કરી: "પન તમો તેને ઓલખતાં હુટાં?"

"પ્રતિમાને? નહિ."

તેની ચોકસાઈથી તે ગુસ્સે થયો.

"તમો આય બાઈ જેવનનો ફોટો આજના પેપરમાં છપાયો ચ તેવનને કદિ બી ઓલખતાં હુટાં કે નહિ? હું તમારી પાસેથી એય જાનવા માગું ચ."

"મેં એ ફોટોગ્રાફ જોયો નથી."

પોતે પોતાનો સ્વભાવ કાબુમાં રાખે છે એવું બતાવવાનો નિશ્ચય છતાંય તેનો અવાજ એકેક ડીગ્રી મોટો થયો.

"મિસ પૂરનીમાબાઈ," ભૂતકદાએ તેને ખબર આપ્યા: "તમો ગઇ સાંજ કાંહ હુટા ટે અમે જાનવા માગિયે ચ એવું તમે સમજસો એટલે તમુને આય કેસમાં વધારે રસ પડસે."

તે લગભગ ત્રણેક મિનિટ ચૂપ રહીને પછી બોલી:—

" કોઈ માણસ મારી સમક્ષ આમ ઉંચે સાદે બોલે એ પણ મને બિલકુલ પસંદ નથી."

ડિટેક્ટીવના કપાળ પર પસીનો વછૂટયો.

" ઓહ ! પન—માફ કરજોજી." તેના મુખમાંથી નરમ શબ્દો નીકળી ગયા.

" જરૂર."

તેના પ્રતાપથી ડિટેક્ટીવની મુંઝવણ ઓછી થઈ નહિ.

" પૂરનિમાબાઈ, સાચ્ચી વાત એટલે સાચ્ચી વાત. ગઈ સાંજના તમો કાંહ હુટાં ?"

તે કશું બોલ્યા વિના બેચાર સેકંડ અવાક જ રહી, પછી બોલી–

" પોલીસને તેની સાથે શી નિસ્બત ? છતાંય કહું છું કે હું મારા બંગલામાં જ હતી."

" આઠ વાગ્યાથી મધરાટ લગીન ?"

" ઓહ–રાતના ! હું મારી મા સાથે સિનેમા જોવા ગઈ હતી."

તેનાથી પૂર્ણિમા તરફ એક પગલું આગળ ભરાઈ ગયું. અંતે તેના હાથમાં તેનું એક વચન–હકિકત આવી ગઈ હતી.

" અને અલબટ–" તે આગળ વધીને બોલ્યો: " ટમે બિલકુલ અંદેશા વિના એ પુરવાર કરી શકશો ?"

પૂર્ણિમાની આંખોમાં સ્થિર, અપમાનકારક નજર તો હતી જ; પણ ઉપહાસની છાયા જેવું સ્મિત તેના મુખ પર ફરકયું.

" જરૂર."

" કેવી રીતે ?"

તે ઉઠી: એ નિરાંત–નવરાશનું આબેહુબ ચિત્ર દર્શાવતી ઉઠી,

અને ધીમા, તળાવના પાણીનાં મોજાં જેવાં પગલાંથી ઓરડો છોડી બહાર ગઈ ને બે એક મિનિટમાં પાછી ફરી ત્યારે મિ. ભૂતકઢા એમના એમજ ઉભેલા હતા. બેસી ગયા પછી જ પૂર્ણિમાએ તેની સામે જોયું.

પોતાની ડાબી કોણી ખુરશીના હાથા ઉપર ટેકવી તેણે હાથ લંબાવ્યો અને હથેલી ઉપર પાતળા, ઘેરા ભૂરા રંગના બે કટકા બતાવ્યા. એ સિનેમાની ટીકીટનાં અર્ધીયાં હતાં.

મિ. ભૂતકઢા તેની સામે જોતા ઉભા રહ્યા. તેના ઉપરના છાપેલા અક્ષર વંચાય તેટલા તે પાસે નહોતા; પણ તે નજીક આવ્યા નહિ. જે લાગણીથી તે દૂર રહ્યા એ પૂર્ણિમા સમજી ગઈ. પોતાની નજર ઉંચી કરી તિવ્રતાથી તેને જોવા લાગી.

તેને ખાત્રી થઈ ગઈ કે પૂર્ણિમા તેને બનાવતી હતી. તેણે આગળ ડગલું ભર્યું અને કંઈક બોલીને ટીકીટો હાથમાં લીધી.

બહુ જ ધ્યાનપૂર્વક તેણે એ ટીકીટો તપાસી.

" અને હવે એ મને પાછી આપો. " પૂર્ણિમા ઠંડે કલેજે બોલી: " પછી તમારે મને કંઈ પણ પૂછવાનું બાકી નહિ રહે. "

તેણે તે ટીકીટો હજુ લંબાવી રાખેલી જ હથેળીમાં પાછી મૂકી દીધી.

" બોકસ એમ " તેણે વાંચેલો નંબર ઉચ્ચાર્યો. " હાથી વાડી તરફ જતી ગલ્લીની પાસે પડતા દરવાજાની પડખે રાધત્રાશ્રમથી બેએક મકાનનું અંતર ખરૂં, ? " તે બબડયો: " તમે થિયેટરમાંથી મુદ્દલ બહાર નીકળ્યાં જ નહોતાં ? "

તે ચૂપ રહી. તેના ચહેરા પર નિશ્ચિત તિરસ્કારયુકત ગમ્મત ઝળકી રહી.

મિ. ભૂતકઢાએ પોતાનો હાથ ઉઠાવ્યો, પણ તેને પૂર્ણિમાએ દર્શાવેલો કંટાળો યાદ આવ્યો એટલે નીચે મૂકી દીધો. તેણે ભવાં ચડાવ્યાં અને પોતાની છાપ પાડવા પ્રયત્ન કર્યો.

"હું એમ જાનવા માગું ચ" તેણે ગુસ્સાથી કહ્યું: 'કે ફિલમ ચાલટી હુટી ટે દરમ્યાન તમે બહાર જઈ પૂરી થયા પહેલ્લાં પાછાં આવી પુગાં હુટાં કે?"

તે ઉઠી અને એક ડગલું ભરી દરવાજા પાસે પહોંચી.

તે તેની પાછળથી બોલ્યો: "તો પૂરનિમાબાઈ," કહી તેણે ધમકી આપી: "તમે મારા સવાલના જવાબ આપવાની ના કેહવો ચ, એમને! આય બાઈ કોન હુટી ટે શોધી કાઢવામાં પોલીસ ગુંચવાય છે, તેમાં તમે મદદ કરવા માંગટાં નથી કે? તેણી કોન હુટી તે બતાવવા તમે તૈયાર નથી, એમ ને!"

તે ધીમેથી પાછી ફરી. તેની નજર તેને વટીને આગળ જતી હતી. તેનો સ્વર ધીમો અને ઘટ્ટ, ચાબૂકના સૂસવાટ જેવો હતો.

"બે બૈરીઓ સલાયાથી મુંબઈ આવવા નીકળી, એટલા માટે હું એમાંની એક છું! હું ગઈરાતે મારી મા સાથે સિનેમામાં ગઈ હતી, તેટલા માટે કાળી સાડી વાળી બૈરી રાઘવાશ્રમમાં ગઈ સાંજ આખી ફરતી હતી તે હું છું! અને હું પોલીસને મદદ કરવા માગતી નથી, એવી તમે વાત કરો છો? મારે શાથી અચંબો પામવો, એ પણ હું સમજતી નથી. મારી પાસે આ ફાર્સ ભજવવામાં તમારી બેહુદાઈથી કે આટલા લાંબા વખતથી હું સહન કરી રહી છું, તે મારી ધીરજથી?" એટલું બોલી પૂર્ણિમા ધીમાં, સરળ, તરંગિત ગતિવાળાં પગલાં ભરતી, લાંબા હોલમાં થઈને જમણી બાજૂના બારણામાં વળી અંદર ચાલી ગઈ. મિ. ભૂતકદા તે જોતા ઉભા રહ્યા. પછી પોતાને કોઈ જોતું નથી, તેની ખાત્રી કરી પોતાના કપાળ પર વળેલો પરસેવો લૂછી નાખ્યો અને અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોઈ લીધું. પછી પોતાનો કોટ ખંખેર્યો. તેને લાગ્યું કે કોઈએ તેને કપડાં સહિત ખૂબ હચમચાવ્યો હતો.

# પ્રકરણ ૧૦ મું

## કંચનનું કષ્ટ

પોણા નવ થયા હતા. પૂર્ણિમા બંગલામાંથી બહાર નીકળી ટેકસીસ્ટેન્ડ પાસે પગે ચાલતી આવી પહોંચી. તે હૈદરાબાદી પંડુરવેશમાં સજ્જ હતી. માથા ઉપર કાળા રંગની સાડી ઓઢેલી હતી. ટેકસી ઠરાવી તેણે ડ્રાઈવરને કહ્યું: "ટાઉન હોલને દરવાજે, જરા ઝડપથી."

નક્કી કરેલા સ્થળે ટેકસી આવીને ઉભી રહી. તેમાંથી પૂર્ણિમા નીચે ઉતરી શૉફરને રાહ જોવાનું કહી ત્યાંથી ચાલી ગઈ.

તે ટાઉનહોલ પાસે આવી, પણ હોલનાં પગથિયાં ન ચડતાં પારસી બજારના નાકામાં ગઈ. કેટલુંક ચાલી તે રસ્તા પરનાં નામનાં પાટિયાં વાંચવા લાગી અને એક મકાનને બીજે મજલે ચડી ગઈ.

એક બારણા પર 'ભીમજી માવા' એવું પાટિયું હતું. તેના પર એકએક ટકોરા મારતાં તે ઉઘડી ગયું અને તે અંદર દાખલ થઈ એક ઓરડામાં આવી. ઓરડામાં એક નીચકડો, બેઠેલા ખભ્ભાવાળો માણસ બેઠેલો હતો. પૂર્ણિમાએ પૂછયું: "ભીમજીભાઈ!"

"હા, બ્હેન."

"તમે એકલા જ છો?"

તેણે ભ્રમર મરડી. તેના માથે ઓઢેલા ચહેરા સામું તેણે શંકાથી જોયું અને પછી હાથના અંગુઠાવતી અંદરના ઓરડા તરફ ઇશારત કરી તે બોલ્યોઃ "મારાં બૈરાં છોકરાં ત્યાં છે."

પૂર્ણિમા તેની પાસે જઈ, તેનું કાંડું પકડી તેના કાન પાસે નીચી નમી કોઈ ન સાંભળે તેટલી કાળજીપૂર્વક પાંચેક શબ્દો બોલી.

તે ચમક્યો. પૂર્ણિમાએ તેનું કાંડું છોડી દીધું અને ચુપ રહેવાની નિશાની કરી.

"સી–સ્" તે કંપતો, રૂની પુણી જેવો ફિક્કો પડી ગયો.

"મારી સાથે ચાલો." પૂર્ણિમાએ કહ્યું.

"જી, હા, બ્હેન." કહી તે બારણું બંધ કરી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

તે પારસી બજારમાંથી નીકળી અને ખીમજી તેની પાછળ ટોપી પહેર્યા વગર ઉઘાડે માથે ચાલવા લાગ્યો. બંને એલ્ફીન્સ્ટન સર્કલ પાસે ફુટપાથ ઉપર આવી ઉભાં. આજુબાજુ સહેજ અંધકાર છવાયેલો હતો.

"ત્યારે આપણે એટલું કરવાનું છે–" પૂર્ણિમા બોલીઃ "તમારે એટલું કરવું પડશે."

તેના અવાજમાં માયા, મૃદુતા અને આજ્ઞા–ત્રણે ભર્યા હતાં. તેણે તેની સાથે ત્રણ–ચાર મિનિટ વાતચીત કરી, પણ ખૂબ સાવચેતી રાખીને જ. એવી રીતે કે કદાચ આજુબાજુમાં કોઈ હોત તોપણ તેના સાંભળવામાં કશું જ આવ્યું ન હોત.

પૂર્ણિમાએ ધીમે અવાજે પૂછ્યું: "હવે બરાબર સમજાયું?"

"હા, બ્હેન." તેણે જવાબ આપી આજીજી કરવા માંડી: "બ્હેન, મને નકામા કોઈ ફંદામાં ફસાવશો નહિ, હો! હું બચરવાલ બૈરાં છોકરાંવાળો માણસ છું."

તેણે તેના મુખ ઉપર હાથ મૂક્યો અને પહેલાં ઉચ્ચારેલા પાંચ શબ્દો કાનમાં કહ્યા. તે કોઈ ફટકા સામે હાથ આડો ધરતો હોય તેવી રીતે આડો હાથ દઈ બોલ્યો: "સાચું, મારે આ કામ કર્યે જ છૂટકો છે."

"ખરું, હવે સમજ્યા." તેણે નિષ્ઠુરતાથી કહ્યું. પણ પછી નરમ થઈ દિલાસો આપતાં બોલી: "નહિ ફસાવ, તમે ક્યાંયે નહિ ફસાવ! હું તેનું ધ્યાન રાખીશ. બે વાગે તૈયાર રહેજો."

*

સાડા નવ વાગ્યા હતા. લેમીંગ્ટનરોડના મકાનનો દરવાજો ખોલી કનકે પૂર્ણિમાને અંદર પ્રવેશાવી. અંદર જતાં જ તેણે માથા ઉપરથી સાડી ખેસવી નાખી અને અંબોડામાં ચકચકતું શીર્ષફુલ કનકની દ્રષ્ટિ સમક્ષ ખુલ્લું કર્યું.

"આપણે એકલા જ છીએ," તે બોલ્યો: "હજી બીજા કોઈ આવ્યા નથી. અને હરખચંદ તથા ઘાટીઓને આવા પ્રસંગ ઉપર હંમેશ મુજબ મળે છે તેમ આજ પણ રજા મળી છે."

"એટલે આરામ, સુખ, વિશ્વાસ, વિશ્રંભ. નહિ?" પૂર્ણિમાએ પૂછ્યું. તેના સ્વરમાં રહેલી કોમળતા અને ઉષ્ણતા આ શબ્દોની માયાવિતામાં વૃદ્ધિ કરતાં હતાં.

કનકનું અટ્ટહાસ્ય એક ઉગતા બટુકના સૌખ્યથી ભરપૂર હતું.

"તમને પણ એમ લાગે છે?"

"ત્યારે જ તો. હું તમને વિશ્રંભકથા કહેવા માગું છું."

પૂર્ણિમા અને કનક સામસામાં બેઠાં: જાણે બે મારવાડીઓ સોદો કરવા બેઠા હોય તેમ.

"અગર અરજ કરવા!" તેણે સુધાર્યું: "કહું?" કહી તેણે પોતાના જમણા હાથથી અર્ધગોળ કર્યું.

"આખું જગત માગી લ્યો."

"ત્યારે માગું છું." તેણે ગંભીરતાથી કહ્યુંઃ "કલકત્તા–નાગપુર મેલમાં કંચન રતાળુવાળા કરીને એક માણસ ગુરૂવારે બોરીબંદર ઉતરશે. જો તે અહીં આવે તો આપણા બધા માથે આફત આવશે. નહિ તો આપણી યોજના પાર પાડવામાં મોટા વિઘ્નરૂપ થશે. જો તમારાથી બને તો ઓકલાંડ સાહેબને કહી તેને મુંબઈ આવતો અટકાવો અથવા ઓકલાંડ સાહેબ આપણું કામ કરી આપે ત્યાંસુધી ક્યાંક તેને પૂરી રાખો."

કનકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"તેને આવતો અટકાવવો? પૂરી રાખું?"

"હા, બની શકે તેમ છે!"

"કઈ રીતે?"

"તેની સામે ફરિયાદ નોંધાવીને—છૂપી ફરિયાદ." સહેજ વિરમી તેણે કહ્યું: "તમને પેલા અમદાવાદના બુકસેલરનો કેસ થોડા વખત પર થયો હતો તે યાદ નથી? તેને એક અઠવાડિયું સાબરમતીમાં પૂરી રાખ્યો હતો. એને પૂરી રાખવાના સમાચાર પણ વર્તમાનપત્રોમાં આવ્યા હતા. તેમાં છૂપા ગુન્હાનું કારણ આપવામાં આવ્યું હતું."

કનકની મદદ મેળવવાની પૂર્ણિમાએ બતાવેલી સ્પષ્ટ આતુરતા પરથી મામલાની ગંભીરતા વિષે તેની શંકા જ ન રહી.

"હા," તેણે કહ્યું: "મને એ યાદ છે. અને એ ગુન્હો જાહેર કર્યા વિના જ તેને છોડી મૂકવામાં આવ્યો હતો. પણ—" તેનાં ભવાં વચ્ચે વિચારગ્રસ્તતાની એક આછીશી રેખા નજરે પડી.

"આ કંચન રતાળુવાળા સામે ક્યાં તહોમતો મૂકી શકાય?"

તે પાછળ અઢેલીને ખુરશીમાં પડી. તેના હાથ હળવેથી પોતાના ખોળામાં ભીડેલા હતા. તેનું માથું અનુકૂળતાથી ખુરશીની પીઠ પર ઉચું

ઝુકાવેલું હતું. તેના ધીમા શ્વાસથી તેની સાડીનો પાલવ તેના ઉરોભાગ પર ઉંચોનીચો થતો હતો. ઢાળી દીધેલાં પોપચાં વચ્ચેથી તેણે કનકની સામે જોયું.

"કે એ એનાર્કીસ્ટ છે." પૂર્ણિમાએ તહોમત બતાવ્યું.

કનકે એ વાત ઝડપી લીધીઃ "ઠીક, પણ એ એનાર્કીસ્ટ છે ખરો ?'

તેના મૃદુ હાસ્યથી તેણે કનકના અવિશ્વાસને થપાટ મારી. "એ તો એથી યે ખરાબ છે." તે બોલી: "એ આપણું આખું કર્યું-કારવ્યું બગાડી નાખશે. જગતમાં એજ એક એવો છે કે જે આપણું બધું ધૂળધાણી કરી શકે તેમ છે."

આ સાંભળી તેની શી વ્યવસ્થા કરવી, તેની મુંઝવણમાં કનક પળભર ડૂબી ગયો. એકલાંડ પોલીસખાતાને ફોન કરે અને કાગળો તૈયાર કરાવે એટલે તરત—એ તદ્દન સંભવિત વાત હતી.

તેણે દીર્ઘ શ્વાસ ખેંચ્યો.

"બની શકશે." તેણે મક્કમપણે કહ્યું: "હું કરી આપીશ. પણ એ આપણને કઈ રીતે નુકશાન પહોંચાડી શકે ? એ સાચેસાચ કોણ છે ?"

"એટલા માટે તો મેં તમને વિનતિ કરી છે." આર્જવભરી આંખે તેના તરફ જોતી તે બોલી: "વેલચંદને હું આ વાત કહેત. પણ તે ય આ સવાલ પૂછી જવાબ મેળવવાની હઠ કર્યા વિના નહિ રહે, એમ માનીને મેં તેને કંઇ કહ્યું નહિ. હું આશા રાખું છું કે તમે તેમ નહિ કરો. કારણ, સગરામસિંહજીએ મને આ સવાલ માટે નિરુત્તર રહેવાની આજ્ઞા કરી છે. હું રાવણપુરથી નીકળી ત્યારની મનમાં કહું છું: ' આ માણસ શું કરી શકવાનો છે?' પણ એ તો આપણા પર ઝઝૂમી રહ્યો છે. મને એક અંતિમ આજ્ઞા એ થઇ છે કે જો કંચન મુંબઈ આવે તો તેને કોઇપણ પ્રયત્ને અટકાવી દેવો—કેદ કરાવવો."

ક્ષણભર મૌન રહી તે આગળ બોલી: "મારી પાસે હકિકતો, દસ્તાવેજો વગેરે બધું છે. એથી સાબિત થઇ શકશે કે એ પ્રખર ક્રાંતિવાદી છે. અને આપણા બખ્તરમાંનો એ જ એક ઘસાઈ ગયેલો અંકોડો છે."

તેણે મનમાં આ ચકાસી જોયું. તેની નજર પૂર્ણિમા સાથે મેળવવી તેણે બંધ રાખી. તેને બરાબર વિચાર કરવો હતો. તે ભૂલ કરવા માગતો નહોતો.

"મને લાગે છે," તેણે નિશ્વાસ નાખ્યા કહ્યું: "કે મને ખાસ ભય રહ્યા કરતો હોય તો એટલા માટે જ કે તે નુકશાન કરી શકે તો તે પણ મારી મારફત જ."

"એ ક્યાંથી આવે છે?" કનકે પૂછ્યું: "એટલે હમણાં ક્યાંથી?"

"ઝાંસીથી." પૂર્ણિમાએ જવાબ આપ્યો. અને જાણે આછી ભીતિ દેખી હોય તેમ તે બોલી: "કનકરાયભાઈ, તમે મારૂં કહેવું માનશો કે જો રતાળુવાળો મુંબઈ આવશે તો આ કાર્ય, જેને માટે મેં જીંદગી અર્પણ કરી છે તે કદિપણ ફળીભુત નહિ થાય."

તેની નજરમાં પૂર્ણિમા પરનો અજબ, પારવિનાનો વિશ્વાસ ભર્યો હતો.

"પૂર્ણિમા, તમારા ઉપર વહેમ લાવવાનું મારે માટે સર્વથા અશક્ય છે." તે બોલ્યો: "તમે મને એ પુરાવા, એ તહોમતનામું ક્યારે આપશો?"

"તમે કહો ત્યારે. કાલે સવારે આપું?"

"હા, ચાલી શકશે." તેણે નિશ્ચય જણાવી દીધો: "આજથી પાંચ છ દિવસ સુધી કંચન મુંબઈમાં નહિ આવી શકે તેની ખાત્રી આપી શકું છું."

પૂર્ણિમા પોતાની ખુરશીમાં કનક તેનું મોં જોઈ ન શકે તેવી રીતે ફરી. કનકને લાગ્યું કે પૂર્ણિમાના ખભ્ભા કોઈ સ્ત્રી ડુસકું ખાતી હોય ને ઉંચનીચા થાય તેવી રીતે ઉંચા થઈ હેઠા પડ્યા.

પણ કનકને આશ્ચર્ય પમાડવાની તેની શક્તિ અમાપ હતી. જ્યારે તેણે તેના સામે પાછું જોયું ત્યારે તે અત્યંત આવેશયુક્ત માણસોની મૂર્ખાઈ ઉપર મશ્કરી કરી હસી રહી હતી.

" હું આ આપણી ખટપટનો કિલ્લો જોવા ઇચ્છું છું." તે બોલી: " અલબત, આ બેઠક છે. અને આ—" તે દરવાજા સામે જોઇને બોલી: " ઑફિસ તરીકે વપરાતો ઓરડો છે, ખરૂં ને ! "

તે તેની નવી વૃત્તિને એકદમ અનુકૂળ થઈ ગયો. " હા—અલી-બાબાવાળી ગુફા—" તે બોલ્યો: " ચાલો, બતાવું."

લાંબા બેઠકના ઓરડા પાછળ નાનકડું પુસ્તકાલય હતું અને ત્યાં વેલચંદ ક્યારે કામકાજ માટે બેસતો, એમ કહ્યા પછી મોટા હૉલમાંથી તે ઑફિસમાં ગયાં. તેની પાછળ ભોજનશાળા હતી; પછી કોઠાર, રસોડું અને પાછળની પરશાળ–તેમાંથી ગલ્લીમાં સીધી ઉતરતી સાંકડી લોખંડની સીડી અને ઉંચી લાકડાની દિવાલ તથા દરવાજો: બધું તેણે પૂર્ણિમાને બતાવ્યું.

તેને દરેક ખંડમાં મજા પડતી હતી. ખાસ કરીને ઑફિસ તો તેણે ધારી ધારીને જોઈ. વેલચંદનું મેજ, કનકનું, હરખચંદનું; પછી ફાઇલિંગ કેબીનેટ, પોલાદની તીજોરી, કાર્ડ ઇન્ડેકસ, યોજનાનાં કાર્ડઝ વગેરે તમામ તેણે તપાસ્યું.

કનકની પહેલાં તે હૉલમાં આવી અને ત્યાંથી બેઠકમાં ગઈ. ત્યાં પોતાના અંગુઠા ઉપર ઉભી થઈ. હાથ લાંબા કરી એક ધીમી કુદડી ફરી. પછી ડોકું નીચું નમાવી તે નીચી વળી છેક જમીન સુધી લલાટ લઇ નમન કર્યું. કનકે તેનો હાથ પકડી તેને ઉભી કરી. ઊભી થતાં જ તે એક પગલું આગળ આવી. તેમ કરવા જતાં તેનું

મુખ કનકના મુખ પાસે આવ્યું. એ પળે પૂર્ણિમાના ચ્હેરા પર રતાશ તરવરતી હતી. એ રતાશમાં આકર્ષણની છાયા હતી. તેનાં નેત્રોમાં અગ્નિ ભર્યો હોય એમ જણાતું હતું. એ તાપ અને સૌરભમાં કનક ઓટગોટ થયો: પરવશ બન્યો.

"હું તમને ચાહું છું." તે એકાએક બોલી ઉઠયો.

તેનાં નેત્રોમાં તેણે તીક્ષ્ણ દ્રષ્ટિ ફેંકી, હાથ વડે તેને પોતાની પાસે ખેંચી. એક ક્ષણમાં પૂર્ણિમાની કનક પરત્વેની સર્વસ્વિતા તેના મુખ ઉપર, તેના અવાજમાંથી સિદ્ધ થઈ ગઈ. એ પળે તો તેનો એજ ઈરાદો હતો કે એ આ વાત સમજે. પૂર્ણિમાને એ ખાત્રી થઈ ગઈ. અને એ સમજાતાંની સાથે કાઢી નાખેલાં કપડાં પેઠે પૂર્ણિમાનો વિલાસ ઉતરી ગયો.

આ ફેરફાર એટલો ત્વરિત. એટલો સંપૂર્ણ હતો કે કનક ચમકી ઉઠયો. પૂર્ણિમાએ પોતાનો હાથ તેના હાથમાંથી ધીમે રહીને છોડવી લીધો ત્યારે તેણે આનાકાની ન કરી.

તે હસી. તેના હોઠની આકૃતિ આનંદની છાયામાં છૂપાયેલી શોકગ્રસ્તતા અને વિરક્તિ તેનાં સાચાં લક્ષણો સ્પષ્ટ કરવાને શક્ય બની.

"અને આજે સવારે જ—" પોતાના સ્વરમાં વિનોદ સાથે ઉદાસીનતા મેળવી તે બોલી: "તમે મને કહેતા હતા કે તમારાથી મને ચાહી શકાય તેમ નથી."

"પણ," તેણે ઉત્સુકતાથી કહેવા માંડયું: "મને એમ લાગે—"

તે હજી એક ડગલું પાછળ હઠી, એક મેજને અઢેલી ઉભી રહી.

"નહિ—" તેણે તિવ્રતાથી તેને બોલતો અટકાવી કહ્યું: "કનકરાયજી, આમાં 'લાગે—બાગે' નો સવાલ જ નથી—હોઈ શકે જ નહિ. મેં તમને આજે સવારે ચેતવવાનો યત્ન કર્યો હતો. પણ અત્યારે તો સ્પષ્ટ ના કહેવી પડે છે."

તેની બોલવાની ગતિ જરાય મંદ નહોતી. પોપટ જેમ યાદ કરેલું પઢી જાય તેમ તે પઢતી હતી. તેના હાથ પાછળના મેજ પરથી ચાંદીનું પેપરકટર ઉઠાવી તેને આમ તેમ મરડવાની ક્રિયામાં ગુંથાયેલા હતા.

"તમે કહ્યું કે તમારાથી મને ચાહી શકાય તેમ નથી ત્યારે તમે ખરૂં બોલ્યા હતા. તમે મને જે પ્રકારની સ્ત્રી ધારો છો, તેવી હું નથી. તમે મારા સંબંધમાં શું જાણો છો ? હું કોણ છું ? ક્યાંથી આવું છું ? તમારે મારા ઉપર શામાટે વિશ્વાસ રાખવો જોઇએ ? તમારે શા માટે મને તમારા આદર્શની પુતળી બનાવવી જોઇએ ? હું તમારી કલ્પનાનું ચિત્ર સદાકાળ રહી શકીશ, એવો આગ્રહ તમારે શા માટે રાખવો જોઈએ ? આજથી આપણે જરૂર પડે ત્યારે સાથે કામ કરીએ એટલું જ. એથી વધારે કંઈ જ નહિ."

પૂર્ણિમાના આ શબ્દો સાંભળી કનક તો તેની સામે તાકીને જોઈ જ રહ્યો—જાણે કેમ તે ચિત્તભ્રમ બની ગયો હોય !

"પણ આજે જીમખાનામાં અને અત્યારે અહીં આપણે એક સાથે કેટલાં સુખી થયાં છીએ ? તમે કે કોઈપણ સ્ત્રી મારા મનની લાગણી સમજી શકે નહિ એ ન બને."

"મેં એ કલાકોની ચોરી કરી." તે સાચું બોલી ગઈ: "મારા મનમાં થયું કે સાચી જીંદગીમાંથી સ્વપ્નમાં જતાં આ આનંદ અને સુખ ઝડપી લેવામાં, જરા આત્મત્વ ભૂલી જવામાં કંઈ નુકશાન નથી. પણ એ મારી ભૂલ થઇ હતી." તે લજ્જિત થયેલી દેખાઈ.

કનકની આંખમાં ફરી જ્વાળા ભભૂકી. "ત્યારે તમને પણ તેમાં સુખ અને આનંદ સાંપડ્યાં હતાં ખરાં અને–?"

તેણે ધીમેથી એક બાજુથી બીજી બાજુએ પોતાનું મસ્તક ખસેડ્યું. જે શબ્દો કહેવાના હતા તેની કટૂતા સહન થતી ન હોય તેમ તેણે હોઠ મરડ્યા.

"એ આનંદ અપવિત્ર, ગેરવ્યાજબી આનંદ હતો." તેણે તેને સુધાર્યો. "એક અસાધારણ પુરૂષ, એક અસાધારણ મિત્રની પવિત્ર મૈત્રીનો પાપમય લાભ ઉઠાવવાનો—"

તેણે તેને બોલતી રોકી ને તે એક ડગલું નજીક આવ્યો.

"પણ હું એ આપવા—" તેણે પુનઃ ઉત્સુકતાથી કહ્યું.

"આહ!—" તે વચમાં જ બોલી ઉઠી: "બીજી ઘણી વાતોનો વિચાર કરવાનો રહે છે. જુઓ, હું ખુલાસો કરૂં. તમે ગઈ કાલે સવારે મને કહેતા હતા: 'હું તમને ઓળખું છું.' ઘણા લાંબા વખતથી તમે મને ઓળખી હતી. તે ભાન ફક્ત તમને જ થતું હતું, એવું મને નથી લાગ્યું કે હું પણ તમને ઓળખી ગઈ હતી? કદાચ આપણા કરતાં જૂદા સંજોગોમાં મૂકાયેલા માણસો એ સમજી ન શકે; પણ હું સમજું છું. આપણા સંજોગોમાં, આપણા ઉપર ઝઝૂમી રહેલી જવાબદારીથી આપણા વિચારોની ધારા દરેક ક્ષણે તીવ્ર થતી જાય છે. આપણે જોવી પડતી રાહ સામાન્ય સામાજીક આચારનું પડ હંમેશાં ઉખેડતી જાય છે. અકસ્માત અને જરૂરિયાતથી આપણી લાગણી ઉપર દરેક ક્ષણે અસર થતી જાય છે. તે વખતે આપણે ઉંડી લાગણીઓ ધરાવવાની પણ જરૂર પડે છે. તમો અને હું— દાખલા તરીકે, આપણો પરિચય કલાકોથી માપી ન શકાય; પણ આપણી લાગણીના અતિરાગથી, હૃદયના ધબકારાથી માપી શકાય. આપણે ખરેખર જૂના દોસ્તો છીએ. અને—" તેણે પોતાનો હાથ ઉચકી પોતાને ગળે અડકાડયો. "એ ભાનથી મને ઘણી રાહત મળી છે."

"ત્યારે તમારે જરૂર—" તેણે દલીલ કરવા માંડી.

"મને પુરૂં કહી રહેવા દ્યો." તેણે પોતાનો હાથ પોતાની બાજુ ઉપર ટેકવી કહ્યું: "મને આશા છે કે તમે મારૂં કહેવું હસી કાઢશો નહિ. હું મારા આખા જીવનમાં કોઈ કાળા માથાના માનવીને આ પ્રમાણે કહી શકી નથી. તમે ખરૂં જોતાં તો એક અપરિચિત માણસ

છો—તેમ છતાં મારા સ્નેહગોખમાં તમારૂં સ્થાન અનેરૂં છે, એટલે જ હું તમને આટલું કહી શકું છું. હું કબુલ કરૂં છું કે આજે જીમખાનામાં અને અત્યારે અહીં તમે મારે માટે જે લાગણી પ્રદર્શિત કરી છે તે હું ઓળખી શકી છું. હું એ આજે સવારે પણ જોઈ શકી હતી."

પળેક વિરમી પૂર્ણિમાએ કહેવા માંડયુંઃ "કઇ સ્ત્રી પુરૂષ-હૃદયમાંથી જીભ પર આવે તે પહેલાં તેના નયનમાંથી નીતરતી આ બાબતો નથી જોઈ શકતી? હું મારા મનનો આ મેલ તમારી આગળ છૂપાવતી નથી.—કહી દઉં છું. તમે મને કદિ ચાહી શકો નહિ. છતાં મેં તમને એ વસ્તુ શકય છે એવું દેખાડવાનો ડોળ કરી તમને ભ્રમમાં નાખ્યા. મારૂં આત્મમહત્વ, સ્ત્રીજાતિની પ્રશંસા માટેની સહજ ઉત્કંઠાથી મેં અત્યંત પાપી હૃદયથી આટલો તમારો અપરાધ કર્યો."

કનકે તેનો હાથ પકડી લીધો ને બોલ્યોઃ "હજી હું સમજી શકતો નથી કે તમને હું શા માટે ચાહી ન શકું? મારા હૃદયમાં–"

તેના પ્રશ્નના જવાબમાં પૂર્ણિમા પોતાનો પકડાયેલો હાથ તેના હાથમાંથી સેરવી, સહેજ દૂર હટી, અત્યંત નિર્વેદથી માથું ધુણાવી બોલીઃ "ભાઈ, એમાં સમજવા જેવું શું છે?" તેણે પોતાના બીજા હાથમાંનું પેપરકટર આમતેમ ફેરવતાં આગળ કહ્યુંઃ "તમે મારા તરફ માયા બતાવી અને મેં તેનો ખોટો લાભ લીધો. હું તમને ચ્હાતી નથી. તમે મારા ખરા સ્વરૂપને કદિ પણ ચાહી ન શકો એ સ્પષ્ટ અને નિર્વિવાદ વાત છે. અશ—"

કોઈના આગમનનો પાદસંચાર સંભળાતાં તે મૌન બની, વધુ સાવધ થઈ.

"પણ આ કામ પાર પડયા પછી?" કનકે હઠ લીધીઃ "જ્યારે આપણે સ્ત્રી અને પુરૂષ તરીકે—"

તેણે પોતાનું મસ્તક ઉઠાવ્યું.

"બિલકુલ નહિ." તેણે આજ્ઞા કરી.

બહારનો આગળિયો ઉચકાતો સંભળાયો. તે એકદમ શાંત, નિરાવેશ થઈ ગઈ.

"આપણે ચોપાટનાં સોગઠાં—એથી વધારે કશું નહિ." તે સવેગ બોલી: "અત્યારે તો કંચનને મુંબઈ બહાર રાખવા સિવાય બીજા કશાની મને પડી જ નથી. તમને જો વાજબી લાગતું હોય તો તમે વેલચંદ વગેરેને એમજ કહેજો."

એ જ પળે બેઠકના દ્વારમાં વેલચંદ દેખાયો. "કેમ, કેમ છો?" તેણે આનંદથી કહ્યું: "પૂર્ણિમા, તમે વહેલાં આવ્યાં કે હું મોડો છું?"



## પ્રકરણ ૧૧ મું

### મસલત

વેલચંદની ડાબી બાજુએ રાઈવાળા તથા અનુમલ બેઠા હતા. પૂર્ણિમા તેની સામે–રવિવારે બેઠેલી એજ ખુરશીએ બેઠી હતી અને તેના જમણા હાથ પર જરાક પાછળ કનકરાય બેઠો હતો.

કનકે જોયું કે વેલચંદ આજે અત્યંત ખુશ મિજાજમાં હતો. તેને જોઈ કનકને જ્વાળામુખીના રસની નરમ, લીસી, પણ અંદર પૂરી રાખેલી જ્વાળાના અચાનક ભભૂકવાથી ગમે ત્યારે તેની સપાટીમાં ચિરાડ પડી જાય તેવી ધરતી યાદ આવી.

"પૂર્ણિમા, તમને આજે" વેલચંદે કહ્યું: "ખાસ તો એ આગ્રહ કરવાનો છે કે જે સંકેત સંદેશથી સગરામસિંહજી રાવણપુર અને મેઘણાના દરબારગઢનો કબજો લેવા નીકળે છે તેની ચાવી અમને સોંપી દેવી અત્યંત ઈષ્ટ અને આવશ્યક છે. મી. રાઈવાળા, મી. અનુમલ–" તેણે બંને તરફ હાથ ચીંધ્યો: "–અને હું માનું છું કે કનકરાય પણ મારી સાથે મળતા થાય છે. ઓકલાંડ સાહેબ તૈયાર થાય ત્યારે તમે હાજર ન હો તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના અમે સૌ એ સંદેશ પહોંચાડી શકીએ માટે એમ થવું જરૂરનું છે."

પૂર્ણિમાની નજર રાઈવાળા તથા મારવાડી તરફ ફરી. એ નજરમાં અપાર આશ્ચર્ય ભર્યું હતું.

"તમે" તેણે પૂછ્યું: "એમ કેમ માની લ્યો છો કે હું હાજર નહિ હોઉં?"

પોતાના શબ્દોની બુઠ્ઠાઇ ઓછી કરવા વેલચંદ હસીને બોલ્યો: "હું સ્પષ્ટ ઉત્તર આપું તો માફ કરજો. પ્રતિમાના ખૂનના સંબંધમાં પોલીસ તમને પકડે એવો સંભવ છે. કનક હમણા જ મને કોઈ કંચન રતાળુવાળા વિષે વાત કરતો હતો કે એ મુંબઈ આવે તો આપણા ઉપર જબરી આફત ઉભી થાય. પેલા ગાંડા ભૂતકઢાના મગજમાં રાવણપુરી ખટપટનું ભૂત ભરાયું છે. શહેરમાં તો પ્રતિમાના ખૂન સિવાય બીજી વાત જ થતી નથી; અને એ વાર્તામાં 'રાવણપુર' અને 'રાવણપુરી' શબ્દે શબ્દે દરેકની જીભ ઉપર આવે છે. એટલે તમારા—" સ્હેજ અટકી તેણે આગળ કહેવા માંડયું: "અમને અગવડ ઉભી થવાના સંભવો છેલ્લા ચોવીસ કલાકમાં ઘણા વધી ગયા છે. આ જોતાં કનક કાલે જ ઓકલાંડને જલદી મળવાની વિનતી કરવા માટે મળવા જવાનો છે. જો એ કાલે અગર પરમ દિવસે—અગર ચરમ દિવસે કામ કરી શકે તો સગરામસિંહજીને અમે તરત જ સંદેશ પાઠવી શકીએ."—તે અટક્યો.

"અને?—" પૂર્ણિમાએ પૂછ્યું.

"અને" તેણે સમાધાન સૂચવતા સ્મિત સાથે કહ્યું: "તમને મળી શકાય તેમ ન હોય તો, તમે કાચી જેલમાં હો તો અગર અમે સંદેશો મોકલી ન શકીએ તો એ વિલંબ અમને બહુ ભારી પડી જાય."

તેણે આ બાબત ઉપર ગંભીરપણે વિચારવા માંડયું અને વેલચંદની સિગારેટ ઉપર નજર ફેરવી. એનો હાથ એટલો સ્થિર હતો કે બીડીનો ધુમાડો સીધો, નિશ્ચલ ફિક્કી આસમાની સેર જેવો થઈ ઉપર ચડતો હતો.

કનકને તે વખતે એમ થયું કે પૂર્ણિમાના જેવું જ્વલંત

સૌન્દર્ય તેણે ક્યાંયે કદિ જોયું નહોતું. થોડીવાર પહેલાં જે બન્યું હતું તેના આવેશના પૂરથી તેનું બહારનું રૂપ અસર પામ્યું નહોતું. કોણ હિમનિરાવેશ—વેલચંદ કે હું—તેની સ્પર્ધામાં એ ઉતરી હતી.

"હું નથી સમજતી" તેણે વેલચંદને કહ્યું: "કે મને જ શા સારૂ પકડે? ખરેખર તો તમે કે કનકરાય શા માટે પકડાઈ ન જાવ? તમારાં નામ આ કિસ્સામાં આવ્યાં છે: મારૂં ક્યાંય નથી આવ્યું."

વેલચંદે તેને પોતાના મુદ્દા ઉપર જ રાખી.

"છતાં" તેણે રેશમ જેવા લીસા સૂરથી કહ્યું: "તમે પકડાઈ જાવ તો?"

બચાવ ઉપર ખેંચાઈ જવાની તેણે સાફ ના પાડી. તેની હડપચી ઉંચી થઈ. કનક આ નિશ્ચયચેષ્ટા બરાબર જાણતો હતો.

"વેલચંદભાઈ," પોતાના સ્વરમાં ઠંડકનો સ્હેજ ભાવ ભરીને તે બોલી: "સગરામસિંહજીએ તમને મારી મારફત કહેવડાવ્યું છે કે તમે સામાન સરંજામનું વહાણ ક્યાં છે તે મને જણાવો. મારે ત્યાં એક સંદેશો આપવાનો છે. મને બાપુનો હુકમ છે કે જ્યારે કામ કરવાનો વખત આવે ત્યારે તેણે શાં શાં પગલાં લેવાં તેનો એક સાંકેતિક સંદેશો મોકલવો. તમે આપો છો તેના કરતાં વધુ મજબુત કારણો ન મળે ત્યાં સુધી હું એ હુકમ પાળવાની છું. તમે તમને મળેલી આજ્ઞા પાળશો ને?"

રાઇવાળા ખુરશીથી ઉછળ્યો. "અરે, આય સૂં ભાગરો વટાય ચ." તેણે વેલચંદને કહ્યું: "આય મુંબઈના મારા દોસ્તોને ખબર પડસે કે આપસ આપસમાં બી અહિંયા મેલ નથી તો તેમનાં નાણાં ઉભી પૂછડીએ ન્હાસી જશે. એ પૂંછડીનું ટોચકું બી આપરે હાથ નહિ આવસે."

અનુમલ પણ ફિકરમાં પડ્યો હતો. "આ કામમાં બહુ નાણો

રોકાયો છે." તેના ચશ્માના જાડા કાચ પાછળ તેની નાની આંખો નાચતી હતી. "ઘણો નાણો ખરચ કીધો છે, ઘણો ખરચવાનો છે. બીનજરૂરી વહેમ અને સાવચેતીથી શું આ નાણો વેડફી દેવાનો છે? શું આ સટ્ટો કર્યો છે?"

"આ કામમાં પૈસા તો કશા વિસાતમાં નથી." પૂર્ણિમા બોલી: "અનેક સ્ત્રી–પુરૂષોનાં જીવન, રાવણપુરનું ભાવિ, એક આખા પ્રાન્તની પ્રજાનું કલ્યાણ, એ બધું સંભાળવા હું મને મળેલી આજ્ઞા પ્રમાણે જ ચાલીશ. મને પૈસાની બિલ્કુલ પરવા નથી."

અનુમલનો મારવાડી આત્મા રીબાવા લાગ્યો. "જીનેન્દ્રજી ભલો કરે." જાણે સાંભળેલું માનવામાં આવતું ન હોય તેમ તેણે કહ્યું.

વેલચંદના લલાટ પર વાદળ છાયાં: તેની આંખમાં આંધી આવી. "જોયું, પૂર્ણિમા કુમારી!" તેણે કહ્યું: "અમારામાં આ બાબત વિષે બે મત જેવું કંઈ જ નથી. આપણી યોજનાની તમે સફળતા ઇચ્છતાં હો તો જે સાંકેતિક સંદેશથી સગરામસિંહજી તરત પગલાં લેવા માંડે તેમ હોય તેની ચાવી અમને સોંપી દો."

તેની આંખોમાં ઉપહાસ હસી રહ્યો–જાણે આ સૂચનાનો અસંભવ તેને ખડખડાટ હસવા પ્રેરતો ન હોય!

"હું બીજી જ ક્ષણે પકડાઈ જવાની છું એવું મને લાગે" તે બોલી: "તો તમને એ કુંચી આપું. પણ—"

"પણ ને બણ. તે વખતે અમે કોઈ ત્યાં ન હોઇએ તો?" વેલચંદે કઠોરતાથી કહ્યું.

"એનો અર્થ?" પૂર્ણિમાએ સ્થિર થઈ કહ્યું: "તમારા કરતાં હું વધારે છૂટછાટ મૂકવા તૈયાર છું. તમને એ વહાણ કયા બંદરમાં છે તે પણ હું બે વાર પૂછી ચૂકી છું."

વેલચંદ પાછો નરમઘેંસ થઈ ગયો. "એ વહાણ અત્યારે

ભરાઈ રહ્યું છે. એને જલ્દી ભરી દેવા માટે માણસોના વાંસા ફાટી જાય છે. હંમેશના કરતાં તેમને બમણી મજૂરી અપાય છે. તેઓ અંધારામાં, ચોરીછૂપીથી, નાની હોડીમાંથી મોટા વહાણમાં ગળકી ગળકીને, હરઘડી પકડાઈ જવાની ધાસ્તી વચ્ચે, સજા પામવાની લટકતી તલવાર તળે કામ કરી રહ્યા છે. એ વહાણ ક્યાં છે, તેમાં શું ભર્યું છે, ને એ ક્યાં જવાનું છે, તે મારા સિવાય બીજું કોઈ જાણતું નથી. એ વાત તો બિલ્કુલ છૂપી રહી શકી છે. તેમ રાખ્યા વિના છૂટકો જ નહોતો. હજી પણ એ છૂપી જ રહેવી જોઈએ. હવે હું પૂછું છું કે તમને અગર આ ગૃહસ્થોને આ વાત કહી આપણું જોખમ વધારવામાં કંઈ માલ છે?"

"તે વહાણને સંદેશ પહોંચાડવાની મને આજ્ઞા થઈ છે." પૂર્ણિમાએ એની એ જ વાત કરી.

તેણે પોતાના બંને હાથ મેજ ઉપર મૂકી ધીમેથી પોતાની હડપચી તેમના ઉપર ટેકવી પૂર્ણિમાની સામે પોતાની ઘાટી ભ્રમરો સોંસરૂં તે જોઈ રહ્યો.

"હું તમને વહાણ ક્યાં છે એ કહું તો તમે મને કુંચી આપશો?"

વેલચંદના આ પ્રશ્નમાં જાળ ક્યાં છૂપાઈ છે તેની શોધ કરતી હોય તેમ તે આંખના ખૂણા મીંચતી તેને નિહાળવા લાગી.

"ના," તેણે દૃઢતાથી કહ્યું: "મને હક્ક નથી."

"આ તો" તેણે કાતીલ કટાક્ષ કરતાં કહ્યું: "પૂર્ણિમાબાઈ તરફની ગંભીર કબૂલાત છે."

"ગમે તેમ હો." તે વળી બોલી: "મને જરાય હક્ક નથી."

"પણ આ આખા વહાણને ખરાબી ઉપર ચડાવી દેવાનો તમને હક્ક છે? અત્યારે તમે એ જ કરી રહ્યાં છો."

તેણે કટાક્ષની દરકાર કરી નહિ. એનામાં હિંમતની ખામી

નહોતી. તેના વિચારો ગુંચવણથી મૂક્ત હતા. તેના હાથ અદબવળી ખોળામાં પડ્યા હતા. તેનું માથું ઉંચું ઉઠાવેલું હતું. વેલચંદ તરફથી કંઈ જવાબ માગે તેવું સાંભળવાની રાહ જોતી તે ધૈર્ય અને વીરત્વભરી દીપી રહી હતી. આ જોઈ કનકને તેની વહારે ચડવાનું મન થયું.

"વેલચંદ, હું પૂર્ણિમાબ્હેન સાથે સંમત થાઉં છું." કનકે તિવ્રતાથી કહ્યું અને ઉઠીને તેની પાસે જઈ ઉભો રહ્યો. "તેને હક્ક નથી કે—"

તેણે કનકની સામે જોયા વિના તેને અટકાવવા પોતાનો હાથ ખભા સુધી ઉપાડ્યો. વેલચંદ પાંપણમાંથી તે બંનેને તાકી રહ્યો.

"જરા ખમો, કનકભાઈ—" તેણે નરમાશથી કહ્યું.

તે ઉભી થઈ અને નિર્દય આજ્ઞાત્મક નેત્રે પોતાની સામેના ત્રણે જણને નિહાળી રહી. તેનામાં ઉશ્કેરાઈ જવાનું નિશાન સ્હેજ પણ નહોતું. તેના શબ્દો પહેલાં કરતાં વધારે સ્પષ્ટ હતા. તેમાં ધમકી કે ગુસ્સો—એમાંથી કશું જ નહોતું.

"ખરેખર તો" તે વેલચંદ તરફ બધું લક્ષ દઈ બોલી: "આ બધાની કંઈ જરૂર નહોતી. આમ કરવાનું કોઇએ તમને કહ્યું નહોતું. પોતાના નિયમ મુજબ વેલચંદભાઇએ આગળથી વિચાર કરી જોયો હોત તો તેને સમજાયા વિના ન રહેત કે મારા સિધ્ધાંતો અને મારી આજ્ઞામાંથી મને ચસાવવાનો યત્ન નિરર્થક છે. કનકરાયના ઓકલાંડ સાહેબ સાથેના સંબંધથી ઉભી થતી પરિસ્થિતિ મારા હાથમાં છે. સગરામસિંહે આપેલા રબ્બરના ઇજારાના રૂક્કાઓ વગેરે મેં સાચવી ચોકકસ ઠેકાણે રાખી મૂકયા છે અને સંકેત શબ્દો હું એકલી જાણું છું. મેં તમને કહ્યું છે કે જો મારાથી એ રૂક્કા તમને આપી ન શકાય—એ સંકેત સંદેશ મોકલી ન શકાય તેવી સ્થિતિ વખતે હું જરૂર તમને એ બધું સોંપતાં વિચાર કરીશ નહિ. પણ—" તે જરા પાછળ હટી. પોતાનાં ચક્ષુથી તેમનાં

ચક્ષુઓને તેણે સ્થિર રાખ્યાં. "અત્યારે તો મને જે પ્રમાણે કામ કરવાનું કહેવામાં આવ્યું છે તે પ્રમાણે જ મારે કરવું પડે છે."

તે અટકી. તેનામાં ભય નહોતો. ભવ્યતાની મૂર્તિ સમી પૂર્ણિમા હજી એક ડગલું પાછળ હટી. "આથી વધારે તે કેટલું સ્પષ્ટ થઈ શકે! તમને એ દીવા જેવું સાફ સમજાવું જોઇએ."

તેના કથનમાં પ્રશ્ન નહોતો, છતાં રાઈવાળા ભભકી ઉઠયો: "તમે સાચ્ચું કેહવોચ બાઈ!"

વેલચંદનો ચહેરો શેતરંજનાં મ્હોરાંના જેવો નિષ્ક્રિય થઈ ગયો. તેણે સિગારેટમાંથી ધૂમાડા કાઢવા માંડયા. અને એ ધૂમાડો બંને વચ્ચે આછા પડદા માફક લટકી રહ્યો.

"છતાંય—" તે બળાત્કારે હસીને બોલ્યો: "માફ કરજો." કહી તેણે જણાવ્યું: "તમે અમારી સાથે મળીને કામ કરવાની ના પાડતાં હોવાથી પસ્તાશો."

તેણે તેના તરફ જોયું નહિ; જવાબેય ન દીધો.

"ઠીક ત્યારે ચાલો, સાહેબજી." લાગણીની છાયા સરખીયે ન દેખાય તેવા સ્વરે બોલી, દરવાજામાંથી બહાર નીકળી પૂર્ણિમા સડસડાટ નીચે ઉતરી ગઈ.

આગલો દરવાજો બંધ થયાનો ધીમો અવાજ આવ્યો ત્યાં સુધી સૌ શાંત—અવાક બેસી રહ્યા. રાઈવાળાએ એ શાંતિનો ભંગ કરતાં કહ્યું: "ખોદાના શોકરાના" ને રૂમાલવતી કપાળ લૂછતો લૂછતો બોલ્યો: "વેલચંદ, એ સું બોલી ગઈ?"

તે પોતાનો બરડો પંપાળવાનો અભિનય કરી બોલ્યો: "મારા બડ્ડાની કરોડ પર જેની આય કેટલાં જીવડાં ચ્હરિયાં ચ!"

# પ્રકરણ ૧૨ મું

## રાઈવાળા અને મિસ સેહરાં સરફરોજ

રાઈવાળાને કંઈ અગત્યની વાત કહેવાની હતી. પૂર્ણિમાના છેલ્લા શબ્દો અને આવવા જવાની રીતથી જે આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું તે ઉતરી જાય એ પહેલાં તો તે ખુરશી પરથી ઉભો થઈ ટેબલ ઉપર બેસી ગયો. તેના ગોળમટોળ ચહેરા પરથી તમામ આનંદ ઉડી ગયો હતો. તેની આંખો ચમકતી થઈ બહાર નીકળી આવી હતી. તેણે સર્વનું ધ્યાન ખેંચ્યું.

"કાતરિયું ગેપ!! પન મને તો ઉબક આવી ગઈ–" તે ઉશ્કેરાઈને બોલ્યો: "તમારે બી સમાલવાનું છે. તમે પેલી સેહરાં સરફરોજનું નામ જાનો છો કે?"

અનુમલનું ધ્યાન ખેંચાતાં વાર ન લાગી. "રેલ્વે હોટેલની પેલી બાજુ રહે છે તે?" અનુમલે પૂછ્યું.

"હા, પેલા કેકી ભમગરાની દોસ્ત. ઓલખોચ ને! લોઅર-પરેલનો કારપોરેટર. જેવારે કેકી ગેપ થઈ જાય ચ તેવારે એણી ગમે તેનાં ખિસ્સાં પર કાપ મૂકે ચ."

"હા, હા." કનક બોલ્યો: "પણ તેનું શું છે?"

"તેણી છૂપી પોલીસમાં છે." રાઈવાળાએ જવાબ આપ્યો:

" અજબ ગુન્હો ! જૂઓની, આય બાબટ છે. હું આજે બપોરના જુહુને દરિયે ગિયો તો. તાંહ ચારેક વાગે ધાડું આવી પરે ચ તેની આગમચ જરા બાથ લેઉં કહ્યું. સાલાં બધાં આવે ચ–શેઠ શેઠાની, કાઉન્સીલરોને તેની મહોરદારો. કરોડપટી ને કરોડપટાણી. પન તે વેળાએ તો હું એકલો જ હુટો. મેં તો એક સરસ મોજો આયો કે ડૂબકી મારી ને પછી મોજો વટી ગિયો કે આંખ મ્હોંના પરથી પાની ખંખેરતો હું બહાર નીકલયો તો સેહરાં તાંહ પરી જેવી ઉભી હુટી. રાતો ચટક બેધિંગસૂટ, રાતી રબ્બરની ટોપી–ને બસ ખૂબસુરટીની મૂરટી. મારી તો આંખો ભરાઈ રહી.

" મોજો આવિયો ને આગની ઝાળ ભભૂકે તેમ તેણી ભભૂકી. જાને કે જાદુગરની લાકડી. ચપ્પુની ધાર પેઠે તો તેણી પાની કાપટી હુટી ને મારી સાંમે એક યાર્ડમાં આવીને મારી સાંમુ હસવા લાગી. ' કાંય જી મી. રાઈવાળા, સાહેબજી.' બસ, તેના હોઠમાંથી તો પાની, બોલ ને હાંસુ–બધું એકલાગું ટપકે. ને પછી મને પાલીસ મારવા માંડી. એણીનું નામ કહ્યું: ' તમને યાદ તો નહિ હોસે— અમે એક માસ પેલાં મેજેસ્ટિકમાં મલિયાં હુટાં તે હું ટો સાલો ભૂલી ગયલો—"

સહેજ આરામ લઈ રાઈવાળાએ આગળ ચલાવ્યું: " હું મારા ખભ્ભા સુધીના પાનીમાં ઉભેલો–સાલી આંખો આંખો તો એવી જલે ! ને હું તો ડરી ગયલો. મને લાગટું હુટું કે હમનાં એ પરી ઉડીને પાનીમાં પીગલી જસે. ને સું હું ભૂલી ગયલો ? મારી સાસુનું મુરદું બી એ લીબાસમાં આવીને ઉભે તો એવનને હું ટો ન ભૂલું.

" બસ તે તો ખીલી, મને તો તેણીએ એક રાનીની કાની ઉંચકયો. સાચ્ચું–એણી બોલવા લાગી ને હું માનવ લાગો. બસ, પાની, પાની.

" તેણીની આંખ આછાં, છૂટાં લીલમ જાણે કે, ને તેના મ્હોનામાંથી તો લાખો મોગરાની સોડમ છૂટે.

"પછી ટો અમે ટરવા લાગિયાં—ને અકસમાટો ઉપરા ઉપર થવા લાગ્યા. આફ્ટ પર આફ્ટ, ને આપરે તો સોહરાબ ને રૂસ્તમ સાઠે લાગા. તેણી હાથ ઉંચા કરી ટરવા ગઈ ને તેનીનો પગ લપસિયો. તેણીના પગવટી મારો બી પગ મફાયો, તેણીનું ઘુંટન મારા ઘુંટન સાઠ અફલાયું.

"બડન પરનો કાબુ ટફન ગુમાવી બેસનારી મેં તો તેણીના જેવી કોઈ બૈરી નથી જોઈ. હું મી. લોહચુંબક હુટો—એણી ગરીબ બિચારી મિસ લોખંડ હુટી—હું તેને મારી પાછળ ખેંચટો ચાલ્યો. અકસમાટો વઢવા લાગિયા. તેણી વઢારે ને વઢારે લપટવા લાગી. પાની પર હાથ સઢ મારક ચાલે ને એકાએક ટેની ઠાકી ગઈ. પાની પર એક પફર માફક ટરવા લાગી ને હડપચી મારી કાંધમાં પરોવી ડીઢી. ટેણીની ડાબી કાંઢ મારા મ્હોનામાં ડાખલ થઈ ચૂકી. સમજાય છે ? એમાં જાફુ ભર્યું હુટું. મને ટો સાલા કંઈ કંઈ ખીયાલો આવિયા.

"પછી ટરટ તે પગ ઉપર ઉભી થઈ ગઈ. પછી તેણીનાં કલેજાનાં બઢાં બાન્નાં ઉઘાડી નાખિયાં. માથું પાછલ નાખિયું ને પાક ખોરદેહ અવસ્તાનો ગોટો વાળી દરિયામાં ફેંકી દીધો અને મને બી તેણીની મોટી જેવી કાંધ પરથી—પછી નોટરૂ—મ્હોંકબુલી અને કિલ્લાની જીટ. બઢું ય સારે લાગું—

"હું બી કાંઈ ફિરસ્તો નથી—એ જાટિ તરફ કાંઈ ટિરસ્કાર ધરાવટો નથી, ને ટેનાથી નહિ જીટાઉં એવો પઠરની બુધની મુરટી જેવો બી નથી. હું જીટાયો: ટેની બસ બીનહરીફ હુટી. અને મારી સાઠે ટો ટે મોહમાં જ ગરકાવ થઈ ગઈ હુટી. પછી અમો લોગ ટેને ઓરડે ગિયાં. તાંહ વ્હીસ્કી, સોડા, કોટેલ લગાવિયાં ને હું પાછો જીટિયો. 'બસ આય ભાયડા ટો આસમાનને સાટમે તબકે ચ્હરિયા.' તેણીના અવાજમાં મોહિની ભરી હુટી. તેણી વાટ કરટી હુટી ને બંડો જવાબ ડેતો હટો.

"તાંહ હું જાગી ઉઠો. માથામાં પથ્થર અફળાય તેમ મારા મગજમાં કંઈ અફળાયું. કોઈ વખટ એવી કાની જાગી ઉઠેઆ છેઓ ? એકડમ સચેટ—સાવઢાન થઈ ગિયા છેવો ? ટમારા ભેજામાં હજારો આગ લાગવાના ઘંટ બજી રહેલા છે? ટમારા માઠામાં લાખો જમવાની ટોકરીઓ વાગી રહી છે? ટમારા ટંટુઓ પોકારી પોકારી કેહચ કે 'સાવઢાન, સાવચેટ.'?

"પહેલું ટો મને લાગું કે હું ધ્રૂજતાં પોપચાંથી તેણીની સાંભે બાડી આંખે જોટો હુટો ને ખૂબ મગજમારી કરટો હુટો ને યાડ કરવા મઠતો હુટો. નહિ. સાલું કાંઈ યાડ બી આવે નહિ! બસ તેણી મને પૂછટી હુટીઃ 'મી. રાઈવાલા, આય રાવનપુરની સુ ખટપટ છે?'

"સું? રાવનપુરની ખટપટ?' મેં ટેનીને સાલું પૂછિયું. "કાંય હવડાં જ ટમે કેહટા હુટા ને એ?" ટેની બોલી.

"મેં ટમુને સું કહિયું?" હું બોલ્યો.

"મારૂં કાલજું ટો મારા મ્હોનામાં આવીને બેઠું. મેં જાનું, હવડાં કાંઈક કેહસે ને મને ખબર પરસે કે હું સું સું બકી ગિયો હુટો.

"પન ટેની સમજી ગઈ. ટેનીએ જોયું કે પરહોપરી ચૂકો હુટો. મારી પાસથી ટેનીને કાંઈ બી મલી સકે ટેમ નહોટું. બસ, ટેનીએ બી મ્હોંનાને ટાલું દેઈ દીઢું.

"કેમ, કંઈ પીસો કે—કેમ કંઈ લેસો કે?—આપને મ્હોંનું કટાનું કરી જાને કે સાંભલિયું નહિ હોય ને બિમાર પડિયો હોઉં ટેમ એકડમ ઉઠિયો ને બહાર નીકલિયો.

'જી' આવજો જી, બહુ વહેલ્લા ચાલ્લેઆ. જી, જરૂર આવટા જટા રેહજોજી.

"પન આપરે સમજી ગયલા કે આફટને અને આપનને એક ઇંચનું છેટું રહેલું હુટું." ઠંડોગાર બની ગયેલો રાઈવાળા બીજી જ પળે બોલ્યોઃ "પન છેટું ટો રહેલું કાની? ખરૂં જ ટો."

તેના ચહેરા પર જરા ઉલ્લાસ દેખાયો. ફરી તેણે ચલાવ્યું: "તેણી આય આપરી બાજીની બાટમી મારી પાસેથી કઢાવી લેટી હુટી. તેણી જુહુમી એટલા જ માટે આવી હુટી. તેણી મને ગોસ્તના કોળિયા માફક જે વારથી મેં ડૂબકી મારી ને તેણી મારી પાસે આવી ને ઉભી ટેવારથી મ્હોંનામાં વાગોલટી હુટી. તેણી ખરેખર છૂપી પોલીસમાં જ છે. ડિટેકટીવની બી ડિટેકટીવ. પન હું જાનવા માગું ચ, એને મારી પછાડી લગાવી કોન્ને? ભૂતકઢાએ જ પછાડી લગાવી હોસે ને!

"જો ભૂતકઢાએ નહિ ટો કોન્ને બીજાએ? અલબટ, આય મુંબઈમાં એવી ઘની બી ડાકનીઓ છે કે જે પોટાની ખૂબસુરટી ને પોટાનો શરાબ આવી છૂપી વાટો કઢાવવા સારૂ કામે લગાડે ને પછી દેશી રાજ્યોને કે સરકારને તે વેચી પૈસા પેડા કરે. અને આય તો સાલું કેમ ભૂલાય કે આય સેહરાં ટો ખાઈપીને મારી પછાડી જ મંડી હુટી–રાવનપુરનું કાંઈ બી જાનવા સારૂ—" આટલું કહી તે ભૂલ્યો હોય તેમ બોલ્યો: "અરે જાનવા સુ? લગભગ જાની જવાની અની પર હુટી."

અનુમલ, રાઇવાળાએ કહેલી આ કથા દરમ્યાન ખુરશીની પીઠ ઉછાળતો બેઠો હતો. તેણે તેના આગલા પાયા ધબકારા સાથે નીચે નાખી દીધા અને મેજ પર પોતાના જમણા હાથની મુક્કી પછાડી.

"ને તમે આપણો બધો છૂપો ભેદ એ બાઈને કહી આપ્યો?" તેણે અવિવેકથી પૂછ્યું.

"આપ સાહેબ, ધીરજ પકડો." કનક વચ્ચે જ બોલ્યો— "રાઇવાળા જરા મુંઝાઈ ગયા છે. પણ ચોકકસ રીતે તો તેણે કશું જ કહ્યું લાગતું નથી. આ મનમાં ઉગી આવેલી અચાનક સાવચેતી, આ વીજળી જેવી ભયની નિશાની બરાબર સવેળાએ માણસને બચાવી લે છે. સોમાંથી નવાણું વાર પહેલો જોખમભર્યો સવાલ

રજુ થાય કે તરત તે ચોંકી જાય છે અને પોતે બચી જાય છે. રાઈવાળાને પોતે શું કહ્યું હશે, તેની ચિન્તા થતી નથી: પણ તે શું કહી દેત તેની ચિન્તા તેને તે વખતે થતી હતી. તે હજી બાકી રહી ગઈ છે."

રાઈવાળાએ દમ ખેંચ્યો. તેને નીરાંત વળી.

"ટમે સાચું કેહવોચ, મી. કનક, મને ખાટરી છે કે મેં કંઈ બી કહી ડીઢું નથી."

વેલચંદ ઉઠચો અને પોતાની ખુરશી પાછળ ખસેડી બોલ્યો: "મૂળ મુદ્દો તો એ છે કે આપણે ધાર્યું હતું તેના કરતાં આપણી સામે વધારે વિરોધ છે. આપણે એ સમજી જવું જોઇએ, એ સમજી કામ કરવું જોઈએ. આ સેહરા ભૂતકઢા તરફથી કામ કરતી હોય કે પોતા તરફથી, પણ આપણે એક ક્ષણ પણ બીનજરૂરી જોખમ અગર વિલંબ સહન કરી શકીએ તેમ નથી. હું કહું છું, કે ગૃહસ્થો, આપણે તરત આપણું કામ પૂર્ણ કરી દેવું જોઈએ. એટલે કનક, અમારી સઘળી આશાએ તારા ઉપર અવલંબી રહે છે."

*

એક કલાક પછી કનક સુઈ જવા માટે કપડાં ઉતારતો હતો ત્યાં વેલચંદ તેના ઓરડામાં આવ્યો.

"કનક," તેના નિરાવેશ, અગમ્ય અવાજે તે કહેવા લાગ્યો: "આજે રાતે તું આપણું કામ પાર પાડવા કરતાં પૂર્ણિમાના રક્ષણની વધારે ચિન્તા કરતો હતો. આ વાજબી છે?"

કનકે વેલચંદનું પ્રતિબિંબ અરિસામાં પડતું હતું તે જોતાં જોતાં પોતાના કૅાલરનું બટન ખોલ્યું અને જવાબ દેતાં પહેલાં ટેબલ પર મૂકયું.

"મેં પણ એમ જોયું," તેણે મોં ફેરવ્યા વિના કહ્યું: "કે તમે સગરામસિંહજીની આજ્ઞા માનવાની સાફ ના પાડી. એક બૈરીને આ પ્રમાણે પજવવી વાજબી છે?"

વેલચંદ હસી પડ્યો ને બોલ્યોઃ " તું એમ તો નથી માનતો ? " તેણે દલીલ કરીઃ " કે હું એ સાંકેતિક કુંચી કંઈ પણ કારણ વેના માગી રહ્યો છું ? "

" તમે એમ કહેવા માગો છો કે એ આ પ્રતિમાના ખૂનમાં પકડાઈ જશે ? "

વેલચંદે સિગારેટનો દમ ખેંચી ધુમાડો કાઢ્યો. કનકે હવે તેના સામે જોયું.

" મને તે ફિકર કરવાનો પૂરેપૂરો હક્ક છે. " વેલચંદ બોલ્યોઃ ' મને આપણી યોજના સંભાળવાનો પૂરતો અધિકાર છે. અને એ પકડાઈ જશે એમ માનવાને કારણ પણ છે. બસ એ જ."

" કયું કારણ ? "

" આહ–જન્મનું ! " તે રાવણપુરી બોલ્યોઃ " તું તપાસ કરે તો તે તને પણ મળી આવે."

તેનો અવાજ ધીમો હતો. છતાં આ શબ્દો તેણે એવી ઉગ્રતાથી ઉચ્ચાર્યા કે કોઈ પણ જોઈ શકે કે તેની મીઠી શાંતિનાં અસ્તર તળે અધીરાઈ અને ચિન્તાથી જીવ કળીએ કળીએ કપાઈ રહ્યો હતો. અહીં, રાતે તેના ચ્હેરા પર ચિન્તાએ શી શી હેરાનગત દેખાડી હતી તે સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેનું નક્કર જડબું બહાર નીકળી પડેલું હતું, પણ આંખ નીચે ઉંડા પડછાયા હતા. સામાન્ય રીતે કશું જ નહિ બતાવતી તેની દષ્ટિમાં થાક દેખાતો હતો.

કનકે આ સર્વ નિહાળ્યું હતું.

વેલચંદ પોતાના જેટલી જ ફિકર કરતો હતો, એમ તેણે માન્યું. એમ નહોય તો એ રાવણપુરી, પૂર્ણિમાને બીજીવાર તેની આજ્ઞાઓ તોડવા માટે મસલત અર્થે બોલાવવાની ભૂલ કરે જ નહિ. પૂર્ણિમા ના પાડે અને તેને હાથ જોડી બેસી રહેવું પડે એ બતાવી

આપવાનું જોખમ તે કદિ પણ વ્હોરે નહિ. અને એ ના પાડશે જ એવું તે આગળથી જોઈ તેવો પ્રસંગ ઉભો જ થવા ન દે.

અગર પૂર્ણિમા પકડાશે એવી પોતાના ત્રણે સાથીઓને ખાત્રી કરી આપવા તેણે આ નાનું સરખું અપમાન વહોરી લીધું હતું?

અને આ પરિણામ લાવ્યા પછી તેનો ઈરાદો એ કુમારિકાને કચડી નાખવાનો હતો? જો વેલચંદ પાસે પૂર્ણિમાને પ્રતિમાના ખૂનમાં સંડોવવાનો પૂરાવો હોય તો તે બાઇને પોતાની મરજીને અનુકૂળ કરી નમાવી દેવા માટે અગર તેને પકડાવી દેવા માટે તેનો ઉપયોગ કરવામાં તે એક પળનો પણ વિલંબ ન કરે.

આ અટકળ કનકને વધારે યોગ્ય લાગી.

વેલચંદ પૂર્ણિમાને હાથે અર્થ વિનાની છક્કડ ખાવાની મૂર્ખાઈ કરે એ પ્રકારનો માણસ નહોતો. અને જો આ અટકળ સાચી હોય તો પૂર્ણિમાને ભૂતકઢા અને તેના સાથીઓ મુંઝવી રહ્યા હતા એટલું જ નહિ, વેલચંદ પણ તેને પજવી રહ્યો હતો.

કનકના કાળજામાં ઠંડા પોલાદના જખમના જેવું કંઈ જણાયું.



# પ્રકરણ ૧૩ મું

## ન ગમતો મહેમાન

કનક જાગી ઉઠયો. તે ચમકયો હતો, પણ તેનું ચિત્ત બીજીજ ક્ષણે ચકોર બન્યું. પોતાની કોણી ઉપર ખેંચાઇને તે જે અવાજથી જાગી ઉઠયો તે અવાજ કયાંથી આવે છે, તેની શોધ માટે તેણે કાન માંડયા. પણ રાત્રિનું મૌન તૂટયું નહિ. મુંબઈ પરોઢિયે ઘસઘસાટ સૂતું છે અને દોડતી ટ્રામકારના અવાજ સિવાય બીજું કશું સંભળાતું નહોતું.

પોતાની ચિન્તાઓથી તે જાગી ઉઠયો હશે, એમ ધારી તે પોતાના ઉશીકા ઉપર પડયો. તેને નિંદર આવી નહોતી. તેનું શરીર થાકી ગયું હતું, પણ તેના મગજમાં ઘણા વિચારો ભર્યા હતા, તેથી નિરાંત વળે તેમ નહોતું. તેની અત્યારની હાલતમાં અસાધારણ ઉશ્કેરણી રહેતી હતી. તે પહેલાં કરતાં વધારે મિલનસાર લાગતો હતો. પણ તે તો માત્ર જીવનના સામાન્ય આવેશોને હમણાં વધારે પડતો પરવશ બની ગયો હતો, તે છૂપાવવા માટે. કોઇ બારીકીથી નિહાળે તો તેના ચ્હેરા ઉપર સતત ચિન્તાની છાપ જરૂર જોઈ શકે.

તે આ કામમાંથી નીકળી શકે તેમ નહોતો, પણ તેણે તેનો સંતોષકારક નિવેડો લાવવાનો યત્ન મંદ પાડયો નહોતો.

વેલચંદ અને અનુમલ તેને ઓકલાંડ સાહેબ પાસે જઈ ઉતાવળ કરવાનો આગ્રહ કરી કંટાળો આપી રહ્યા હતા. પૂર્ણિમા અને તેની સલામતી તેના હૃદયમાં, કોઈ પયગમ્બરના મનમાં તેનો પયગામ ભરાય તેવી રીતે ભરાયાં હતાં. કોડીબંધ આફતો ઉભી થાય તેમાંથી તેને કેમ ઉગારી લેવી, તેનો તે સતત વિચાર કર્યા કરતો હતો, અને તેની ચિન્તાનો સતત મુંઝવતો ભાર તેની અગમ્ય આત્મતાથી વધતો હતો.

તેણે તેને શા માટે તરછોડયો હતો? તેણે પોતાની જાત ઉપર આ પ્રમાણે શા માટે આળ ચડાવ્યાં હતાં? એનામાં કશી કલુષા ન હોવા છતાં તેણે—

તે સફાળો બેઠો થઈ ગયો, ફરીથી કાન માંડયા. કાનમાં કોઈ કંઈ ધીમેથી કહે તેના કરતાં પણ કંઈક ધીમું તેણે સાંભળ્યું. કંઈક નીચેથી એના કાન પર એ અવાજ ફરી અથડાયો. કંઈક હાલતું હોય, રબ્બરની એડી ધીમેથી જમીન ઉપર પછડાતી હોય, ધાતુનો અત્યંત મંદ ટકોરો પડતો હોય.

તેનો ઓરડો ભોજનશાળાની ઉપર હતો એટલે વેલચંદની ઑફિસની બાજૂએ હતો. વેલચંદ હૉલની સામી બાજૂએ હતો. તેનું ઘોરવું તેને સંભળાતું હતું. હરખચંદ ચોથે મજલે સૂતો હતો. કનકે પોતાનાં ચંપલ પહેરી લીધાં અને પાયજામો પહેરીને પોતાના ઉઘાડા બારણા-માંથી અવાજ કર્યા વિના નીકળી હૉલમાં આવ્યો. ત્યાં તેણે ફરી કાન માંડયા. પણ કંઈપણ હલચલ કે અવાજ સંભળાયાં નહિ.

તે પાછો ફરતો હતો એટલામાં તેના મનમાં થયું કે છૂપી પોલીસ પોતામાં ને વેલચંદમાં ખૂબ રસ લે છે એટલે તપાસ કરી લેવી...

તે સાવધાનીથી અડધી સીડી નીચે ઉતર્યો ન ઉતર્યો ત્યાં જ તેના મગજને તેની આંખે ચેતવણી આપી દીધી. કઠેરા પરથી નીચે નજર નાખતાં ઑફિસના બંધ બારણામાંથી અજવાળાની તો નહિ પણ

સામાન્ય ગાઢ અંધકાર કરતાં કંઈક આછા અંધકારની સીધી સળી તળેથી ફૂટી નીકળતી હોય તેવો તેને ભાસ થયો. જાણે કેમ કોઇ ઝાંખા દૂરના દીવાનું ભૂરૂં પરિવર્તન થઈ રહ્યું હોય!

ઑફિસમાં કોઈ હતું.

તેણે વાંકા વળીને પોતાના પાયજામાની બાંય અરધી પાની સુધી ચડાવી દીધી. એ શાંતિમાં જરા સરખો પણ અવાજ, કપડાં સાથે કપડાંનો ઘસારો પણ વચમાં હરકત ન પાડે એવું ઈચ્છનારને વિઘ્ન થાય, એમ સમજી તે બહુ જ સાચવીને, બહુ જ મુશ્કેલી ભોગવીને એકેક પગલું ભરતો છેલ્લે પગથીએ પહોંચ્યો. ત્યાંથી ઑફિસના બારણા સુધી પહોંચવા માટે પણ સાત આઠ વાર જવાનું હતું.

તેણે પગ ઉપાડ્યો કે તરત તીક્ષ્ણ ઝટકા જેવો એક અવાજ તેના કાન સાથે અફળાયો. વેલચંદની તીજોરીનો દરવાજો ઉઘડતાં હંમેશ એવો અવાજ થતો, એ તેને ખબર હતી.

તે આગળ વધ્યો. તેના પગ ઉંચા ઉપડતા હતા. તેનાં પગલાં લાંબી ફલાંગે ભરાતાં હતાં. તેની પ્રગતિ આસપાસના મૌનને તોડતી નહોતી. ચાળીશ વાર દૂરનો રસ્તાપરનો દીવો ઓરડાના અંધકારને આછો કરી શકતો નહોતો. આસપાસ એટલી શાંતિ હતી કે કાલ્પનિક અવાજો તેના કર્ણમાં ગુંજારવ કરી રહેતા હતા.

તેણે બારણાના ફેરકણા ઉપર હાથ મૂકયો કે વળી પાછો એ ઓરડામાં કંઈ છૂપી પ્રવૃત્તિ ચાલી રહી હોય એવું તેને ભાન થયું. આ વખતે તે પાતળો, ઘસારાનો—જાડા કાગળના ફડફડાટનો એક પાના ઉપર બીજું ઉથલાવાતું હોય તેવો અવાજ આવતો હતો. અપાર સાવધાનીથી તેણે ઉલાળો ફેરવવા માંડ્યો. પોતાના સ્પર્શ નીચેનો ખાંચો તેને એટલી સૂક્ષ્મતાથી જાણીતો લાગ્યો કે અંદરની કળ તેના ઘરામાંથી ક્યારે નીકળી તે પણ તેને ખબર પડી ગઈ.

બારણું ઉઘાડવાનું જોખમભર્યું કામ શરૂ કરી તેણે એક પાતળી ઘાસની સળી જેટલું અંદર દાખલ કરવા માંડી તેટલું તેટલું તે ઉઘડવા માંડયું. ઉલાળો કમાનમાંથી છટકી અવાજ ન કરે તે માટે ફેરકણું હાથમાં મજબૂત પકડી રાખ્યું. બારણાની અને બારસાખ વચ્ચે એક તડ દેખાણી. ધીમેથી પહોળી થતી જતી એક પ્રકાશરેખા નજરે પડી. કોઈના હાથમાંથી કાગળ પર કાગળ સેરવાતા હોવાનો અવાજ હવે સ્પષ્ટ સંભળાવા લાગ્યો. હવે તે પોતાનું માથું અંદર નાખી શકે તેટલું બારણું ઉઘડયું હતું.

શાંત, મૂક લીનતામાં તે ત્યાં ઉભો હતો. તેટલામાં તેના મગજમાં આ પ્રમાણે વ્યૂહ રચાઈ ગયો હતો. ઓરડામાંનાં માણસ અગર માણસોને બરાબર જોઈ લેવાં અને તેઓ માથું ફેરવે કે દોડે કે બત્તી ઠારી નાખે તે પહેલાં જો જાણીતાં હોય તો ઓળખી લેવાં; નહિ તો, અપરિચિત હોય તો તેની મનમાં બરાબર છબી પાડી લેવી–તે થઈ રહ્યા પછી તેના ઉપર કૂદી પડવું અને સાથે તરત જ વેલચંદ અને હરખચંદને ચેતવવા બૂમ પાડવી.

આમ નિર્ણય કરી તે પોતાનું માથું આગળ એક બાજૂ નાખી નીચો વાળ્યો. તેનું કપાળ ઓરડામાં હતું, તેની ગરદન બારસાખમાં હતી. તેની આંખો બારણાંથી આગળ વધી, તે છેક તિજોરી સુધી જોઈ શકતો હતો. તેનો દરવાજો પહોળો પટાસ ખુલ્લો પડયો હતો.

એક સ્ત્રી તિજોરી પાસે ઘુંટણીએ વળી બેઠી હતી ને તેના હાથમાં કાગળનો થોકડો હતો. આ દૃશ્ય પર સાવધાનભરી નજર પડતાં આ બધું તેણે જોઈ લીધું ત્યારે તે જ ક્ષણે પોતાની આંખથી બરાબર ઉપર મજબૂત, અણધાર્યો પ્રકાશ પડતો જોયો. તિજોરી ઉપર માણસના માથાની સપાટી પર બારણામાં અજવાળું પડે એવી રીતે એક વીજળીક મસાલ હતી તેમાંથી એ પ્રકાશ પડતો હતો. તે વાંકો વળ્યો હતો એટલે એ પ્રકાશથી અંજાયો નહોતો. તે સ્ત્રીની બાજૂમાં

એક પુરૂષ ઉભો હતો. તેના હાથમાં એક બીજી મસાલ હતી અને તે વડે તે સ્ત્રી કાગળો તપાસતી હતી.

તિજોરી ઉપરની મસાલની પડખે એક આરસો પડયો હતો. તે પોતાના ઘરમાં એવી રીતે લટકી રહ્યો હતો કે એ સ્ત્રી કાગળીઆં જોતાં માથું ઉંચકે તો બારણાનું પ્રતિબિંબ તે આરસામાં જોઈ શકે.

એક બાજૂ બારણાનું કાળું સીસમ, બીજી બાજુ બારસાખની ખાંચ-એ બે વચ્ચે ગોરા ધાબા જેવો કનકનો ચ્હેરો અંદર અડધો દાખલ થયો ત્યાં સુધી તેને કંઈજ દેખાયું નહોતું એ ચોક્કસ હતું. ખાંચામાંથી બારણું ધીમેથી છૂટું પડયું એ સફેદ કાગળ ઉપર આરસા પર પડતી તે સ્ત્રીની આંખને એક જ રંગ હોવાથી દેખાયું નહોતું.

કનકની પહેલી નજરે તેના મગજને તાર કર્યો. એ બાઈ ઉપર મુજબ તેને અત્યારસુધી જોઈ શકી નહોતી. કનક તો ક્યારનોય એ પૂર્ણિમા વાઘેને ઓળખી ગયો હતો.

જેમ જેમ તેની નજર આ દશ્ય ઉપર સ્થિર થઈ તેમ તેમ તેનું પ્રતિબિંબ તેને આરસામાં દેખાયું અને તેનો છૂટો હાથ ઉપરની મસાલ ઉપર જઈ પહોંચ્યો. મસાલ એકદમ ઠરી ગઈ. તેની પાસે ઉભેલો પુરૂષ પણ ચેતી ગયો અને તેણે પોતાની બત્તી બુઝાવી નાખી.

તે પછીના અંધારામાં કનકે જમીન ઉપર ફસોટી દેવાતા કાગળો અને એક ડગલાનો અવાજ સાંભળ્યો. યંત્રવત્ તેણે ઓરડાની બત્તીની બારણા પાસેની ભીંતમાંની ચાંપ દાબી. હરખચંદે આગળની બારી પાસેના ટેબલ ઉપર પડેલી લીલા ગ્લોબવાળી એક જ બત્તી સચેતન રાખી હતી.

તેના આછા અજવાળામાં ઉઘાડી તિજોરી પાસે ઉભેલી પૂર્ણિમાને તેણે જોઈ. તેના પગ આગળ વેરણછેરણ કાગળો પડયા હતા. તેની જમણી તરફ કનક નજીક એક શ્યામરંગી, ગોળ ખભ્ભાવાળો, નીચા લટકતા જડબાંવાળો, બ્હી ગયેલો, કાળી ચળકતી આંખોવાળો, તદ્દન જડવત્ થઈ ગયેલો પુરૂષ ઉભો હતો.

કનકે અંદર આવી જરા પણ અવાજ કર્યા વિના બારણું બંધ કર્યું.

પૂર્ણિમાના વદન ઉપર અપાર કટુતાથી ભરેલું સ્મિત હતું. તે જ પહેલી બોલી, "તમે આ માણસને પકડવા માગતા નથી ને ?"

તે કાનમાં કહેતી નહોતી; પણ તેનો અવાજ એટલો ધીમો, એટલો તીણો હતો કે કનકના કાન સુધી પણ તે પહોંચતો નહોતો. પોતા તરફ કોઈએ દોરી ફગાવી હોય અને તે ટૂંકી પડતાં હાથ લાંબો કરી પકડી લે તેમ આ શબ્દો સાંભળવા જાણે કેમ તે આગળ નમ્યો હોય !

"એ તો બિચારો તિજોરી ઉઘાડવામાં મને મદદ કરવા આવ્યો છે." તે અટક્યા વિના બોલી: "એ તો મારી આજ્ઞાનું હથિયાર છે."

તે પછી તેણે કનકની કબુલાત સ્વીકારી લઈને પારસીબજાર-વાળા ખીમજી માવાને કહેવા લાગી: "ખીમા, ચાલ, જા–જે રસ્તેથી આપણે આવ્યાં તે રસ્તેથી—"

ખીમજી ભોજનશાળામાં પગનાં આંગળાં ઉપર ચાલતો ગયો. ત્યાંથી તરત નહાસી છૂટાય તે માટે ખુલ્લા રાખેલા બારણામાંથી બહાર નીકળી અંધકારમાં ભળી ગયો. તેને કોઠાર અને રસોડામાંથી થઈ પાછળના છજ્જામાંથી નીચે ઉતરી પાછળની ગલ્લીમાં જવાનું હતું; છતાં સ્હેજ પણ અવાજ થયો નહિ.

તેને એકીટશે નિહાળતો કનક પૂર્ણિમાની સામી બાજૂએ ઉભો હતો. તેના ઉપર સ્થિર નેત્રો ટેકવી એ ફરીથી બોલી: તેનું મન તેની ઇન્દ્રિયોને પૂછી રહ્યું હતું: "સ્વપ્ન કે સાચું ?"

"મેં તમને નહોતું કહ્યું કે તમે ધારો છો એ જાતની સ્ત્રી હું નથી." પૂર્ણિમાએ કહ્યું. તેના બેઉ હાથ તેની પાછળ ભીડાયા હતા. તેના હોઠના ખૂણા ઉપર તેનું કડવું સ્મિત હજી રમતું હતું.

પોતે પાયજામો જ પહેરેલો છે, એ વાત ભૂલી જઈ તે તેની

નજીક ગયો. જરાપણ અવાજ ન થાય તેની તેણે સંભાળ લીધી અને પૂર્ણિમાને કહ્યું: "તમારે અહીં શું કામ છે?"

તે થંડો પડી ગયો હતો, તેના હોઠ સૂકાતા હતા; ટાઢિયો તાવ આવ્યો હોય તેમ તે કંપતો હતો. પોતાના વિચારો દાબી દેવા તેણે કપાળે હાથ મૂક્યો તો તે પસીનાથી નીતરતો નીચે પડ્યો.

પૂર્ણિમાએ પોતા તરફથી સવાલ પૂછ્યો, "તમે મારું શું કરવા ધાર્યું છે?"

તે વખતે જ તેનામાંથી જે શક્તિ સ્ફુરી રહી હતી તે કનક સમજી શક્યો. અત્યંત દિલગીરીથી ભરેલી છતાં તે તેની આંખમાં હતી. તેના પાછળ ભીડેલા હાથમાં, તેના પાછળ નાખેલા સ્કંધમાં, તેના ઉન્નત મસ્તકમાં, તેની સામે ઉભેલી તેની દેહલતાની વળાંકમાં એ શક્તિ રમી રહી હતી. એ એને માથે આફત આવી પડી છે એવું સમજતી એ કોઈ અપાર વીરત્વની પ્રતિમા સમી હતી. તેનાં નયનોમાં દર્દ હતું; પણ એ દર્દ તેને તેણે પકડી હતી તેથી નહિ, પોતાને માટે ભીતિથી નહિ; પણ પોતાની ઈચ્છામાં નિષ્ફળ થવાથી નુકશાન થશે તેથી થતું હતું.

એકાએક તેના મગજમાં આ ગૃહપ્રવેશ તેણે શા માટે યોજ્યો હતો—કર્યો હતો તે સમજાયું.

"સામાન સરંજામના વહાણનું બંદર જાણી લેવા તમે અહીં આવ્યાં છો." તેણે જણાવ્યું. તેના ધીમા અવાજનો સુસવાટ તેના કાનની આસપાસ વીંઝાઇ પાછા વળતા ચાબૂક પેઠે લટકી રહ્યો.

"હા." તેણે ધીમા, માપસર સ્વરે કહ્યું. એ આટલો નજીક હતો છતાં ભાગ્યે જ તે સાંભળી શકતો હતો. "છૂટકો નહોતો."

"કેમ?"

"વેલચદે મને એની માહિતી આપવાની ના પાડી;" તે બોલી: "અને તે મેળવવાનો મને હુકમ હતો."

તેમણે એકબીજા ઉપર નજર ફેરવી. તે દરમ્યાનમાં ઉપર પડસાળમાં એક ઘડિયાળમાં પોણા કલાકનો ટકોરો થયો. તેના રણકારના પડછંદા તેમની આસપાસના શાંતિસરવરમાં વધતા જતા કુંડાળા માફક પડી રહ્યા. પછી શબ્દોચ્ચાર થયો. પૂર્ણિમા સમજી ગઈ કે તે હવે શું કરવું, તેનો પોતાની શક્તિ અનુસાર વિચાર કરતો હતો–તેની યોજના ઘડી રહ્યો હતો. તે એ પણ સમજી ગઇ કે થોડા કલાક પહેલાં જ તેણે એ ઘર અત્યંત રસભેર અવલોકયું હતું. આ ચોરી યોજવા માટે એ રસમાં દંભ ભર્યો હતો એ એ કેમ ભૂલી શકયો હોય?

કનકે તેને તાજુબીભર્યો સવાલ કર્યો: "તમે વેલચંદને સંકેત કુંચી ન આપવાની હઠ કેમ લઈ બેઠાં છો?"

એક પળનો પણ વિલંબ કર્યા વિના જવાબ આપ્યો: "હું જો એને તે આપી દઉં તો તે પછી રબ્બરના રૂક્કા માગશે, એ સોંપી દઉં તો પછી તેને મારી જરૂર ક્યાં રહી? પછી હું પકડાઈ જાઉં તો તેને કંઈ અગવડ પડે નહિ." આટલું બોલી. આગળ કેમ બોલવું તેનો વિચાર કરતાં તે સ્હેજ અટકી, ને પછી કહેવા લાગી: "કેટલાક સંજોગોમાં તેને મારા પકડાઈ જવાથી સગવડ પણ થાય–રક્ષણ પણ મળે."

લીલા ગ્લોબવાળા દીવામાંથી આછું અજવાળું પડી રહ્યું હતું. કંઈ સુંદર સૂક્ષ્મતાથી સમતોલ રાખેલાં બે પૂતળાં સમાં તેઓ ઉભાં હતાં. એકબીજા તરફ ઢળતાં હતાં; તેમનાં મુખ એકબીજાની પાસે હતાં; પોતે કહ્યું હતું તેની કનક હમણાં ના પાડશે એમ તે ધારતી હતી.

વેલચંદની પ્રયુક્તિ વિષે પોતે મનમાં ધાર્યું હતું તે જ પૂર્ણિમા શબ્દમાં મૂકતી હતી તેથી કનક આશ્ચર્યચકિત થતો હતો. તેની મુખમુદ્રા બદલાતી દેખાઈ. તેની આંખોમાં નરમાશ ભરાતી પૂર્ણિમાએ દીઠી.

તેણે છેવટે કબુલ કર્યું: "તમે કહો છો તે બધું સાચું લાગે છે:" આ શબ્દો ઉચ્ચારતાં જ આ પરમ સુંદરીની અત્યારની

અવદશાનું તેને ભાન થયું. વૈશાખ માસમાં પણ વેલચંદ પોતાની બારીઓ ઉપર જાડા પડદા રાખતો એટલે બહારથી તો કોઈ દેખી શકે તેમ નહોતું. પણ જો વેલચંદ કે હરખચંદ જાગી જાય અને નીચે ઉતરી આવે તો પૂર્ણિમાનું શું થાય ? આ વિચાર એકદમ સ્ફુર્યો.

"પણ આ જોખમ—" તેના પરિણામનો વિચાર કરતાં બ્હી ગયેલો કનક બોલ્યો.

"હા" તે બોલીઃ "મને ખબર છે કે આ ગુન્હો છે. મેં તમને પૂછ્યું નહિ કે તમે મારૂં શું કરવા ધાર્યું છે ? મારી તરફ દયા બતાવવાની મેં તમને વિનંતિ કરી નથી."

કનક તેનો જવાબ આપવા જતો હતો પણ તેને બદલે તે વાંકો વળી વિખેરાયલી હાલતમાં નીચે પડેલા કાગળો એકઠા કરવા લાગ્યો.

તેની ગરદન ઉપર નજર નાખતી પૂર્ણિમા નિશ્ચળ ઉભી રહી.

"પહેલાં હતા તે પ્રમાણે જ આ ગોઠવી દ્યો." તેણે ઉભા થઈ તેને કહ્યુંઃ "બની શકશે ?"

તેણે હા પાડી અને અત્યાર સુધી હાથમાં રાખેલો રબ્બરનો પટ્ટો તેને બતાવી કાગળો ડાબા હાથમાં લઈ લીધા. તેણે કાગળો ફરીથી ગોઠવ્યા અને પટો ચડાવ્યો.

"આ તિજોરીમાંના કાગળ આજ તિજોરીમાં મૂકી દ્યો." તેણે આજ્ઞા કરી. પૂર્ણિમાએ તેમ કર્યું.

"તમે જે કાગળ શોધતાં હતાં તે મળ્યો ?" કનકે તેના જેટલી જ ઉદાસ આંખે તેને પૂછ્યુંઃ "વહાણના ખબર ?"

"ના."

"અને આ કાગળો—મારા આવતાં પહેલાં તમે આ જ કાગળો ફેરવ્યા હતા—જોયા હતા ?"

"હા."

તેણે તિજોરીના ખાના તરફ હાથ હલાવ્યો.

"પહેલાં હતા તેમજ આ બધા મૂકેલા છે ને? તમને બરાબર ખબર છે?"

તે નીચી વળી અને અત્યંત ધ્યાન પૂર્વક કાગળો તપાસવા લાગી. તેમ કરી તે ફરતી હતી તેવામાં કંઈ વિચાર આવતાં તે અટકી અને હાથ લંબાવી તેણે જે કાગળો મૂકયા હતા તેને જરાક ખસેડયા. "હા, મને ખાત્રી છે—આમ જ હતા."

તેનો શ્વાસ વેદના ભર્યો ઉંડો હતો. પણ તે શાંત, અક્કડ કનક સામે જોતી ઉભી રહી. બહાર અતૂટ મૌન હતું. કાલ્પનિક અવાજો, પરીઓનો ગુંજારવ કનકના કાનમાં ગૂંજતો હતો.

પૂર્ણિમા તરફ હથેલી રાખી તેણે જરા હાથ લંબાવ્યા અને પછી નીચે નાખ્યા. ને મૂકચેષ્ટાથી 'હું બીજું શું કહી શકું—હું બીજું શું કરી શકું?' એ ભાવ તેણે બતાવ્યો.

"હું તમને જવા દઈશ." તે બોલ્યો.

છૂટકારાની કે આનંદની નિશાની સરખીયે બતાવ્યા વિના પૂર્ણિમાએ તેના તરફ નજર કરી પૂછ્યું:

"અને મારી આબરૂ સાચવશો? તમે આ વિષે એક હરફ પણ નહિ કાઢો?"

"નહિ." તેણે કહ્યું અને નમન કર્યું. એ નમનમાં સ્ત્રીઓ તરફ માનનો ભાવ નહોતો. એ પોતાના આત્માનો ભાવ બતાવતી વધારે પડતી શારીરિક ચેષ્ટા હતી. પૂર્ણિમા એ જોઈ શકી. તેનો અધર કંપ્યો. તેણે મૌન સિત્કાર કરી નિશ્વાસ લીધો.

તે બોલી. "હું લાયક છું" તેનું કડવું સ્મિત તેના મુખ પર જ હતું. "તેના કરતાં તમે મને ઘણું આપો છો."

તે નીચો નમ્યો, તિજોરીનું બારણું બંધ કરી, તેની કળને

ત્રણ ચાર વળ દીધા. પછી સીધો થઈ તેણે તેનો હાથ ઝાલ્યો.

"ચાલો." તેણે ધીમેથી કહ્યું.

તિજોરી પર પડેલી બુઝાઈ ગયેલી મસાલ તથા આરસા તરફ પૂર્ણિમાએ નજર કરી.

"રહેવા દો." કનકે કહ્યું, અને તેને ભોજનશાળા તરફ ખેંચી.

તે તેની પાછળ ખેંચાઈ, પણ તેની ગતિમાં ઉતાવળ નહોતી. તે શાંત, લગભગ તટસ્થ હતી. પોતે હવે નિર્ભય હતી, તેથી છૂટકારાની ઉશ્કેરણી તેણે બતાવી નહિ. કનકના જેવાં જ તે દૃઢ પગલાં પાડતી હતી; જરાપણ અવાજ કરતી નહોતી. તેનો ગરમ હાથ કનકના હાથમાં હતો. ભોજનશાળાના, કોઠારના, અને રસોડાના અંધકારમાંથી તે છજ્જામાં તેની પાછળ ગઈ. ત્યાં તે અટકયો—તેનો હાથ છોડી દીધો.

"જાઓ," તે બોલ્યોઃ "સંભાળીને જજો."

તે સ્હેજ ઉભી રહી.

"ઉપકાર થયો, ભાઈ." તેણે બોલવા માંડયુંઃ "મારો આભાર–"

તેનું બોલવું તૂટી ગયું. એક પીંછું પડ હોય તેવું, લાગણીના બોજાથી તેને ગુંગળાવતું ડુસ્કું—એવો હળવો રુદનોચ્ચાર કનકને કાને પડયો. અકસ્માતથી અગર ઈરાદા પૂર્વક પૂર્ણિમાનો હાથ તેના હાથને અડકયો.

કનકને કશી ખબર ન રહી. એ હાજર હતી, એ નજીક હતી; એ ક્ષણભર લાગણીથી રૂંધાઈ ગઈ હતી. આ સર્વથી એ મોહિની સ્વરૂપ બની ગઈ હતી. પોતાની આસપાસના અંધકારમાં સફેદ પુષ્પ સમાન તેને હાથમાં પકડી તેના ઉપર ચુંબનો વરસાવવા એ લલચાયો.

"જાઓ." તેણે કાનમાં કહ્યું અને તે પાછળ હટયો.

બહારના અંધારાને હવે તેની આંખો અનુકૂળ થઈ ગઈ હતી.

તે છજામાંથી સીડી ઉતરી એ તે જોઈ શક્યો. તરત જ ગલ્લીના દરવાજાનો આગળો બંધ થતો સંભળાયો. તે સહિસલામત નીકળી ગઈ હતી.

તે ઑફિસમાં પાછો આવ્યો, અને ત્યાં કોઈને આજના બનાવની ખબર ન પડે તેટલા માટે બધું સમુંનમું કરવા લાગ્યો. તેને અત્યંત ફિકર થતી હતી. અવાજ કર્યા વિના આ વિચિત્ર હૃદયનું નિશાન પણ ન રહેવા દેવાનું કામ તેને ભારી પરિશ્રમવાળું લાગ્યું. તેને નબળાઈ લાગતી હતી. તેના હાથ કંપતા હતા, તેની આંગળીઓ અંટવાતી હતી. તે જાણતો હતો કે જો વેલચંદ ઉઠીને નીચે આવે અને તેના દીવાથી પ્રકાશિત ઑફિસમાં અત્યારની હાજરીનું કારણ પૂછે તો તેનું કંટાળી ગયેલું તેની જીભ ઉપર કશું પણ તેને સંતોષ આપી શકે તેવું બહાનું મૂકી શકે નહિ.

તેણે અરીસો, મસાલ વગેરે લઈ લીધા અને પૂર્ણિમાને તિજોરીથી ભોજનશાળાના બારણા તરફ જવાનો રસ્તો સુગમ કરી આપવા પોતે ખસેડેલી ખુરશી સરખી મૂકી. ખીમજીના વજનદાર, ધૂળવાળા જોડાથી તિજોરી પાસેની પાટિયાંની ભોંય ઉપર મોટા ડાઘા પડયા હતા. તેણે પોતાનો રૂમાલ કાઢ્યો અને નીચા વળીને એ પુરાવાનો તમામ ડાઘ ઘસીને લુછી નાખ્યો. ઉઠીને રૂમાલના સહુથી ઓછા મેલા થયેલા છેડાવતી તિજોરી ઉપરથી અંગુઠા તથા આંગળીઓની તમામ છાપ ભૂંસી નાખી.

જ્યારે તેણે બત્તી હોલવી ત્યારે તે એટલો ઢીલો પડી ગયો હતો કે તેને તેની તર્જની ઉપર વિશ્વાસ રાખવાને બદલે ચાંપ ફેરવવા તેની આખી હથેલીનો ઉપયોગ કરવો પડયો.

પ્રકરણ ૧૪ મું

## વિચિત્ર ભેજું

ભૂતકઢા બુધવારે બપોરે કનકને મળવા પાછો જઈ ચઢ્યો. આજે તે પહેલાંની મુલાકાત કરતાં ખૂબ મોજમાં હતો. જો કે તેને કશી ફતેહ મળી નહોતી, એમ તેણે કહ્યું છતાં તેની રીતભાતમાં વધારે કટાક્ષ અને ખીલવટ હતી. કનકે પણ માયાળુ આકર્ષક વિવેકથી આ મુલાકાતમાં રસ લીધો. તેણે પોતા તરફથી આજે થોડા સવાલ પૂછવાનો નિર્ણય કર્યો હતો. બે દિવસ પહેલાં એને આ કિસ્સામાં જરાયે રસ નહોતો ત્યારે આજે છેલ્લામાં છેલ્લી ખબરોથી માહિતગાર રહેવાને તે ભૂતકઢા જેટલો જ આતુર હતો.

"કોરોનરની તપાસમાં" ભૂતકઢાએ ફાઉન્ટનપેન હાથમાં લઈ હલાવતાં કહ્યું: "કશું ન નીકળ્યું. તેણે 'અજાણ્યા શખ્સને હાથે ગુંગળામણથી મરણ' થયાનો ઠરાવ આપ્યો, અને લાશને સોનાપુર મોકલી આપી. તેનું સગુંવહાલું કે દાવેદાર દોસ્તાર કોઈ નથી."

કનકે પોલીસ અમલદારોની આ મુશ્કેલી પ્રત્યે દિલસોજી બતાવી.

"પન મી. ડેસાઈ," મિ. ભૂતકઢાએ સ્નેહાળ ફિકર દર્શાવી:

"ટમુને સું થઈ ગિયું ચ! આય ટમે આમ ઠાકેલા-પાકેલા કાંય ડીસોચ!"

કનકે માયાભર્યું આશ્ચર્ય બતાવ્યું. "હું થાકેલો પાકેલો? નહિ રે, મને તો કંઈ થયું નથી."

"ટારે ટે બાબટમાં ટમે ટમારા ડોસ્ટ મી. વેલચંડથી જૂડા પરોચ?" ભૂતકઢા તેને મુબારકબાદી આપતો હોય તેમ બોલ્યો.

"એમ!"

"હાજી. મી. વેલચંડ ટમારી જરૂર અંડખાઈ કરસે એ રાવન-પુરીઓ બોલટો નથી, પન ટેના પગ કહિંબી ચગડાયેલા છે ખરા."

કનકે કશો જવાબ વાળ્યો નહિ.

"જુવોની," ભૂતકઢા ચલાવતો રહ્યોઃ "મી. વેલચંડને કેટલીક હકિકટો મુંઝવે છે. એની સાંમે જબરો કેસ છે. હું ટમુને તે ટૂંકમાં દેહવસ."

"પણ મને શા માટે?" કનકે વિરોધ બતાવ્યોઃ "વેલચંદને શા માટે કહેતા નથી? એ પોતાની સંભાળ લઈ શકે તેમ છે."

"મેં ટેને કેહવાનું ઘનું બી કરિયું. પન ટેવન ટો ગનકારટા બી નઠી. વળી ટમારે માટે બી ટેમાં કંઈ ઇન્તરેસ્ત છે. જી, જો મને કેહવા ડો ટો—"

"જરૂર, જરૂર. કહો."

"જુવોની બાબટ આમ છે." ભૂતકઢા પેન હલાવતાં બોલ્યોઃ "આજે સવારે રાઘવાશરમની બાઠરૂમમાં ટબ નીચે મને મી. વેલચંડનું વીઝીટીંગ કાર્ડ મલી આવ્યું. નંબર ૩૭ મા રૂમની બાઠરૂમમાં તેને કોઈએ બેવડ વાલિયું હુટું ને ટેનો એક કકડો કપાઇ ગિયો હુટો. તેના ઉપર સીસપેનથી મી. વેલચંડે આયે મકાનનો સ્તીરીત નંબર અને ટેલીફોન નંબર નોંઢિયો હુટો. એ રૂમ ખૂન થયા પછી ખાલી

પરિયોચ એટલે તે દિવસે કોઈના પગથી તે કાર્ડ બાઠરૂમમાં ઠેલાઈ ગિયું હોવું જોઈએ. સમજીઆ ને?

"શું?"

"આય કાર્ડ બાઠરૂમમાંથી મલિયું એ બે બાબટ સાબીટ કરેચ. કાંટો મારનારને પહેલાં કોઈ વેળા આય કાર્ડ તેવણે આપિયું હોસે, અથવા ટો મી. વેલચંડે તે રાટે જરા વહેલા એ કાર્ડ તાંહ નાખી ડીઢું હોસે. જો ટેમ હોય તો મી. હરખચંડે તેવનને એ ઓરડામાં બોલાવી મંગાવિયા તે પહેલાં તે પડી ગિયું હોવું જોઇએ. કારનકે તે વખટે તો ટેવન બાઠરૂમમાં કે ટેની નજીક કેથે બી ગયલા નહિ હુટા."

"હાં–ઠીક." આ ખુલાસામાં કનકે બતાવેલો રસ ભૂતકઢાને ખૂબ સંતોષ આપી રહ્યો હતો.

ભૂતકઢા આગળ ધસ્યા.

"હવે આય આસરમની એક ઘાટન ખૂનની રાટે ૧૦. ૨૭ વાગે ૩૭ મા નંબરના રૂમમાં બાજાના ઉલાળા પર હાથ રાખી ઉભેલા માણસ તરીકે મી. વેલચંડને ઓલખાવે ચ. વળી તે તાંહ પરટીમા બાઈના ઓરડામાંથી બહાર આવિયા હોસે કે અંડર દાખલ થવાની ટઇયારી કરટા હોસે. આગલ ધસોજી—મી. વેલચંડના જેવોજ એક આડમી એક મિનિટ પછી લિફ્ટમાં બેસવાની ના પારી નીચે ગયો એમ લિફ્ટમેન ચપરાસી કહેચ. એ બટાવેચ કે આયે નીચે ગયો એમ લિફ્ટવારો ચપરાસી કે હ ચ. એ બટાવે ચ કે આય આડમી ચાલમાં રસળતો હુટો અને સાડત્તીસમા રૂમમાં પાછો ડેખાયા વિના ડાખલ થવાનો લાગ શોઢટો હુટો. આયે ઢગલાબંધ પુરાવો થઈ ગિયો; સાહેબ."

"કંઈ એવું જ લાગે છે. બસ?"

"આય ટમારો સવાલ ભારી પરે ટેવો છે." ભૂતકઢા બોલ્યાઃ "પન હજૂબી બસ નથી થયું. મારે હવે ટમુને એક સવાલ પૂછવો

છે. ટમો પોટે સોમવારે રાટે ૧૦–૨૦ થી ૧૦–૫૦ લગન પારટીમાંઠી કાંહ ઉપડી ગયા હુટા ?"

આ સવાલથી કનકને આશ્ચર્ય થયું અને તે દેખાઈ આવ્યા વિના ન રહ્યું. "કેમ ?" તે બોલ્યો.

"જી, ગુસ્સે થવા કારન નથી." પોલીસ અમલદારે મિત્રતાભાવે કહ્યું: "ટમે મને નહિ કહો ટો પ્રોસિક્યુટિંગ એટરનીને કહેવું જ પરસે. ટમે મને કેહસો ને મને સંટોસ થસે ટો હું એ સવાલ પૂછવા નહિ દઉં."

"પણ એ પૂછવાથી શો ફાયદો થવાનો છે ?"

"કારનકે આય કિસ્સા સાથે સંબંઢ ઢરાવટા હરેક આસામીની હિલચાલ—" મિ. ભૂતકઢાએ આગળ કહેવા માંડયું: "અને ટમુને મરનારે ટેલીફોન કરેલો તેથી ટમારો આમાં સમાસ થઈ જાય છે. અમારે આય હકિકટ જાનવી જ પરસે. ટે રાટે ટમે ક્યાંહિ બીજે નહિ ટો જરૂર એ ખૂનવાલા ઓરડામાં જ હોવા જોઈએ."

"ખરેખર ?"

"નહિ ટો બીજે કાંહ હુટા ટે સાબીટ કરો."

કનક પોતાને માથે હાથ મૂકી વાળમાં આંગળીઓ પરોવીને વિચાર કરતો ટેબલ પર ટીકી ટીકીને જોવા લાગ્યો. તેના ગાલ રાતાચોળ થઈ ગયા.

"જૂઓ મિ. ભૂતકઢા," તેણે એક દિલોજાન દોસ્તને વિનતિ કરતો હોય તેમ કહ્યું: "હું કહું તો તે વાત તમે ગમે તેમ કરી છૂપી રખાવશો ખરા કે ?–તમને સંતોષ થાય તો ?"

"એક ભલા આદમીના કોલ ઉપર." ભૂતકઢા બોલ્યા.

કનકના ગાલની લાલી કિરમજી થવા માંડી.

"એક ઓરતનું નામ સંડોવાયેલું છે—એક આબરૂદાર ઓરત."

"ભલે. પ્રોસિકયુટિંગ એટરની મારૂં કહેલું માનસે."

" ગમે તે સંજોગોમાં ? "

" હા. માનસે—જરૂર માનસે. "

કનકે હવે કહ્યા વિના ચાલે તેમ નહોતું.

" એમાં બેવકુફીભરી છે. જો સાવચેત ન રહેવાય તો તેમાંથી કરૂણ પરિણામ નિપજે તેમ છે. આ ઓરત મારી સંબંધી છે. તે હોંશિયાર, સુંદર છે. મને તે ઘણી જ ગમે છે. કંઈ અજબ રીતે તેનો ધણી મારી અદેખાઈ કરે છે. ચોક્કસ બનાવને ધ્યાનમાં રાખી તે તેના ઉપર નકામો વહેમ લાવે છે. આ બાઈની એક બીજી સ્ત્રીદોસ્ત—જે મારી પણ ઓળખાણવાળી છે તેણે મને ફોન કરી લગભગ ૧૦–૨૦ મિનિટે બોલાવેલો હતો. તે મને ચેતાવવા માગતી હતી કે મારે અને પેલી ઓરતે હમણાં થોડા વખત માટે હળવા મળવાનું બંધ રાખવું અને મને એ બીજે કોઈ વખતે મળી શકે તેમ હતી નહિ. હું ત્યાં હતો, અને ત્રીજા મજલાને તથા આ જગ્યાને ઘણું છેટું હતું. "

બગાસું ખાતાં ભૂતકડો બોલ્યો: " વા—આ—આ—રૂ. "

" કેમ ? " કનક બોલ્યો: " તમને તેથી સંતોષ ન થયો ? તમે આમાં શંકા ઉઠાવવા હિંમત કરો છો ? "

" નહિ રે સાહેબ. " ભૂતકડો બોલ્યો: " અલબટ હું એ મંજુર રાખું છું. મને જરાબી શક નથી. હું ટો ફક્ટ વિચારટો હુટો—એક જ સરખા પરસંગો વિષે. "

કનકે તેને સવાલો પૂછવાનું શરૂ કર્યું.

" મને નથી સમજાતું કે વેલચંદ સામેનો તમારો કેસ આટલો મજબુત છે છતાં તમે મારી પાસે શામાટે આવ્યા છો ? નકામો વખત શામાટે ગાળો છો ? "

" પન મારો કેસ મજબૂત નઠી. અતરવેર હાલટ આમ છે—કાં ટો વેલચંડ ખૂની છે અગર કાલો બૂરખો પેહરેલી બાઈ ખૂની છે. "

કનક હસ્યો ને બોલ્યો: " તમે એ ઓરતની હકિકતને વળગી રહ્યા છો શા માટે? એ બાઇને કોઇએ ગુંગળાવી મારી નાખી હતી. મરદના બળ વિના, ચીસ પાડયા વિના એવી રીતે ખૂન થઈ શકે?"

"કોઈબી કસરટબાજ ઓરટથી ટે બની શકે—સહેલાઈથી."

કનકને હિન્દુ જીમખાનામાં પૂર્ણિમાની સર્વિસથી પોતાનાં કાંડાં ખડી ગયાં હોય તેવું લાગ્યું હતું તે યાદ આવ્યું. તેણે તે ખ્યાલ મગજમાંથી બહાર કાઢી નાખવા પ્રયત્ન કર્યો કે એ કાંડાં ખેડવવા કેટલું બળ જોઈએ તે તેના મનમાં આવ્યું.

" આજે જ સવારના મેં મી. વેલચંદને કીધું," ભૂતકઢા બોલ્યો: " કે આય ટમારા અને પેલી ઓરટના વચ્ચે ચરસાચરસીની વાટ છે. મને નીલકંઠ મહેટા મલે કે હું તેનો નિકાલ લાવસ. મી. ડેસાઈ, ટેણી કોન છ? કંઈ મને મડડ કરી સકસો?"

કનકે પટાનો દાવ ખેલ્યો. " મને લાગે છે કે આ બાબતમાં તમે જગતમાં બધાંની મદદ માગી રહ્યા પછી મને પૂછો તો ઠીક."

" બહુ ડિલગીરીની વાટ છે." ભૂતકઢા બોલ્યો: "આય કિસ્સામાં ઘન્નાં જ ભેડી પાટ્રોરો સંડોવાયાં છ. કોઈ બી જખમાઈ જવાનું."

આ શબ્દોમાં કનકના હૃદયમાં ફિકર કે ભયની લાગણી ઉત્પન્ન કરવા પૂરતી ધમકી હતી. તેણે પોતાનો હેતુ સાધવા અટકળો કરવા માંડી.

" વેલચંદ શું કહે છે? તમને તેના તરફથી સંતોષ નહિ મળ્યો હોય, નહિતર તમે મારી પાસે ન આવો."

" વેલચંડ બી એક વિચિટર ભેજું છ. ટેવન ટો વલી બિલ્કુલ વિચિટર મટ ઉપર આવેલા છે કે પોલીસનું અપમાન કરવાથી પોલીસ ચૂપ થઈ જાય છે. જારે જારે હું એવનની પાસ જાઉં છ તારે તારે એવન માડું અપમાન કરે ચ." ભૂતકઢાએ આનંદથી જવાબ આપ્યો.

"પણ તેનું કાર્ડ પ્રતિમાની બાથરૂમમાંથી મળ્યું તે વિષે એ શું કહે છે ?"

"એ કારડ બનાવટી કહેચ."

"અને ઘાટણની ઓળખાણ ?"

"હડહડતું જૂઠાણું."

કનકે કહ્યું: "છતાં મને સમજાતું નથી, કે તમે મારી મુલાકાત શામાટે લીધી છે ?"

ભૂતકઢા ઉપર છૂપા અગર ખટપટી હેતુનો આરોપ મૂકાય તે તેનાથી સહન થઈ શકયું નહિ. તે આશ્ચર્યચકિત દેખાયો.

"એવન મારી સાઠે ડિલ ખોલી વાટ કરે અગર ટો કોઈ ચબરાક વકીલને રાખી લે એવી ટેવનને ભલામન કરો જી ! આય બીંડીબજારની ભાસામાં કે હું સરકારી મેમાન નહિ થવું હોય ટો—"

કનકની આંખમાં તીવ્રતા ભરાઈ. પોલાદ જેવા અવાજે તે બોલ્યો: "તમને એવી તો આશા નહોતી ને કે એક ત્રીજા જ પક્ષને અળગો રાખવા માટે હું વેલચંદને વધારે સંડોવવામાં તમને મદદરૂપ થઈશ ?"

ભૂતકઢા ચેતી ગયો હતો. "ટમુને એવું ડિસે ચ ?"

"તમને એમ લાગે ચ ?"

"બિલ્કુલ નહિ."

કનક હસી પડયો ને બોલ્યો: "ગમે તેમ હોય પણ હું વેલચંદને કંઇ કહું તેમ નથી. તે હંમેશાં પોતાની મરજી મુજબ વર્તે છે."

ભૂતકઢાએ હોઠ મરડયો.

"ભલે. તે મામલો પોતાના જ હાથે બગાડી રહ્યો છે." ભૂતકઢા તાડુકયો: "અને હું વઢારામાં કેહું ચ કે મિસ પૂરનીમા બી એમજ કહે ચ ! એવન કોન છે ટે કહેવાની ના પાડીને એ પોટાને માથે ભય ખેંચી લેય છે."

"કેવી રીતે ?" કનક બોલ્યો.

"કારન કે" ભૂતકઢાએ જવાબ આપ્યો: "હું સેવટે સોધી ાઢવાનો ટો ખરો જ, ટેમાં ટો સક જ નથી."

કનકને ફરી હસવું આવ્યું. "હાજી પેલી અગોચર બૈરી ?"

"એવી અગોચર નથી—સાહેબ." ભૂતકઢા બોલ્યો: "સોમવારે ા ટેની કાલામોઢાની માનવી હુટી. પરટિમાની પછાડી ટે હોટેલમાં ાખલ થઈ. તેને ઉપલે મજલે બીજીવારે તે દેખાઈ હુટી. તે કંઈ ારા કામ માટે તાંહ નહિ આવી હોસે. નહિ તો ટે આગલ સા માટે આવે ? વલી પેલો રૂમાલ—"

"કયો રૂમાલ ?"

"મરનારની ટરંકમાં બીજી ચીજને ઉપર ચોળાયેલો પડેલો હુટો. ે ટરંક જેણે ઉથલપાથલ કરી તેણે એમને એમ નાખી ડીઢેલો. ેના એક ખુનાં ઉપર નામ બી હુટું."

"કોનું નામ ?"

પોતાની આંખ પેન ઉપર રાખી જવાબ માટે વિચાર કર્યો પછી ૂતકઢા બોલ્યો: "હું ડિલગીર છેઉં મી. ડેસાઈ, કે હું ટમુને તે કોઈ ારનસર કહી નથી સકતો, જી—હાલ તરટ તો નહિ જ. પન તમુને ે નામ સિવાય રૂમાલ બટાવી દેઉં."

પોતાની છાતી પાસેના ખિસ્સામાંથી તેણે તેલીયા કાગળમાં ીટેલું એક પાકીટ કાઢ્યું. રેશમનો કકડો ખોલી તેણે ઝીણી ફીતવાળો ેક બારીક રૂમાલ કનક સામે ધર્યો અને અંગુઠાવતી નામમુદ્રા ાંકી દીધી.

નજરમાં અર્થ ભરી તેણે પૂછ્યું: "ઓળખી સકો ચ ?"

કનકે આગળ નમી તે રૂમાલનો એક છેડો ઝાલ્યો. એક આછી ૌરભ તેના નાકમાં આવી. તેના મનમાં પોતાનો અંબોડો સમો

કરતી એક બાઈ સામે ખડી થઇ. કાંડા ઉપરના મોતીથી ભરેલા બટવાનાં મોતીપર પ્રકાશછાયા પડતી હતી. સભાખંડમાં તેના પ્રવેશ સાથે તેને અપરિચિત અને ભાગ્યે જ ગોચર સૌરભ પણ પ્રવેશ પામી ચૂકી હતી. આ રૂમાલમાં પણ પૂર્ણિમા ન હોય ત્યારે કદિ ક્યાંયે નહિ જણાતી એવી સૌરભ ભરી હતી.

તે પાછો પડચો અને રૂમાલ ઉપર વિચાર કરવો પડશે એવું બતાવવા હાથ હલાવ્યો.

" અલબત," તે બોલ્યોઃ " આની મને કંઈ ખબર નથી."

ભૂતકઢાએ રૂમાલને સંકેલી રેશમમાં વીંટચો. પછી તે બોલ્યો: " તમે ભૂલો ચ." તેણે રૂમાલ ખિસ્સામાં મૂક્યો. " જે બોરટને તમે અગોચર કહો ચ ટેના સામો બી મજબૂટ કેસ છે. તે ઉપરાંત બીજી બાજૂએ મી. વેલચંડ સામે બી કેસ છે તે હું વિસરી જટો નથી. જૂઓ, હું ટેના ઉપર પરકાસ પાડું ચ."

આટલું કહી ભૂતકઢા ખુલાસો આપવા લાગ્યોઃ

" તેનું બાથરૂમમાંથી મલી આવેલું કારડ, ધાટને આપેલી ઓલખાન, સવાલ પૂછટાં ટેનીની ચૂપકીદી; પરટિમાએ મરન અગાઉ તેને કાઢેલો ટેલીફોન અને ખૂન થયું તેવારે તેણીની પારટીમાંની ગેરહાજરી."

" આ ગેરહાજરી બાબતમાં એ શું કહે છે?" કનકે તરત સૂચક સવાલ કર્યો.

ભૂતકઢા કનકને ઉશ્કેરતો હોય તેમ હસ્યો ને બોલ્યો: " એ ટો હું બી કેહી રહ્યો છું, મારા સાહેબ. તેનો ખુલાસો તમારા ખુલાસાને હરેફ હરફ, લફ્ઝે લફ્ઝ મલટો આવે ચ."



## પ્રકરણ ૧૫ મું

# વિલાસરાયને બંગલે

આહા રતનશી ઠાકરશીને સહુ મુંબઈમાં રતુભા કહેતા. સુશીલાકાકીને તેણે ધીમે રહીને કહ્યું: " કાકી, આ ખેરાજ મેહરાલ્લીની સાથે વાત કરે છે તે કોણ છે ? "

" રતુભા, તમને ખબર નથી ? " કાકીએ પૂછ્યું: " એ મારી મહેમાન પૂર્ણિમા. તમને એ મળી નથી ? "

" હું જો એને મળ્યો હોઉં તો આમ ભૂલી જાઉં ! " રતુભાએ પોતાની મોટી મૂછો આમળતાં કહ્યું: " કાકી, એ છોકરીને તમે ક્યાંથી લઈ આવ્યાં ? ગ્રીષ્મના વહેતા સમીરમાં લાંબી દાંડીપર નીચું નમતું જાણે ગુલાબ ! પવનપાવડીપર ચડી ઉભેલી વિજયશ્રી ! "

વિલાસરાયને ત્યાં આજે ધામધૂમ હતી. રામસિંહને ત્યાં કુમાર અવતર્યો હતો, તેનો આનંદોત્સવ અહીં ઉજવાતો હતો. અને પૂર્ણિમા મુંબઈની સૃષ્ટિના આકાશમાં પૂર્ણકળાથી ખીલી આજે વિરાજી રહી હતી. તેણે અગ્નિજ્વાળાના રંગની સોનેરી કોરછેડાવાળી સાડી પહેરી હતી. પ્રસિદ્ધ પુરુષો અને સુંદર શણગારેલી સ્ત્રીઓ નક્ષત્રમંડળ વચ્ચે એ પૂર્ણચન્દ્ર શી શોભતી હતી.

બીજાં અનેક મોટાં સંસ્થાનોના વકીલ મંડળો મુંબઈમાં હતાં, પણ વિલાસરાયનાં સંમેલનો કંઈ અપૂર્વ હતાં. સુશીલાકાકી ફક્ત હિન્દી રાજસ્થાનોના વકીલ મંડળમાં જ જાણીતાં ન હોતાં. એ પતિપત્ની પોતાની સંસ્કારિતાથી સરકારી અમલદાર વર્ગ, મુંબઈના ધનપતિઓ, કોરપોરેશન તથા ધારાસભાના સભ્યો સાથે વર્તમાન-પત્રકારો, વાઙ્મયવિધાતાઓ, કલાસર્જકોને પણ આકર્ષતાં હતાં. એનાં સંમેલનોનું વિધાન એટલે સ્વર્ગની પ્રભાનું સૌમ્યસર્જન.

આમાં પૂર્ણિમા વૈજયન્તિની પુષ્પ ગુચ્છ સમાન શોભી રહી. સ્ત્રીઓ તેની અદેખાઈ કરવા માંડી; પુરૂષો તેનો પરિચય શોધવા માંડયા. આ પ્રશંસાથી તેના રૂપ–ગર્વમાં વધારો ન થયો, પણ તેના સૌન્દર્યપુંજમાં એથી અનેરી સૌરભવાળાં પુષ્પો ઉમેરાયાં.

અને એનું સૌન્દર્ય એકલું જ શિરોમણી થઈ વિરાજી રહ્યું નહોતું. એની વાતચીતથી અનુભવસિદ્ધ સાહિત્યસૃષ્ટાઓ, રાજતંત્ર-નાવિકો અને બીજાઓનાં નેત્રોમાં આશ્ચર્યના ચમકારાઓ થઈ રહ્યા હતા. સહુ કહેવા લાગ્યાં: "જેટલો દેહ સુંદર છે તેટલી જ પ્રતિભા તેજસ્વિની છે."

રતુભાએ માવાનું ગુલાબજાંબુ મોંમાં મૂકતાં કહ્યું: "દર દશેક વર્ષને આંતરે મુંબઈમાં આવી ગુલગકાવલી દર્શન દે છે! આ તમારી મહેમાન જેટલી સુંદર છે એટલી જ જરૂર ચતુર લાગે છે."

આ સંમેલનગૃહ બંગલાના પાછળના ભાગમાં હતું. મધરાતના વખતે પૂર્ણિમા તેની પાછળ ભમતી કેટલીક કન્યકાઓ અને યુવાનોને છોડીને હસતી હસતી ઉપલે માળે ચડી, મોટા બેઠકખંડમાં ગઈ. ત્યાં જરા વિરામ લઈ, તેને ડાબી બાજૂ પર મૂકી, હૉલની તે બાજુના બારણા પાસે થંભી, એનો આગળિયો ફેરવતાં પહેલાં તેણે ખૂબ વિચાર કર્યો. જાણે કેમ, તે કોઈ અત્યંત ભારે કામ કરવાની તૈયારી કરતી હોય!

પછી તરત જ બારણું ઉઘાડી વિલાસરાય સામાન્ય ઑફિસ તરીકે વાપરતા હતા તે નાનકડા ખંડમાં તે દાખલ થઈ. સંપૂર્ણ પોષાકમાં સજ્જ થયેલો હરખચંદ ઉભો થઈ આગળ આવ્યો. પૂર્ણિમાએ બારની ચાવી દીધી અને ત્યાં જ થોડી ક્ષણ બોલ્યા વિના ઉભી રહી.

" આ હા—" હરખચંદથી બોલી જવાયું.

એ ઓરડાની મધ્યમાં એક ગોળ ટેબલ હતું. તેની બીજી બાજૂ પર એ હતો. પૂર્ણિમા સ્હેજ ફિક્કી દેખાતી હતી. પણ તે આગળ આવી. હવે ટેબલ જ ફક્ત બંનેની વચ્ચે રહ્યું હતું. આ વખતે તેના હોઠ ઉપર ઉદ્દીપક, સત્કારક સ્મિત ફરકી રહ્યું હતું. હરખચંદ ખિલાડીની ચપળતાથી તેના પ્રતિ જોઈ રહ્યો હતો.

" તમે ઠીક આવ્યા; ઉપકાર થયો. " તે બોલીઃ " તમને અંદર આવવામાં હરકત તો નહોતી પડી ને ? "

તેના ગળાની ઢીલી ચામડી નીચેનો તેનો નળગોટોઉ પર નીચે થતો હતો અને તે જાણે કાંઈ વાગોળવા યત્ન કરતો હોય તેમ જણાતું હતું. તેનો અવાજ આવેશથી ખોખરો થવા પામ્યો હતો. પૂર્ણિમા બેસવા માટે આજુબાજુ જોવા લાગી.

" માફ કરજો. " તેણે વિવેક બતાવ્યો અને પોતાને લાંબે હાથે એક ખુરશી ઉંચકી તે ઉભી હતી ત્યાં મૂકી.

તે બેઠી, હરખચંદ પણ બેઠો. ટેબલનો થોડોક ઘેરાવ જ બંનેના સ્થાન વચ્ચે અંતર પાડી રહ્યો હતો. ખભા સુધીના સાવ ખુલ્લા પોતાના હાથ પૂર્ણિમાએ ટેબલ ઉપર ટેકવ્યા અને ખુરશી પર શિથિલતાથી બેસી તેના પ્રત્યે જોઈ ફરી હાસ્ય કર્યું.

એક ક્ષણ તેની નજર પરવશ બની; પછી પૂર્ણિમાના ખુલ્લા હાથ ઉપર ઠરી.

આ જોઇને તે સત્વર બોલી ઉઠી: "મારે તમને એક કામ સોંપવું છે, હરખચંદ."

જાણે તેને ખબર જ હોય કે એ કામ શું છે, તેમ તે મોં ફાડી જોઈ રહ્યો ને દાંત કાઢવા લાગ્યો.

"હાસ્તો." તે ભભક્યો: "નીકર વળી તમે મને અહીં નોતરૂં નહિ છતાં શાનાં બોલાવો ?"

પૂર્ણિમાનાં નેત્રો ઢાળેલાં પોપચાંમાંથી ક્ષણભર તેને નિહાળી રહ્યાં.

"બરાબર." તેણે મીઠાશથી કહ્યું: "અહીં આવવામાં તમે મોટી મહેરબાની કરી છે."

સમાજની શિરોમણિતાથી તે હજી ઉદ્રિક્ત હતી. તેનું વક્ષઃસ્થળ ઉપસતું-દબાતું હતું. તેની આસપાસ કંઇક—નજરની અતિ સાવધાન ચપળતા અથવા મટમટતી પાંપણ તેને લાગેલો પરિશ્રમ સૂચવતું હતું. એ કાંતો હિંમતથી છૂપાવી રાખેલાં ભય અને ઘૃણા, એ સ્ત્રીત્વની સહજ ચંચળવૃત્તિ હોય. ગમે તે હોય, પણ હરખચંદનું લોહી તો એથી ધબકારાબંધ ફરવા લાગ્યું.

પૂર્ણિમાએ પોતાને જમણે હાથે લમણાપરની લટને સમી કરી, અને માથે ઓઢેલી સાડીની નીચે પોતાની આંગળીઓ પરોવી. આ ચેષ્ટાથી હરખચંદને તેના જાજરમાન સ્વરૂપનું ઉલટું વધારે ભાન થયું. એ પછી કનકે અનુભવેલી આછી, અપૂર્વ સુગંધ એક જલ-તરંગ પેઠે તેની નાસિકાએ પહોંચી. તેની નજર ફરી તેના ઉઘાડા હાથ ઉપર, પછી તેના આરસ જેવા ગળા અને ગરદન ઉપર ઠરી.

હરખચંદના દાંતથી અળગા પડી નીચે લટકતા જાડા નીચલા હોઠ પર એકાએક લાળની ચીકાશ જામી.

"તમારે શું કામ છે?" બાટલીમાંથી બુચ એકદમ ખેંચાતાં ઉડે તેમ આ પ્રશ્ન તેના મુખમાંથી ઉડયો.

એ પોતાની ખુરશીમાં વધારે સરખી રીતે ગોઠવાઈ બેઠી—જાણે કેમ સરળ પરિચય બતાવતી ન હોય.

"તમે મને ગઈકાલે સવારે કહ્યું હતું," પૂર્ણિમાએ યાદ આપ્યું, "કે રાવણપુરને જ્યારે જ્યારે બની શકશે ત્યારે ત્યારે હું મદદ કરીશ."

"જ્યારે જ્યારે" તેણે સુધારો કર્યો: "તમે મને તક બતાવશો ત્યારે."

"હા, હું તક બતાવી શકું છું."

તેણે હથેળી ઉપર રહે તેવી રીતે પોતાનો હાથ ટેબલ પર ફેરવ્યો; પછી તેની આંખોમાં જોયું; પછી પોતાના હાથ સામે જોયું. પૂર્ણિમાની નજરમાં સૂચિત નિમંત્રણની છાયા હતી.

હરખચંદના હાથ તેના પગ ઉપર ચડાવેલા પગ પર ભીડેલા હતા. તે છૂટા થઈ પાછા આંચકો આવ્યો હોય તેમ ભીડાયા.

"જો તમારી કાંઈ પણ સેવા કરવાની હોય તો મારો બોલ કોલ જેવો છે." તે બોલ્યો.

પૂર્ણિમાએ સંતોષનો શ્વાસ ખેંચ્યો.

હરખચંદની જ્વાળામુખી જેવી નજર નીચે તેનાં નેત્રો ઝાંખ પામ્યાં. "એ મારી જ સેવા છે." તેણે કબૂલ્યું: "પણ એ બહુ મોટી વાત છે—બહુ મુશ્કેલ કામ છે. કહું?"

"તેનું કંઈ નહિ." તે લાળ ગળતો બોલ્યો: "બની શકે તેવું તો છે ને?"

"પ્રભુ જાણે." તે બોલી.

તેના ધીમા પ્રત્યુત્તરમાં પ્રશ્ન હતો.

ખુરશીની રેખાને અનુસરતી તેની દેહલતાનો પરિચય આપતી શિથિલતા; તેની સામે પ્રસરેલો તેનો ખુલ્લો હાથ, તેના મુખના ખુણાનો નીચો વળેલો વળાંક, તેની આંખ સાથે મળતી આંખોમાં ભરેલી ભીરૂ પૂછપરછ—પૂર્ણિમાની સારીય સન્નિધિ તેને નિમંત્રી રહી હતી.

હરખચંદનો હાથ ટેબલ સુધી ઉપડયો, અટકયો, અને તેના પગ ઉપર પાછો પડ્યો. આ નહિ મનાય એવો લાભ, પૂર્ણિમાની મહેરબાની—એ સ્વપ્ન તો નહોતું ને ?

તેની લાંબી ડોકમાંથી તેનું માથું આગળ નમ્યું. ખોખરે અવાજે તે બોલ્યો: “ મને કહો. ”

“ વેલચંદભાઈ પાસે—” તેણે સ્હેજ ધીમા, સ્હેજ સાણોસરા અવાજે કહ્યું: “ એક કાગળ છે એ મારે જોઈએ...કાગળ એની તિજોરીમાં છે...એના ઉપર મારો હક્ક છે છતાં તે મને જોવા દેતા નથી. એ રાવણપુર માટે છે; રાવણપુરની આખી જનતા માટે છે. ”

તે અટકી. એ જડ જેવો બેઠો હતો. એનો એક હાથ લંબાયેલો હતો. એની આંખો વાસનાથી પૂર્ણ થઈ હતી.

“ આ કાગળ જો કયાંય પણ હોય તો ” તેણે વાકય પુરૂં કર્યું: “ તરીની ફાઈલના કવરમાં હશે. એમાંના બધા કાગળો—આ કાગળ પણ સંકેતભાષામાં છે. તમે તે ઉકેલવાનું કરશો તોપણ નહિ ફાવી શકો. મારે જોઇતો કાગળ સફેદ કવરમાં છે અને તેના ઉપર પાકી શીસપેને “ દુ૦–કા૦ ” એમ લખ્યું છે. આ આખું પાકીટ તિજોરીની ઉપલી ઓળમાં ડાબી તરફથી બીજા ખાનામાં છે. ઉપર લાખની મહોર છે. એના ઉપર મારો હક્ક છે. ખરેખર એ મારૂં છે; એ મેળવવા ઉપર મારૂં ભાવિ અવલંબી રહ્યું છે. એ મને લાવી આપશો ? ”

તેણે પોતાની જીભ પોતાના લટકતા હોઠને અડકાડી. તેનો હાથ ટેબલ સુધી ઉપડયો. તેની વાંકી વળેલી આંગળીઓએ ટેબલની કોર

પકડી. પૂર્ણિમાએ ફરી પોતાની નજર એની આંખો પરથી પોતાના ખુલ્લા હાથ પર અને ત્યાંથી એની આંખો પર ઠેરવી.

હરખચંદે પૂર્ણિમાના હાથ ઉપર પોતાનો સ્વેદભીનો, કંપતો હાથ મૂક્યો, ત્યાં તો ગળામાંથી ખોંખારો નીકળી ગયો. તેનો લાંબો, ચોખૂણીઆ ચ્હેરો મડદા જેવો ધોળો થઈ ગયો. તેનાં બાપ જેવાં જડબાં અંદર ચૂસાઈ જતાં લાગ્યાં.

ફડફડતી ધારણે પૂર્ણિમાએ તેને પૂછ્યું: "તમે મને એ લાવી આપશો?"

તેની આંગળીઓ પૂર્ણિમાના હાથ ઉપર કઠોરતાથી ભીડાઈ; અને કોઇપણ પુરૂષની આંખમાં કદિ નહિ દીઠેલો ચમકારો તેની આંખમાં દેખાયો. પૂર્ણિમાના લલાટ ઉપર મનોવેગ કરતાં પણ વેગવાન ગુસ્સાની કરચલી ઝબકીને ઉડી ગઈ.

"તમારે હાટુ લાવી આપું!" તે બોલ્યો.

તેનું ગળું એટલું રૂંધાઈ ગયું હતું કે તેનું બોલવું ભાગ્યે જ સાંભળી શકાતું હતું. "તમને તેનો આવડો બધો ખપ હોય તો હું તે લાવી આપીશ. એમાં તમારા જીવને કળ વળતી—"

"ક્યારે?" પૂર્ણિમાએ પૂછ્યું અને ધીમેથી, દૃઢતાથી પોતાનો હાથ ખેંચી લીધો.

"તમારે જોઈએ ક્યારે?"

"કાલે—આજે બને તો આજે. પણ અત્યારે મધરાત વીતિ ગઈ છેઃ આ તો ગુરૂવારનું સવાર થયું."

તે વિચાર કરવા લાગ્યોઃ ફતેહ મેળવવાનો લાગ શોધવા લાગ્યો. તેણે ટેબલ પર પડેલા પોતાના ખાલી હાથ સામે દૃષ્ટિ કરી જોયું.

"આજ નહિ તો કાલ જરૂર—" હરખચંદે હાંફતાં હાંફતાં

વચન આપ્યું: "મારે લાગ સાધવો પડશે; તાળો મેળવવો પડશે. એણે મને કળનો તાળો કદિ પણ બતાવ્યો નથી."

"પણ તે તમારાથી લાવી શકાશે? !" તેણે તેને ઉત્તેજ્યો ને એક નિશ્વાસ મૂકયો. તે થાકી ગયેલી દેખાતી હતી: "એમાં તો કાંઈ સદેહ નથી ને?"

"તમને મારો કોલ છે: બાપના બોલ હોતો પાળીશ. તમે મને આગળ વધારો ત્યાં હું કેમ ન જીતું. એનું ઈનામ તમારી દયા." હરખચંદના વાકયમાં બડાઈ ભરેલી દેખાઈ.

તેણે પોતાનો હાથ લંબાવી પૂર્ણિમાનો હાથ પકડયો. ખુરશી પરથી ઉઠી તેણે પોતાના હાથ ટેબલ પર ટેકવ્યા. આગળ અઢેલતાં તેનું મુખ પૂર્ણિમાના મુખની અત્યંત પાસે આવ્યું.

"હ હૂ" તે તીવ્રતાથી બોલી ઉઠી અને જલ્દીથી કાંડું ફેરવી તેણે પોતાનો હાથ તેના હાથમાંથી છૂટો કર્યો. પછી તે પાછી હઠી. "તમે જરા ઉતાવળા થતા નથી?" તે હસી. એના હાસ્યમાં હળવી મશ્કરી ભરી હતી, એથી તિરસ્કારની ધાર જરા બુઠ્ઠી થઈ ગઈ.

"આટલી નાની સેવાની આવડી મોટી આશા?"

"પણ—તમે માણસને ગાંડાતૂર કરી મૂકો છો." તેણે કાબુ ખોઈ કહ્યું: "તમે—તમે—"

એ સાંભળી પૂર્ણિમા હસતી હસતી ઉભી થઈ.

હરખચંદ ચમકીને પાછળ હઠયો અને અક્કડ ઉભો રહ્યો.

"ખમો." તેણે આજ્ઞા કરી અને પુન: હસી. તેના હોઠ અકડાઈ ગયા હતા. "પહેલાં એ મહોરબંધ કવર લાવો! અને યાદ રાખજો કે બાકીના કાગળોમાં જરાપણ ફેરફાર ન થાય, એટલે વેલચંદભાઈ તિજોરી ઉઘાડે તો ખાસ આ પાકીટ ન તપાસે ત્યાં-સુધી તેને કશો વહેમ ન આવે, એવી રીતે. સમજ્યા, હરખચંદ?"

" હા, પણ તમે ધારો છો તે કાગળ કવરમાં ન હોય તો ?" તેનો ચ્હેરો જાણે બદસુરતીથી ફુલી ગયો હોય તેવો દેખાવા લાગ્યો. પૂર્ણિમાએ ઉબકો આવે એવી મનોમાન્યતા તેમાં નિહાળી.

" શરમ છે." બોલી તે બારણા તરફ જવા લાગી. જતાં જતાં પોતાના ખભ્ભા ઉપર મોં ફેરવી તેના તરફ સ્મીત કર્યું: " નિષ્ફળ જવાની અહીંકે આગળથી જ બધું નક્કી કરી લેવું છે ?"

એ પોતે પણ સ્હેજ ફિક્કી પડી ગઈ હતી. તેના કપોલ પર જ્વર ચડી આવ્યો હોય તેમ બળબળતા અંગાર જેવા ડાઘ દેખાતા હતા. તેણે ચાવી ઉઘાડી અને તેની સામે જોઈ ગંભીરતાથી બોલી: " તમે મને લાવી આપશો—ખરૂં ને—જરૂર !"

તે આગળ આવ્યો. તેનો ચ્હેરો ફરી ગયો હતો. પણ પૂર્ણિમાએ અંતર બરાબર માપ્યું હતું. તે નજીક આવી પહોંચે તે પહેલાં તો એ બારણું ઉઘાડી ચાલી ગઈ હતી.

દશ મિનિટ પછી તેજસ્વિની, હાસ્યથી નીતરતી એ નીચે ગઈ. બારણામાં જ કનક સામો મળ્યો. તેના ચ્હેરા ઉપર વેલચંદની ઑફિસના લીલા ગ્લૉબવાળા દીવાના અજવાળામાં જે ફિકરની કરચોળી અને શોધ તેણે જોયાં હતાં, તે હજી તેના નેત્રપટ પરથી ખસ્યાં નહોતાં.

" એમ !" બીજા અતિથિઓ પ્રત્યે જે ભાવ તેણે દર્શાવ્યો હતો તે જ ભાવથી બોલી: " તમે અહીં આવી પહોંચ્યા છો ?"

કનક, તેઓના મિલન વખતનો ફેરફાર જોઈ લીધો હતો. તેના હાસ્યમાં હસવું નહોતું. છતાં તેની પ્રબળ ઇચ્છાશક્તિ તેને હસાવી રહી હતી, એ પણ તેણે યથોચિત જોયું હતું.

" હા." તેણે તેને એક બાજૂએ બોલાવી તેની આસપાસ ભ્રમર પેઠે ટોળે વળતા યુવાનોથી અળગી પાડી. " મારે આવવું નહોતું,

પણ સુશીલાકાકીને માઠું લાગશે એમ ધારી આવ્યો. બાકી તો શામાટે ન આવું? ચાલો, એક ટેબલ પર બેસી કાંઇક સાંભળીએ."

"કેમ નહિ?" તેણે ટેબલ શોધી કાઢ્યું.

"રતાળુવાળા વિષે શું કર્યું?"

"હા," તેણે દૃઢ-શાંત સ્વરે કહ્યું: "આજે સવારે તમે કાગળિયાં મોકલ્યાં કે તરત જ, તેને પાંચ દિવસ ધારાપુરીમાં રાખશે."

"અને ઓકલાંડ? એ જલ્દી કરશે?"

"હું હજી એને તો મળ્યો પણ નથી. કાલે મળવાનો ટાઇમ ફક્ત નક્કી કરી શક્યો છું. એ બહુ કામવાળો માણસ છે. ગમે તેમ પણ મને નથી લાગતું કે સોમવાર પહેલાં એ કાંઇ પણ કરે. રાજકોટથી રિપોર્ટ આવે અને તેના હાથ મજબૂત ન થાય ત્યાં સુધી એ કંઈ નહિ કરે. તેમાં તેનો વાંક નથી."

"પેલી મસાલ" તેણે પોતાનું મુખ કનકના કાન પાસે લાવી આસ્તેથી કહ્યું: "આજે પેલો અરીસો—કોઈ આવે તો તે જોઈ લેવા માટે—તમને તો તેમાં લાંબા કાળનો અનુભવ લાગ્યો હશે, ખરું?"

"તે પેલા માણસનું કામ હતું." તે બોલ્યો. તેના અવાજમાં નિ:સન્દેહ શ્રદ્ધા ભરી હતી, એ તો જોતાંની સાથે જ પારખી કાઢ્યું હતું. તેણે અંતિમ નિર્ણય જણાવતાં કહ્યું:

"કાં તો તમે જગતમાં સહુથી બેપરવા શ્રદ્ધાવાન માણસ છો; અથવા મનુષ્યસ્વભાવના અત્યંત ઉદારવૃત્ત ચિકિત્સક છો."

પૂર્ણિમાના મોહક સ્મિતમાં ઉખાણાંઓ ભર્યાં હતાં.



## પ્રકરણ ૧૯ મું

## આપણે ભૂટકાઈ ગયા

સર થિયોડોર ઓકલાંડ મુંબઈ સરકારના પોલિટિકલ સેક્રેટરી હતા. તે વખતે બધાં રાજસ્થાનો દિલ્હી નીચે મૂકાયાં નહોતાં.

સેક્રેટરિયટમાં તેની ઑફિસના સુંદર અને ભવ્ય ઉપસ્કારવાળા ખંડમાં એ સવારની ટપાલ વાંચતો અને કોઈપણ રીતે તેને છોડીને નહિ જતા એક યુવાનને નિહાળતો બેઠો હતો. ડેવનશિયરમાં પોતાનાં ઢોર સંભાળતાં, શિકાર કરતાં, એ સનદી નોકરીની પરીક્ષામાં પાસ થયા હતા અને રાજકોટની રાજકુમાર કોલેજમાં પહેલાં રાજાઓના શિક્ષક, પછી સગીર રાજાઓના સંસ્થાનોના પ્રરાજા થઈ તેણે અનુભવ મેળવ્યો હતો.

"ના" તે બોલ્યો. અને પોતાનો પહોળો રકાબી જેવો હાથ પોતાની સમક્ષ પડેલા કાગળના થોકડા ઉપર ઢાંક્યોઃ "ડેસાઈ, મને રાજકોટથી નિવેદન ન મળે ત્યાં સુધી હું કાંઈ પણ નહિ કરૂં. તું એ જાણે છે."

કનકે એક વધારે દલીલ કરી: "પણ તમને તો ખબર છે ને કે એ રિપોર્ટમાં શું આવવાનું છે. પછી આપણે શા માટે રાહ જોઈ વાર લગાડવી?"

સર થિયોડોર પોતાની ફરતી ખુરશીમાં ગોળ ચક્કર ફરી, ખુરશીના હાથા ઉપર પોતાના હાથ મુકી કનક સામે ખરા ખીજવાટથી જોઈ રહ્યા.

"જ્યારે આપણે આ જાતનું કામ કરવા નીકળીએ," તેણે ખુલાસો કર્યો: "ત્યારે આપણે દરેક ચીજ સાબીત કરવી પડે. આપણો માણસ હૃદય બંધ પડવાથી મરી ગયો અને રિપોર્ટ ન આવ્યો તો? આપણને કોઈ સવાલ પુછે તો આપણે હકિકતો બતાવવી જોઈએ. બધી બાબત ઉપર સહુ કોઈ હું કહું તે સાચું જ માની લે એવા સિદ્ધાંત પર આ ઈમારત ન રચાય."

"અને આ નિવેદન સોમવારે જ મળશે? તેથી વહેલું નહિ મળે?"

"કદાચ, રવિવારે સવારે; પણ મને આશા નથી. સોમવારે હું તને કહેવડાવીશ અને તું તૈયાર રહેજે. આજે ગુરૂવાર છે, તારે વધારે વાટ જોવાની નથી."

સર થિયોડોરે એક મોટી કાળી સિગાર પોતાના જાકીટના ખિસ્સામાંથી કાઢી, કડાકા સાથે તેનો છેડો કરડ્યો અને ડાબી ભ્રમર તરફ ઉલાળી મોંમાં મૂકી.

"પણ દેસાઈ, જોજે—" રૂવાબથી વિનતિ કરતા ઓકલાંડ સાહેબ બોલ્યા: "કંઈ પણ વગ વિનાનું કરી બેસતો નહિ. હમણાં હમણાં તને શું થયું છે તે મને સમજાતું નથી. આપણે તો બાજી બરાબર ગોઠવી છે; અને જીંદગીમાં પહેલી જ વાર હું તને ગભરાયેલો અને ફિકરમાં પડેલો દેખું છું. તું ભૂતની પેઠે મને વળગ્યો છે. જલ્દી

કરો, જલ્દી કરો—જાણે મારે મૂરખ બનવાનું હોય તેમ. તારા ચ્હેરા પર પણ ફિકર છે."

તેણે પોતાની ટપાલ તરફ હાથ લંબાવ્યો અને કનક ઉઠ્યો.

"અત્યારે તમે મારા ડાકટર બની શકો તેમ છો;" દેસાઈએ પોતાના ખીજવાટને છૂપાવ્યા વિના કહ્યું: "અને તમે આ હઠ લીધી તો ભલે લીધી. પણ આ ઢીલના પરિણામે કંઈ આડુંતેડું થઈ જશે તો મને કહેતા નહિ કે તેં ચેતવણી પણ નહોતી આપી."

"ચેતવ તારા—" ઓકલાંડ સાહેબ ઘુરક્યાઃ "તું જઈશ હવે? મારી ઉપર ભરૂસો રાખ, સોમવાર—"

*

કનક સેક્રેટરિયેટમાંથી બહાર નીકળી એસ્પ્લેનેડરોડ ઉપર આવ્યો, અને યુનિવર્સિટિ બિલ્ડીંગ તરફ ચાલવા લાગ્યો. તેની જમણી બાજૂએ વિશ્વવિદ્યાલયનું સુંદર ઉદ્યાન ગ્રીષ્મમાં પણ લીલુંછમ શોભી રહ્યું હતું. ડાબી બાજૂએ નવા વૈશાખના સવારમાં સ્વગામિત ગાડીઓ—ઓટોમોબીલો તીર માફક સુસવાટ કરતી દોડી જતી હતી. બાગમાં લીલી દરો ઉપર આયાઓ બાળકોને રમાડતી હતી. અત્યારે પણ બાંકડા ઉપર કેટલાંક માણસો નિરાંતે બેફિકર બેઠાં હતાં. મુંબઈ વિલાસ, પ્રકાશ, રંગ, રાગ, સૌન્દર્ય, નવરાશ—પરપોટા જેવું રંગબેરંગી પ્રકાશમાન દેખાતું હતું.

"મુંબઈ અરે મુંબઈ" તેણે મનમાં જ વિચાર્યુંઃ "ઉપરથી લીસું, જવલંત, લાવણ્યવંતું અને ભીતરમાં જુગારનો જ્વર, તૃષ્ણાનો સન્નિપાત, આત્મત્વના અને માનઆબરૂનાં લીલામ, ઉપરથી દેખાતા કુબેરના ભંડાર, છતાં અંદરમાં નર્કાગારનું દારિદ્ર!"

તે આગળ ચાલ્યો, એટલામાંથી મેદાન તરફની ગલ્લીમાંથી એક ટેકસી વળી આવી ને તેને નજરમાં રાખી ધીમે ધીમે સરવા લાગી. તે છેક હોર્નબીરોડ, ચર્ચગેટસ્ટ્રીટ, વગેરે રસ્તાઓ મળે છે ત્યાં સુધી ચાલ્યો. અને સ્ટેશન તરફ જવાના વિચારથી ચર્ચગેટ તરફ

વળી રસ્તો ઓળંગી તાર ઑફિસનાં પગથીયાં પર ચડયો, અને અટકયો. એ ટેકસી તેની પાછળ વીશેક યાર્ડ ઉપર રોકાઈ ગઈ હતી. તેણે તેને જોઈ અને પછી ઝડપથી. ગાડી ચૂકી જવાય નહિ એ માટેની સાવધાની અને ઉતાવળથી તેણે પગ ઉપાડયા.

બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેની ઑફિસ સુધી પહોંચી તે એકાએક પગથિયાં પરથી ઉતરી પેલી ટેકસી વળાંક લે તે પહેલાં તેના રસ્તામાં ઉભા રહી તેને અચાનક અટકાવી.

ટેકસીવાળાએ બ્રેકનો ઉપયોગ કર્યો કે તરત જ તે તેની જમણી બાજૂ પર ગયો અને કંઈ પણ બોલ્યા વિના દરવાજો ખોલી નાખ્યો. અંદર હરખચંદ બેઠો હતો. તે આશ્ચર્યથી સડક થઈ ગયો.

"હું ધારતો જ હતો." કનક ગુસ્સાથી બોલ્યો: "મારી પાછળ પડીને તમો લોકોએ શું ધાર્યું છે?"

"પાછળ પડીને, કનકભાઈ?" તે સાંભળેલું માનતો ન હોય તેમ બોલ્યો: "એ ખ્યાલ કયાંથી આવ્યો? આ તો આપણે અકસ્માત ભૂટકાઈ ગયા."

કનકને દરવાજો અફાડીને બંધ કર્યો, અને સ્ટેશને જઈ લોકલ પકડી.

*

તે લેમિંગ્ટન રોડ પર આવ્યો ત્યારે હરખચંદનો શેઠ ઑફિસમાં એકલો હતો. "ઓહો!" વેલચંદે કનક કંઈ ફરિયાદ કરે તે પહેલાં જ કહ્યું: "તારા ચહેરા ઉપર લખ્યું છે કે ઓકલાંડ સાહેબ ના પાડે છે."

કનકનો ચહેરો રાતોચોળ થઈ ગયો હતો. તે મેજના ખૂણા પાસે બેસી ગયો. તે બોલ્યો: "સાચી વાત. પણ ખરી વાત બીજી જ છે."

"તેં મારો બોલ પડતાં ઝીલ્યો." વેલચંદ પોતાનો ગુસ્સો મુશ્કેલીથી દાબતો ત્યારે જે લીસે સ્વરે બોલતો તેવી રીતે બોલ્યો, "મારે પણ ઘણું ય કહેવાનું છે. આજે મને સુરતથી તાર મળ્યો છે કે પ્રતિમા રામસિંહની સહુથી વિશ્વાસુ કાર્યકર્ત્રી હતી."

કનક વાતનો મુદ્દો સમજી ન શકવાથી ચકિત બન્યો. "હા.
છી ?" તે બોલ્યો. તેના મોં પર અધિરાઈની છાયા દેખાઈ.

"જો એમ હોય—ને એમજ હોવું જોઈએ; તાર કરનાર કદિ
ટો પડયો નથી, એ સાચું છે. એટલે સગરામસિંહની સહુથી
ધારે વિશ્વાસુ કાર્યકર્ત્રી પૂર્ણિમાને કંઈ નહિ તો પ્રતિમાના મૃત્યુની
ચ્છા હોય તેવું નીકળે છે."

કનક ઉછળ્યો. "અગર તમારી પણ ઇચ્છા એવી હોઈ શકે."

વેલચંદે ખભ્ભા મરડયા ને બોલ્યોઃ—

"બરાબર, મારી કે તારી કે રાઈવાળાની કે અનુમલની. આપણે
મે તે એક. એજ દુઃખ છે ને! ગુંદ અને ગુગળ લઈ પાછળ
ાગેલા હોંશિયાર મી. ભૂતકઢાની તો ખાત્રી જ થઈ જશે કે આપણે
ઈ કે આ ખૂન કર્યું છે—જો તે હકિકત જાણે તો."

"બીજા કોઈને આ બાબતની ખબર છે?"

"ના, જ્યાંસુધી હું જાણું છું ત્યાંસુધી તો નહિ."

"ત્યારે એમાં કંઈ ફિકર કરવા જેવું નથી." કનક પાછો
સ્સે થઈ બોલ્યો: "પણ આમાં ભેદ છે. તમારો મહેતો મારી પાછળ
ાછળ પાછળ ફરી મારૂં પગેરૂં લે છે."

વેલચંદ એકદમ આભો બની ગયો.

"તારૂં પગેરૂં કાઢે છે!"

"હા, મારૂં." કહી કનકે સવારનો કિસ્સો તેની પાસે કહી દીધો.

"મને તો આ બાબતમાં કશી ખબર જ નથી." વેલચંદે
ાજું ફેંદી નાખતાં કહ્યું: "તેણે આજે સવારે થોડીક રજા લીધી
. ખાનગી કામ માટે, ગમે તેમ હોય; મને કોઈ સારો માણસ
ળે કે એને પાણીચું પકડાવવાનો છું. એ મારી તિજોરી પણ
ુંથવા લાગ્યો છે."

કનક દંગ બનેલો દેખાયો.

"હરખચંદ!" તેણે સંદેહથી કહ્યું: "હરખચંદનું જ નામ શા માટે?"

"તેના અંગુઠાથી." કર્કશતાથી હસી વેલચંદ બોલ્યો: "તું એમ તો નથી ધારતો ને કે તેના અંગુઠાની છાપ લીધા વિના હું મારા મહેતાને બધું કામ સોંપું છું!"

તેણે હાથ લંબાવી ખાનામાંથી એક પીંછી અને ભૂકીનો ડબ્બો લઈ બતાવ્યાં. "આનાથી અંગુઠા છપાઈ જાય છે. તિજોરીના બારણા પર, કળના તાળાની ચપટી બાજૂ પર બધે અંગૂઠો વેરાયેલો પડ્યો છે. એને તિજોરી સાથે લેવા દેવા નથી. એમાં જે કંઈ છે તે તેને સોંપવામાં આવ્યું નથી. એને એમાંનું કશું ઉકલે તેમ નથી. કામના બધા કાગળ સંકેતભાષામાં છે, ને એનો દાદો આવે તોપણ તે સમજી શકે તેમ નથી. પણ એ નાની બાબત છે. આ—"

તેને કાને કોઈ અવાજ અથડાયો. હૉલમાં કોઈનાં પગલાંનો પગરવ પણ ઉપસ્થિત થયો હતો.

"અનુમલજી અને રાઈવાળા છે. હું તેમને પણ આ વાત કહું. ચાલ ઉપર જઈએ."

તેઓ ઉપરની ચાલીમાં ગયા.

રાઈવાળાએ શરૂ કર્યું: "ગોળ ને ધાના. હું સાચ્ચો જ હુટો. પેલી ડાકન ભૂતકઢાની સોબતણ છે. મને તેના ધાટીએ કહ્યું. સા—ને એક મિલ ખરીદવા જેટલી તો હું લાંચ આપી ચૂકો ચ. આય છેલ્લા ચાર દિવસમાં ભૂતકઢો એણીની પાસે બેવાર જઈ આયો ચ."

પોતાનો ગુસ્સો દાબી રાખવાથી વેલચંદ એટલો તૂટી ગયો હતો કે તેનો અવાજ વિચિત્ર રીતે કઠોર થઈ ગયો હતો.

"તમને કહ્યું નહોતું કે તમે તેનાથી છેટા જ રહેજો!"

"વેલચંડજી, હું સરટ માફ્ચ જો ટેનીની નજીકબી ગયો હોઉં ટો—એ મને બંદુક મારે ટોબી હું ટેનીને હાથે શરાબ ન પીયું."

વેલચંદ સોફા પર બેસી ગયો અને બોલ્યો: "પણ આજે મારે તમારી સહુની સલાહ જોઈએ છે. હું કબુલ કરૂં છું કે આખો મામલો ધાર્યા કરતાં વધારે ફિકર કરાવનારો થઈ પડ્યો છે. મેં હમણા જ કનકને કહ્યું કે મારો પોતાનો મહેતો ફૂટેલો છે. મેં રાજકોટ તથા રાવણપુર તાર કરેલા તેના જવાબ પણ મને ચિંતા ઉપજાવે છે. મેં ત્યાં પ્રતિમા વિષે પૂછપરછ કરાવી હતી. સલાયાથી કઈ બાઈ આ તરફ આવી; તેની પાછળ કોઈ હતું કે કેમ વગેરે વિગતો—"

"હા, બોલોની પન—" રાઈવાળા બોલ્યો: "જવાબ સું આયો ?"

અનુમલ તરફ બરફ જેવી ઠરેલી નજરે જોઈ વેલચંદ બોલ્યો: "જવાબથી મને સંતોષ થયો નથી. એમાં ઘણી વિગતો છે—અટકળો છે, પણ તે વાંચતાં મન ઠરતું નથી. મને લાગે છે કે કોઈએ વચમાંથી એ ફોડેલા છે. ત્યાં જ—"

અનુમલ આરામખુરશીમાં બેઠો હતો તે હસવા લાગ્યો. "કોણ ફોડવાનો છે ? એ તો છૂપી ભાષામાં હતા ને ! એમ કોણ કરી શકે !"

"બની શકે." વેલચંદે કબુલ કર્યું: "મેં તમને કહ્યું કે મારે સલાહ જોઈએ છે. વખતે હું બહુ જ વહેમી હોઈશ. પણ આવી બાબતમાં ચોક્કસ રહ્યા વિના કેમ ચાલે ? અને પૂર્ણિમા કુંચી બતાવવાની સાફ ના પાડી બેઠી છે. આવા સંજોગોમાં આવા પ્રસંગોનો વિચાર કરવો પડે,—ખાસ કરીને. વળી તે પકડાઈ જાય એવી હરપળે ધાસ્તી રહે છે. એટલે—"

રાઈવાળાએ કનકના જેવો જ સવાલ કર્યો: "એમ શા ઉપરથી કહેવો ચ ?"

"હું ચોક્કસ કહું છું." વેલચંદે જવાબ આપ્યો: "ભૂતકઢાના

સવાલ મસાલ જેવા છે. મને મુંઝવવાનો તો તે દાવ રમે છે. હું કાંઇ કહું ને એ તેની વિરુદ્ધ તેનો ઉપયોગ કરી શકે તો ઠીક એવા ઇરાદાથી. આ એની બાજી છે."

પોતાના કોટના ખિસ્સામાં હાથ નાખી કનક અત્યારસુધી ઉભો હતો. તે સીધો થઇ બોલ્યોઃ "આ બધું કઈ દિશા તરફ જાય છે?"

"પોલીસ અને પોતા વચ્ચે જેટલો બને તેટલો, અત્યારે વખત છે તે દરમ્યાનમાં અંતર નાખવા પૂર્ણિમા મુંબઈ છોડી જાય તો ઠીક એવી મારી ચોક્કસ માન્યતા તરફ. તે લોકો તેની ખોળ કરે દરમ્યાનમાં એ ક્યાં છે તેની આપણને ખબર હોય તો અને એ શહેર બહાર હોય તો આપણું કામ થઈ જાય." વેલચંદ ઘુરકયોઃ "એને બહાર ગયા વિના ચાલે તેમ નથી."

"સાચો." અનુમલ બોલ્યોઃ "એમાં કંઈક મગજનો ખરચો થિયો છે."

"તે બહાર ઉપડી ગયાં છે." કનક શુષ્કતાથી હસ્યો ને સોપારીનો કકડો મોંમાં મૂકતાં કહ્યું.

"ઉપડી ગઇ છે?" વેલચંદે કઠોર પડઘો પાડ્યોઃ "ક્યાં?"

"એ ખબર હોય તો શું જોઇએ? આજે સવારે દશેક વાગે કોટમાંથી મેં વિલાસરાયને બંગલે ફોન કર્યો અને તેને બોલાવ્યાં, પણ વીશ મિનિટ પહેલાં તે કાઠિયાવાડ એક્સપ્રેસમાં ઉપડી ગયાં છે, એમ જવાબ મળ્યો."

"અને એની મા?"

"તે પણ સાથે જ ગયાં છે."

## પ્રકરણ ૧૭ મું

# મિ. ભૂતકઢાની દિલસોજી

શનિવારે સવારે આઠ વાગે પૂર્ણિમા તેની મા સાથે મુંબઈ વિલાસરાયને બંગલે ગુજરાત મેલમાં પાછી ફરી. દશ વાગે સુશીલાકાકી અને પૂર્ણિમા આનંદથી વાતો કરતાં હતાં. એટલામાં ભૂતકઢાની નામપત્રિકા તેની આગળ આવી પહોંચી.

અત્યારે બંગલાના મોટા બેઠકના ભવ્ય ઓરડાનો ઉજ્જડ જેવો દેખાવ હતો, અને આ પોલીસવાળાના પોતાના અત્યારના મિજાજને અનુકૂળ આવતું હતું. એના ચ્હેરા પર પણ ભારેસલ્લ ગાંભીર્ય અને પ્રતાપ ચડી બેઠાં હતાં. જે યુવતીને તે મળવા આવ્યો હતો તેની સાથે દિલસોજી બતાવવા પ્રયત્ન કરતો હોય તેવી તેની વર્તણુંક દેખાતી હતી. છૂપી દિલગીરીની કંઈક છાયા ધરાવતી શોકજન્ય માયાળુતા તેના મુખ અને ચેષ્ટાઓમાં સ્પષ્ટ દર્શન દેતી હતી.

પૂર્ણિમા તેના સ્મશાનયાત્રાપર જતા માણસની ચેષ્ટાઓને અનુકૂળ ન બની. પહેલાંની માફક જ તેના સુંદર, કુલીનતા નીતરતા ચ્હેરા પર નિર્દોષતા હતી. તેનાં નયનોમાં ઉદાસીનતા હતી. તેણે બારણા પાસેની ઉભી પીઠની ખુરશી બેસવા માટે પસંદ કરી.

તેમની બંને વચ્ચે થોડા ફિટ જગ્યા રહે અને તેની બરાબર સામે પોતે જોઈ શકે તેવી રીતે એક ખુરશી ખેંચી લઈ ભૂતકઢા બેઠો, અને રડતા સૂરે પોતાની વાત શરૂ કરી. જાણે કેમ પૂર્ણિમાને એ ઉપદેશ દઈ રહ્યો હોય !

"હું આજે તમોને મુંઝવવા આવ્યો નહી–તમારા મિત્ર તરીકે આવ્યો છું. મારે અલબત તમોને થોડા સવાલો પૂછવાના છે; પણ ખરેખર તો આજે મારૂં કામ તમને સલાહ આપવાનું છેજી. તમે મને ખુલ્લા દિલે બધી વાટ કહી દ્યો. મારી પાસે એવી હકિકતો પડીચ કે તમે ના કહેશો તો તે ઘનું જ નુકશાનકારક, નહિ તો ઘનું ઉતાવળીયું કહી સકાસે. હું તો તમારી સેવા કરવા માગુંચ અને તે સાથે કાયદાનું પાલન કરવા બી માગું છઉં."

આ ભાષણ પૂર્ણિમા સાંભળી રહી હતી, ત્યારે તેના હોઠ પર પહેલાંની પેઠે આછી અને ગુંચવણ ભરેલી રેખા રમી રહી હતી.

ભૂતકઢા પોતાની શોકજન્ય દિલસોજીમાંથી નિર્ણય શોધવાનો યત્ન કરી રહ્યો હતો કે આ રેખા મજાકની હતી કે કંટાળાની ?

"તમારે શું જોઈએ ?" પૂર્ણિમાએ શાંતપણે પૂછ્યું.

મનમાં બધી હકિકતો ગોઠવતો ભૂતકઢા દિલસોજીભર્યા અફસોસમાં વધારે ગાઢ અટવાયો.

"જૂઓની, પૂરનીમાબાઈ, એમ ઢારો કે હું પહેલ્લે ટમુને જે કહી ગિયો છેઉં ટે જરા વઢારે વિગટથી કેહું. આ માસની અગ્યાર તારીખના એક બાઈ સલાયાથી મુંબઈ આવવા નીકલી. વેરાવલના બંડર પર એણીને એક બુઝોર્ગ બાઈ મલી. એને એણીએ પોટાની મા ઠેરવી. પછી એવન બંને મુંબઈ આવિયાં, ને અહીં આ રાવનપુરના બંગલામાં રહેવા લાગિયાં. આય મને વેરાવલ, સલાયા અને કોઈ બીજે તીજે ઠેકાને ટાર કરવાથી પટો લાગિયોચ એમ ટમુને જનાવું ટો ટમુને અચરજ લાગસે ?"

પૂર્ણિમાએ અચરજની કશી નિશાની ચહેરાપર બતાવી નહિ.

"મને અચરજ લાગવી જોઈએ, મા. ભૂતકઢા ?" તેણે પૂછ્યું.

"હવે હું ટમુને કેહુંચ કે એ માયડીકરી મુંબઇમાં વિલાસરાયના પૂનાવાસી મેમાન તરીકે ઓલખાયાં અને એ જુવાન છોકરી સલાયાથી નીકલી અહીં લગન આવી પુગી. ટેનીનું નામ સલાયામાં, રાજકોટમાં બઢેય પૂરનીમાબાઈ ટરીકે જાનીટું હુટું."

પૂર્ણિમાના હોઠ પર મતની છાયા ફરકવા લાગી. "હા કહું કે ના ?" તેણે પૂછ્યું: "શું કહું ? બોલો."

હજી તેની શોકજન્ય દિલસોજી સાચવી રાખી ભૂતકઢા આગળ ચાલ્યા, કે "આ માસની દશમી તારીખે રાવનપુરથી મુંબઈ આવવા રેલ્વે રસ્તે એક બીજી બાઈ નીકલી અને સુરટ પુગી. એણીનું નામ પરટિયા જેરાજાની હટું. ટમારે માટે એ નવા સમાચાર છે ?"

"હાસ્તો."

"હવે હું ટમુને એ પૂછુંચ: ટમો આય મે માસની તેવીસમીને ડીને સુરટ ગિયાં હુટાં ?"

જો તેની મુખમુદ્રા પર ફેરફાર થયો હોત તો તે કંટાળાના રૂપમાં હતો.

"તમને તેની ખબર મળી નથી ?"

"બંગલાના નોકરો તથા મહેતાઓ કે'ચ કે ટમો લોકને મેલેરિયા લાગુ પરિયો હોવાથી ઘરેમાં જ રહ્યાં હુટાં. પન મને પાકકે પાયે ખબર મલિયા ચ કે ટમો ભેંસપટવારની સાંજના તથા આખો સુક્કરવાર સુરટમાં જ હુટા ?"

"એમ!"

"હા, ટમો મને નહિ કેહવો ?"

"બંગલાના નોકરો તથા મહેતાઓને હું ખોટા કેમ પાડી શકું?" તેના સ્હેજ ઉપહાસક સ્વરમાં વક્રોક્તિ હતી.

મિ. ભૂતકઢાએ પૂછ્યું: "બસ, બીજું કશું કહેવાનું નથી?"

"આટલું બસ નથી?"

"ટમો પરટિમાને સુરટમાં મલિયાં હુટાં?"

"હું સુરત ગઈતી ખરી?"

"ટમો સલાયા જવા ઉપરિયાં ટે આગમચ ટેણીની સાથે કંઈ વાટચીટ થઇ હુટી?"

"તમે જ મને તેની છબી બતાવી ઓળખાણ પાડી હતી ને?"

"આ શહેરમાં એ સા માટે આવેલી ટેનો ટમુને કંઈ બી ખિયાલ નથી?"

"કેવી રીતે હોય?"

"મને સું ખબર? હું ટમુને પૂછુંચ."

"નહિ."

"ટમુને એ નથી સૂઝટું કે ટમો લોક રાવનપુરથી એકેક ડિન પછી ટરટ જ નીકલિયાં. ટમો બંને સુરટથી પાછાં આવિયાં કે ટેણીનું ખૂન ઠયું અને ખૂન ઠયા પહેલ્લાં ટેણીએ ટમારા બંને ડોસ્ટો મી. ડેસાઈ અને મી. વેલચંડને ફોન કરિયા. મી. વેલચંડ તો ટમારા બહુ જરીપુરાના ડોસ્ટ છે."

તેની પાંપણો ધીમેથી અત્યંત આશ્ચર્ય બતાવતી હોય તેમ ઉઘડી.

"હું પૂનાની રહીશ છું." તેણે યાદ આપ્યું: "૨૪ મી મેના છાપાં જુઓ. રાવણપુરના બંગલાનાં મેમાન નીચે—"

ભૂતકઢાનો દિલસોજીનો ઝબ્ભો ઘસાઈ ચીંથરા થઈ ગયો.

"તાહરે ટમુ આય જીદ પકરી રાખો ચ કે?"

આ માણસના નિષ્ફળ દુરાગ્રહથી થાકી પૂર્ણિમાએ એક નિઃશ્વાસ મૂકયો.

"છાપાંમાં છપાયેલી અફર હકિકતોને ખોટી ઠરાવનાર હું તે કોણ?"

"ચલો, જરા વિચાર કરો. ટમુને એ અજાયબી ભરેલું નથી લાગટું કે આય મરનાર બાઈએ ટમારા જ બે ડોસ્ટોને ખૂન થયા આગમચ ફોન કરિયા અને—"

"હું તમને વારે વારે કહી રહી છું કે આ બાઈ અગર તેના કામકાજ વિષે હું કશું જાણતી નથી. હવે એના વિશે મને કશું ન પૂછશો."

તેણે હુમલાની દિશા બદલી. "આજે સવારે તમે મુસાફરી કરી પાછાં આયાં ટેનું સું?"

તે ચૂપ રહી. સ્હેજ પાંપણ ઉઘાડી, તે સ્પષ્ટતાથી વિચારી રહી હતી:—"આ તે કેવો જંગલી માણસ છે!"

"પૂરનીમાબાઈ, આય બાબટમાં ટમારે કંઈ બી કહેવાનું નથી, એમ કે?" તેનાં ભવાં પર અકળામણ ફરકવા લાગી.

"કહેવાનું હોય શું?"

"ઠીક ત્યારે." તેના અવાજમાં બળ પૂરાયું: "હવે આને માટે તો કાંઈક કહેસો ને?"

ભૂતકઢાએ પોતાની છાતી પાસેના ખિસ્સામાંથી એક લાંબું કવર કાઢી તેમાંથી તેલ પાયેલું રેશમ કાઢી લઈ પૂર્ણિમાના નિરીક્ષણ માટે અક્ષરવાળો એક રૂમાલ હાથમાં ઉંચકી બતાવ્યો.

એ રૂમાલથી તેને કંઈ ઉત્કંઠા થઈ કે નહિ તે મિ. ભૂતકઢા જોઈ શકયા નહિ. તેની નજર એક નિમિષ માત્ર તેના ઉપર રહી અને પછી ભૂતકઢા તરફ ફરી.

"આ અક્ષર" તેણે રૂમાલ બતાવી કહ્યું: "પૂ" છે અને આ રૂમાલ મને પરટિયાબાઈની ટ્રંકમાંથી મળ્યો. ટ્રંકમાં બીજી કશી વસ્તુ ઉપર અક્ષર સરખોય નહોતો, એટલે ટ્રંક ઉઘડ્યા પછી કોઈ બહારથી આવનારે આય રૂમાલ અંદર ભૂલથી રાખ્યો હોય તેવું અનુમાન થાય છે."

"સાચેસાચ!"

હવે પૂર્ણિમાને ખરેખર કંટાળો આવતો હતો. તેણે બારણા તરફ જોયું. તેનું સૂચન ફક્ત એજ હોઈ શકે કે તમે ગુંદરિયા પેઠે બહુ વાર બેઠા—હવે પધારો.

ભૂતકઢાએ એ સૂચનને ગણકાર્યું નહિ. તેનું થર્મોમિટર ચડતું હતું.

"હું ટમુને પૂછું ચ" શુદ્ધ ગુજરાતીમાંથી પારસી ગુજરાતીમાં અને દંતી વ્યંજનોમાંથી તાલવ્યમાં સરી જતો ભૂતકઢા બોલ્યો: "આયે રૂમાલ ટમારો છે. સાફ સીઢો જવાબ દેઓ."

"ના."

ભૂતકઢાએ એ રૂમાલને પોતાના ખિસ્સામાં પાછો મૂકતાં થોડી-વાર લગાડી. પછી તેણે પોતાનો હાથ બતાવ્યો.

"પૂરનીમાબાઈ, મરનારનું ખૂન ઠિયું ટે વારે ટમો રાઘવાસરમ-માં હુટાં?"

પૂર્ણિમા નિરુત્તર રહી. ભૂતકઢા સમજી ન શકે એવી કોઈ અત્યંત સૂક્ષ્મ રીતે તેનું પોતાના કંટાળાનું સૂચન વધ્યું.

"ટમો ટે રાટે સવાડસ વાગે રાઘવાસરમને ચોઠે મજલે જ હુટાં." તેણે કહેવાનું ચાલુ રાખ્યું: "ટમે ચાલી ટરફની ખુલ્લી બારી પાસેથી પસાર ઠિયાં ટે વખટે પવનથી ટમારી કાળી સાડીનો પાલવ ટમારા માઠા ઉપરથી ખીસી ઉડી ગિયો હુટો. ટે વખટે એક આડમીએ ટમુને ચાલમાં જોયાં હુટાં. એ આડમીએ ટમારો ફોટોગ્રાફ

બી આઇદેન્તીફાઇ કરિયોચ, કે એ સાડીનો પાલવ ઉડી જતાં જે ચહેરો ટેવનને ડિસિયો ટે આય જ હુટો." તેને આ દાવ મારતાં મજા પડી. "એય ફોતોગ્રાફ મેની ૨૪ મી તારીખનાં છાપાંમાં બી છપાયો હુટો."

"છાપાંમાં છપાયેલા ફોટોગ્રાફ ભાગ્યે જ આબેહુબ હોય છે, નહિ વારુ?" પૂર્ણિમા બોલી.

"ટમે એમ કહેવા માગો ચ કે આય આડમીએ ઓલખાનની સાહેડી આપી ચ ટે બરોબર નઠી?"

પૂર્ણિમાના કપાળ ઉપર એક અત્યંત આછી ક્રોધની રેખા દેખાઈ. "મિ. ભૂતકઢા, મેં તમને એકવાર કહ્યું છે ને કે મારી રૂબરૂ કોઈ મોટેથી બોલે એ મને પસંદ નથી."

તેણે મોં મરડ્યું અને કહ્યું: "સારૂં, સારૂં—ટમો આય ઓલખાનનો ઇન્કાર કરો ચ કે હા કેહવો ચ?"

"અલબત, હું ઇન્કાર કરૂં છું." તે જરા ગરમ થઈ બોલી.

"આય ટમારો રૂવાબ—બુવાબ બઢો ઠીક છે." તે બોલ્યો: "પન એમ કંઈ લહાસામાં લોટાઈ જવાનું નથી. બા! જૂઓ, સાંભળો—"

પૂર્ણિમા કમાન માફક તેની પાસેથી હટીને જરા છેટે બેસી ગઈ અને બારણા તરફ નજર કરવા લાગી.

ભૂતકઢાએ કડક થઈ કહ્યું: "આય ટમો સલાયાથી મુંબઈ વેર આવિયાં એ ટો સાબીટ થયેલી બાબટ છે. ટેની આસપાસ ટમોએ આય અંધારપછેડો વીંટાલિયો ચ! વળી ડીવબંડરમાં આય બુઝોર્ગ બાઈ જે ટમારી માય થતી હોસે કે નહિ બી થતી હોસે. પન તમારાં સઘલાં કામ છૂપાવવા માટે સોબટન ટરીકે તેને સાઠમાં લીઢી. એ ઉપરાંટ ટમો પરટિમા પાછલ સુરટ બી જઈ આયાં, પાછાં મુંબઈ આયાં; એવન અહીં આવી પુગટાં ટેની પાછલ ટેની રહેટી

હુટી ટે આસરમમાં રાટનાં જઈ પુગાં, એનીનું ખૂન ઠયું ટેવારે ટમે। તહિ જ હુટાં–તાંહ–ટેવનના ઓરુમાં. આય બઢા પુરાવા સાંભે ટમે। સું કેહી સકવાનાં હુટાં ?"

તે હસી. એ હાસ્ય જાણે પરાણે ઉભરાઈ નીકળ્યું હોય–દાબ્યું દબાઈ રહ્યું ન હોય તેવું હતું.

"હા," તેના હોઠ હજી મજાકમાં મરડાયેલા જ હતા. "તમે આ બધું સાબીત કરી શકશો તો."

"ટે સાબીટ ટો ઠવાનું જ." તે ચાબૂકના કડાકા પેઠે ભભકી ઉઠયો. "અને ટમે। આખી સાંજવેર ઠિયેટરમાં હુટાં એવું કહીને ટમારો કેસ બગાડી મૂકો ચ."

તેની નજરમાં પહેલી જ વાર ભૂતકઢાની વાત પર લક્ષ દેવાતું દેખાયું.

"અલબત," તે બોલી: "તમારી પાસે મારી સામે પૂરેપૂરો કેસ હોય તો તમે ફકત તેવા સમાચાર આપવા જ અહીં ન આવો. મારી સામેનું આ બધું પુરાણ મારા હિતમાં કહી જવામાં તમારો શો હેતુ છે?"

"મેં ટમુને નહિ કીધું કે," તે ચમકયો, હઠીલાઈથી બોલ્યો: "ટમારા જ ફાયદા માટે. ટમોની ખાટરી કરી આપવા માગું ચ કે જેટલું સાચું કેહસો ટેટલું ટમારે માટે સારૂં છે."

પૂર્ણિમાનાં નેત્રો ઝીણવાયાં.

"એટલે કે મારી પાસે ગુન્હો કબુલ કરાવવા તમે મને સમજાવી રહ્યા છો! એ ન બને તો મારે હાથે કોઈ બીજાને ગુન્હેગાર ઠરાવવા તમે ફળીભૂત થશો એવી તમને આશા છે. જેવી રાવણપુરી ખટપટની તમારી વાત બેહુદી છે, એવીજ આ તમારી બેવકુફીભરી આશા છે."

તે ઉભી થઈ. તેને રજા આપવાનો તેણે સ્પષ્ટ નિર્ણય કર્યો હતો. "હું તો આ છોકરમતથી થાકી. ફરીવાર તમારી નામપત્રિકા સામે પણ નહિ જોઉં."

મિ. ભૂતકઢા હજી પણ પોતાની વાતને જ વળગી રહ્યો.

"એમ છે!" તે અપમાનકારક રીતે તાડુક્યો. તેના ક્રોધની જ્વાલા નિરંકુશ ભભૂકી ઉઠી. "ટો સાંભલો—ટમો હમણાં જ નરમ-ઈંસ ન ઠઈ જટાં." તેણે એક ઝટકાથી ઘડિયાળ ઉંચું કરી જોયું. 'હવડાં શનિવારની સવારના સવા ડસ હિયા ચ. કાલરાટના આઠ વાગે હું એક જનને પકરવાનો છેઉં. એવનની ઉપર હું પરટિમાના ખૂનનું ટહોમટ મૂકનાર છેઉં. અને ટમો અગર કોઈ બીજું મારા પ્યાલોમાં ફેરફાર નહિ કરે ટો એ પરહેજ થનારનું નામ પૂરનિમા-બાઈ વાઘે હોસે—રાવનપુરના વકીલ વિલાસરાયનાં પુનેગર મહેમાન. સમજીયાં!"

પૂર્ણિમાના મુખ પર તે આ ઓરડામાં આવી ત્યારે જે તટસ્થ-તા હતી, જે રસનો અભાવ હતો, તે જ તટસ્થતા, તેજ રસનો અભાવ પ્રસરી રહ્યો. ભૂતકઢાને લાગ્યું કે તેના ચ્હેરા ઉપર જે કાંઈ ફેરફારો થયા હતા તે પોતાનો આશય સાધવા, તેને ભૂલાવામાં નાખવા પૂરતા જ આવેશોના આભાસમાત્ર હતા.

તેણે દિવાલ પાસે જઈ આંગળી એક બટન ઉપર દાબી.

તે ચીડાઈને બોલ્યો: "બોલો, ટમો આય બઢાનું સું કેહ-વોચ—ટમો એમ નહિ ધારટાં કે હું આય ટમુને બ્લફ કરૂં ચ! એવું કંઈ બી ટમારા ડીલમાં—"

ઘાટીનાં પગલાં બારણામાં સંભળાયાં.

"રામા," પૂર્ણિમાએ ધીમા પણ સ્પષ્ટ સ્વરે કહ્યું: "યાલા દરવાજા દાખવ જરા."



પ્રકરણ ૧૮ મું

## નીલકંઠ મહેતા વાંચે છે

બપોર થઈ ગયા હતા. પોણો બજ્યો હતો. શનિવાર હતો. ધોળાં વસ્ત્રવાળી, નિરવ પગવાળી પરિચારિકાએ પોતાના દરદીનો ભોજનથાળ લઈ લીધો હતો. અગિયાર વાગ્યાની ગાડીમાં આવેલું આજનું ટાઇમ્સ તેને વાંચવા આપી તે નીચે ગઈ. સેનેટોરિયમની બારી મહારાષ્ટ્રની પર્વતપીઠ ઉપર દૂર સુધી નજરને પહોંચાડી શકતી હતી. નીલકંઠરાય મહેતા તકિયા ઉપર પડ્યા અને છાપા ઉપર આંખ ફેરવવા લાગ્યા.

મહેતાનું માથું મોટું હતું. ભ્રમર અને પાંપણો ઘટ્ટ હતાં. હોઠ ઉપર પાતળી, કઠોર જિજ્ઞાસાની રેખાઓ હતી. પેટલાદમાં એ મકાનો તથા ખેતરના લેણવેચાણ કરવાના દલાલ હતા.

એ હંમેશાં છાપાં ન વાંચતા, વાંચતા ત્યારે પણ જાહેરખબરોમાં તેમને જેટલો રસ પડતો તેટલો સમાચારની કટારોમાં ન પડતો. ગયા મંગળવારે સવારમાં ટ્રેનમાંથી દવાખાનામાં આવ્યા પછી છાપું તેના હાથમાં તેણે પહેલી જ વાર લીધું હતું. નાસિકમાં એક સોદો કરવા જતાં રસ્તામાં તેને એકાએક તાવ ચડી આવ્યો હતો. અને દેવલાલીમાં તેને ઉતારી લેવામાં આવ્યા હતા. આ ચાર દિવસના

મંદવાડથી તેને નબળાઈ આવી ગઈ હતી અને દુનિયાની દરકાર જરા ઓછી થઈ ગઈ હતી.

છાપાના બીજા પાનાની પહેલા કટારના મથાળે 'પેલું રાધવા-શ્રમનું ખૂન' મોટે અક્ષરે છપાયેલું તેની નજરે પડ્યું. તેમાં લખનારે જણાવ્યું હતું કે છેલ્લા થોડા કલાકો થયાં કાંઈ ઝાઝી બીના બની નહોતી. 'એક શખ્સ સામે નીલકંઠ મહેતા' તેમાં આગળ લખ્યું હતું–' મુંબઈની પોલીસની નજરમાં બહુ અગત્યનો સાક્ષી ગણાય છે. કમનસિબે એ ગૃહસ્થ, જે પેટલાદના રહેવાસી છે તે એકાએક ગુમ થઈ ગયેલા જણાય છે.'

વાંચનાર પર વીજળી પડી હોય તેવી અસર થઈ. તેણે છાપું પાંગથે ફેંકી દીધું, અને ઓશિકે આવેલું ઘંટડીનું બટન જ્યાંસુધી તેની પરિચારિકા અંદર આવી ત્યાંસુધી દાબ્યે જ રાખ્યું.

"કેટલા વાગ્યા છે, કુસુમબ્હેન?" તેણે ટટાર બેઠા થઈ, ઉશ્કેરાઈ પૂછ્યું.

"એકમાં દશ મિનિટ." બહુ જ નરમ અવાજે દરદીનો ગભરાટ જરાપણ સમજ્યા વિના તેણે જવાબ દીધો.

ઓશિકા નીચેથી મહેતાએ પોતાનું ઘડિયાળ કાઢ્યું.

"બરાબર, પોણાબે વાગ્યાની ગાડીમાં નીકળી શકાય તો સાંજના મુંબઈ પહોંચાય."

કુસુમ આશ્ચર્યથી તેને નિહાળી રહી.

"શું છે, મિ. મહેતા?"

"મારે માટે ન્હાવાનું પાણી કઢાવો અને પછી મારૂં બીલ લાવો." તેણે આજ્ઞા આપીઃ "મારે મુંબઈ જવાનું છે. એક કલાકમાં તો મારે ઉપડવું છે."

"પણ ડૉ. ધવળેએ આજે જ સવારે કહ્યું છે કે આવતી કાલ સવાર પહેલાં તમારે હાલવું ચાલવું કે ખાટલામાંથી ઉઠવું નહિ."

આ બળવાખોર દરદીએ નિશ્ચય કર્યો: કોઇને પણ વાત તો કરવી જ પડશે—તો કુસુમને જ શામાટે નહિ.

"જૂઓ, કુસુમબ્હેન, તમે આ મુંબઈના ખૂન વિષે વાંચો છો ને?"

"હાસ્તો, છાપામાં હમણા તો રોજ એની જ વાત હોય છે."

"તો હું તમને કહું કે એ ખૂન વિષે બીજા કોઈ જીવતા માણસના કરતાં મને વધારે ખબર છે. તો તમે મને તીર માફક મુંબઈ પહોંચાડવામાં આનાકાની નહિ કરો, ખરૂં?"

ખૂનમાં કુસુમને રસ હતો પણ ડૉ. ધવળે, આશ્રમના 'ગૃહવૈદ્ય' માટે તેને વધારે કાળજી હતી.

"પણ અહીંથી મુંબઈ ફોન થઈ શકશે, અથવા બપોરની ગાડીમાં કાગળ જશે. એક રાત તમારી શકિત પાછી આવે ત્યાંસુધી ખમો, કાલે જાઓ."

"નહિ, નહિ, મારે આજે જ જવું જોઈએ. મેં એ ખૂન કરતાં એ માણસને જોયાં છે–ખૂન પછી એક મિનિટે."

કુસુમની ડૉ. ધવળે માટેની કાળજી ન્હાસી ગઈ.

"એ જણે ખૂન કર્યું?"

"તો તમને કહું છું કે મેં તેમને નજરે જોયાં છે." તેનો હાથ બારીના કાચ ઉપર ધ્રુજતો પડયો હતો. "પહેલાં આગ નીકળી જવાનાં છજાં ઉપર મરનારની બારી પાસે મરદ ઉભો હતો. મેં એક એરોપ્લેન ઉડતું હતું તેનું સર્ચલાઇટ જોવા મારી બારીમાંથી માથું બહાર કાઢયું હતું. અમારી બંનેની બારી એક જ છજામાં પડતી હતી. એક મિનિટ પછી હું સ્ટેશને જવા મારા રૂમની બહાર

નીકળ્યો કે તરત જ મરનારના ઓરડામાંથી એક બાઇ બારણું ઉઘાડી બહાર આવી, અને ચાલી ગઈ. મને શી ખબર કે આ ખૂન થયું હશે! ત્રણ મિનિટ પછી તો હું બોરીબંદર જવા વિક્ટોરિયામાં ઉપડી ગયો.".

"એ માણસનું શું થયું?"

"પ્રભુ જાણે. હું તો ત્યાં ઉભો જ નહોતો રહ્યો ને? મને લાગ્યું કે એ પણ એરોપ્લેન જોતો હશે."

કુસુમ છાપામાં આવેલી હકિકતોનો એક બીજા સાથે સબંધ બેસાડવા લાગી.

"પણ એ બાઇએ કાળી સાડી પહેરી હતી અને માથે આખું ઓઢેલું હતું—બુરખા પેઠે."

"હા." મહેતાએ કબૂલ કર્યું: "તેની ઓળખાણ બરાબર કરાવવી પડશે. હું તો ફકત એ કહી શકું કે જ્યારે આ ખૂન થયું ત્યારે તે મરનારના ઓરડામાં હતી. પણ એ માણસને તો હું બરોબર ઓળખું છું."

તેણે ખાટલામાંથી નીચે ઉતરવા માટે સોટણ પકડયું.

"તો મારો આંકડો લાવો, કુસુમબ્હેન." તેણે પોતાની અસલ ઉતાવળથી આજીજી કરી: "અને ન્હાવા પાણી મૂકાવો."

કુસુમને ડૉકટર યાદ આવ્યા.

"મારે ધવળે સાહેબને પૂછવું પડશે."

"તો પૂછી લ્યો, અને તમે પૂછો ત્યાં સુધીમાં હું તૈયાર થઈ જાઉં. ધવળે સાહેબ ગમે તે કહે—આવો ત્યારે મારૂં બીલ સાથે લેતાં આવજો." તે અધિરાઈથી બોલ્યો: "ગાડીનાં પૈડાં આજે મને તેમનાથી બને તેટલી ઝડપથી મુંબઇ લઇ જઇ ને મૂકવાનાં છે એ ચોક્કસ વાત છે."

*

રાવણપુરને બંગલે ભોજન પૂરૂં થયું હતું. પૂર્ણિમા, વિલાસરાય અને સુશીલાકાકી સોફા ઉપર સોપારી એલચી ચાવતાં બેઠાં હતાં. પૂર્ણિમાની મા મુસાફરીથી થાકેલી પોતાના ખંડમાં હતી.

વિલાસરાય સંસ્થાનોની વકિલાતના કાંટા ખીલા અને પોતાની મુશ્કેલીની કેટલીક હકિકતો વર્ણવતા હતા.

"છતાંય" પૂર્ણિમાએ કહ્યું: "એના જેવું બીજું વધારે આશ્ચર્યકારક જીવન નથી. વકિલાત અને મુત્સદ્દીગીરી એટલે બીજાઓના હેતુઓ, ઉદ્દેશો, વૃત્તિઓ વગેરેની ચોરી કરવી. આનાથી બીજું શું વધારે મોહક હોઈ શકે?"

"એ ધંધામાં આટલાનો જ સમાવેશ થતો નથી." વિલાસરાયે કહ્યું: "દાખલા તરીકે મારે કાલનો આખો દિવસ અને આજની સવાર એક માણસને જેલમાંથી છોડાવવામાં જ ગાળવો પડશે."

"પણ દેશી રાજ્યનો કોઈ માણસ અહીં જેલમાં જાય જ શું કરવા?"

"આપણા જ રાજ્યનો માણસ આ પ્રમાણે એક વાર હેરાન થયો હતો."

"આપણા જ રાજ્યનો? મને તો તમે એ કહ્યું પણ નહોતું?" સુશીલાકાકી બોલ્યાં.

"હું એજ કહી રહ્યો છું." તેણે સ્નેહાળુતાથી કહ્યું: "ઘણી જ અજબ જેવી વાત છે. મારા જીવનમાં તો એવા કિસા બહુ થોડા બન્યા છે. આ માણસ મુંબઈ આવતો હતો તેટલામાં તેને પકડીને થાણાની જેલમાં બેસાડી દીધો અને કેદ રાખ્યો."

પૂર્ણિમાએ એવી સુંદર ઉદાસીનતા જાળવી કે વાત નહિ.

વિલાસરાયના મનમાં એમ ન થાય કે પૂર્ણિમા એની વાત

સાંભળતી નથી, એટલા પૂરતા રસથી તે બોલી: "પણ તેના ઉપર તહોમત શું હતું?"

"મેં એ તો ધિ ઓન. મી. ધારશી માવજીની મારફત સેક્રેટરિયેટને પૂછાવ્યું," વિલાસરાયે કહ્યું: "મેં તેની મદદ માગી ત્યારે તેણે પણ પહેલો સવાલ એ કર્યો. મારે પણ એજ જાણવું હતું."

"પણ મને તો અટકળ પણ સૂઝતી નથી."

"અમને પણ નહોતી સૂઝતી." વિલાસરાય ગુસ્સાથી બોલ્યા: "રાવણપુરના આ વતનીને એ લોકોએ છૂપા તહોમતો પર કેદ કર્યો હતો."

પૂર્ણિમાની આંખો જરા સતેજ, જરા કઠોર થઈ.

"છૂપાં તહોમતો!"

"હા, અને ધારાસભાને પણ તેઓ એ જણાવવા માગતા નથી. ધારશીભાઈની કેટલી વગ છે તે તો તમને ખબર છે. એ પણ માથું ફૂટી મરી ગયા, પણ કાંઇ વળ્યું નહિ."

"પણ એ પકડાયો ક્યારે?" પૂર્ણિમાએ પૂછ્યું.

"ગુરૂવારે સવારે. કાલે સવારે મને ખબર મોકલવા તેને રજા મળી. મને ખબર મળી કે તરત જ મેં ધારશીભાઈ અને અબ્દુલ્લાખાનની મદદ માગી. કાલે સવારે સાડાદશ વાગે અમે સેક્રેટરિયેટમાં ભેળા થયા. એ—"

જાણે વિલાસરાયે વાક્ય પુરૂં કર્યું હોય તેમ પૂર્ણિમા વચમાં જ બોલી ઉઠી: "એનું નામ?"

"કંચન રતાળુવાળા. કાલે સાંજે આખો દિવસ માથાકૂટ કરાવ્યા પછી મને તેના ઉપરનું તહોમતનામું બતાવ્યું. પૂર્ણિમા, અટકળ કર જોઈએ."

"મારાથી તો કાંઈ થતી નથી." સુશીલાકાકી બોલ્યાં.

પૂર્ણિમા વિલાસરાયની સામે વિચારશીલ નજરથી જોઈ રહી.

" એ સગરામસિંહનો માણસ હતો ?" તે જાણે અટકળ કરી બોલતી હોય તેમ થોડીવાર રહીને બોલી.

" નારે ના. એવું કંઈ નહિ. તહોમતનામું લાંબું હતું. હું કોઈને પણ નથી ઓળખતો એવા માણસોના સોગંદનામા પર અને લંબાણ વિગતોથી તહોમત ઘડાયું હતું કે એ બંગાળાનો એનાર્કીસ્ટ હતો."

પૂર્ણિમાએ પોતાને ત્રાસ થતો હોય તેવું બતાવ્યું તેનું શરીર કંપ્યું.

" પછી થાણાના એક વકીલને રોકીને અરજી ઘડી ને તરત જ તહોમતનામું પાછું ખેંચી તેને છોડી મૂકવાનો હુકમ થયો. એ માણસે રાવણપુરમાં કંઈક તકલીફ આપી છે. પણ બંગાળાનો એનાર્કીસ્ટ–" તેણે માથું ધુણાવ્યું; " અજબ વાતો છે."

પૂર્ણિમાનો રસ ઓછો થયો.

" સાવ ફારસ !" તે બોલી: " પછી તે બિચારાનું શું થયું ?"

" આજ સાંજે એ મુંબઈ આવી પહોંચશે: આઠ કે નવ બજે હોટલમાં આવશે."



## પ્રકરણ ૧૯ મું

## અણચિંતવ્યું ઔદાર્ય

"આ ચ્યું કહેવું ચ, મી. ડેસાઈ, આય બંને—મિસ પૂરનિમા અને મી. વેલચંડ આબાડ સપડાયાં ચ—આયે પરટિમાના ખૂનમાં. બંને એકબીજાનું કઈક જાનેચ ને બંનેને અરસ્પરસ બ્હીક લાગે ચ કે કોઈ બી કંઈ ભખી ડેસે. આય ટમારા પેલા મારવાડીના ચ્હેરા પર એનું નાખ પસરી આવે ચ ને ટેમ આયે વાટ બી નકસા પર લાલરંગની સહેનસાહટ માફક લખાઈ ચ."

ભૂતકઢા પોતાની પારસી પાઘડી હાથમાં રાખી હલાવતા હતા. તેમણે પાઘડી એક ખુરશીમાં નાખી બીજીમાં પોતાનું શરીર નાખ્યું. કનકના ચ્હેરા પર અચરજનો ભાવ હતો તે ભૂતકઢા ઘુંટડા ભરી ભરી પીતો હતો.

પેશોતન કાલી વાવડીવાળાને જે સ્થળે તે મળ્યો હતો, તે જ સ્થળે, તે જ બારીમાં, તે જ ખુરશીમાં આજે કનક બેઠો હતો. સાંજનો સમય થતો હતો, ત્યાં કોઈ પરાયું નહોતું.

મિ. ભૂતકઢાને કનકની મદદ જોઈતી હતી. તેથી આજે તેણે તેને થોડો ઘણો વિશ્વાસમાં લેવાનો નિશ્ચય કર્યો હતો.

"હું નહિ સમજ્યો કે આપરે બંને આય ઘોટાલામાં કાંય પરિયા?" તે બોલ્યો અને જાણે પોતાની મુર્ખાઈ ઉપર બહુ પસ્તાવો થતો હોય—ઉપહાસ ઉપજતો હોય—બંને એક જ કામમાં ભાગીદાર હોય તેવું બતાવતો તે આગળ વધ્યો: "ટમુને હવે સમજાય ચ ને?"

કનકે ના પાડવા ખૂબ માથું ધુણાવ્યું.

"નહિ, નથી સમજાતું."

તેમ છતાં મનમાં તેને લાગતું હતું કે ભૂતકઢાનાં અનુમાનો વાજબી હતાં. વેલચંદ, રાઇવાળા, અનુમલ તથા પોતાની સમક્ષ ગુરૂવારે સવારે કહ્યું હતું કે આ પોલીસવાળો પૂર્ણિમા સામે પુરાવો શોધવા માટે જ વેલચંદને પજવતો હતો, તે યાદ આવ્યું. આ પ્રમાણે ભૂતકઢાના કહેવા ઉપરથી વેલચંદ બોલ્યો હતો કે પોતાની જાણમાં એવો પુરાવો છે અને જરૂર પડે તો તેનો ઉપયોગ કરી શકાય એવા ભાનને લીધે બોલ્યો હતો? પૂર્ણિમાએ તિજોરી પાસે ઉભાં રહી કહ્યું હતું: "હકિકતમાં, ચોક્કસ સંજોગોમાં મારા પકડાવાથી વેલચંદને રક્ષણ મળે" એ તેને બરોબર યાદ હતું.

એ જ ગુન્હાસર તેને બદલે પૂર્ણિમા પકડાય તો જ વેલચંદને રક્ષણ મળે.

વળી જો પૂર્ણિમાને અને વેલચંદને બંનેને ખબર હોય કે એના પકડાવાથી વેલચંદને રક્ષણ મળે તો બંને એકબીજા વિષે બંને સપડાય તેવું કંઈક જાણતાં હોવાં જોઈએ.

તેણે આ બધી વાતો મનમાંથી કાઢી નાખી. તેનો ઉકેલ નિરાંતે થઈ શકે ત્યારે કરવાનો તેણે નિશ્ચય કર્યો.

ભૂતકઢાએ વધારે વિસ્તારથી ખુલાસો કરવા માંડયો. તે દિવસે રામાની સંગાથમાં બેઆબરૂ કરી અભિમાની પૂર્ણિમાએ તેને કાઢી મૂકયો હતો તે વખતના ભૂતકઢા કરતાં અત્યારનો ભૂતકઢા બદલાઈ ગયો હતો. તે શું કહેતો હતો તેનું તેને અત્યારે બરાબર ભાન હતું અને તે એ બતાવી રહ્યો હતો.

"તમે બીજું સું કહી સકો, મી. ડેસાઈ. તેણે દલીલ કરતાં કહ્યું: "હું ટમુને બઢી હકિકટ કેહું. મરનારની લાસ ટપાસવા ટેને બોલાવિયા પહેલ્લે થોડીવારે વેલચંડ તેના ઓરડામાં હુટો. મેં ટમુને

એ સઘલી બાબટ ટો કહી બટાવી ચ. પૂરનીમાબાઈ બી ખૂન હયું ટે આગમચ અગર ટે જ વખટે ટે ઓરડામાં હુટાં. ટમુને ટે હરફવાલા રૂમાલની કંઈ અગટ નહિ ડેખાઇ, પન એ આય બાબટ સાબીટ કરેચ. ને વલી મારા કબ્જનમાં સોગંડનામું છે કે સવાડસ બજે ટેની આય ઓરડાની નજડીક હુટી."

કાળી સાડી પહેરેલી બાઈ તરીકે છાપાના ફોટોગ્રાફથી તેની પુરવાર થયેલી ઓળખાણ વિષે તેણે કહી બતાવ્યું.

એકદમ કનકે તે વિષે શક ઉઠાવ્યો.

"પણ છાપાંનો ફોટોગ્રાફ શા માટે" તેણે પૂછયુંઃ "બંનેને સામસામા રૂબરૂ કરી દ્યો."

"હવડેજ ટે બની સકે ટેમ નઠી," ભૂતકઢા બોલ્યોઃ "અગાડી એ કરસું. મને ટો જરી બી સક નઠી."

"પણ પૂર્ણિમા બ્હેન તો થિયેટરમાં હતાં. તેની પાસે ટીકીટોના કટકા છે, સાહેદીયો છે."

ભૂતકઢાના સ્મિતમાં સુરબ્બીવટ હતી. "એમ કે?"

"હા. અને વેલચંદ તો ત્યાં હતો જ નહિ. ભલે મારી અને તેની વાત મળતી આવે. તમે મારી વાત માની લ્યો છો."

"પન હું મી. વેલચંડનું કેહવું માનટો નઠી. મેં ટેવનને પૂછિયું કે ટે બાઈનું નામ આપો ટો ટેવન કેહ ચ કે ખુલ્લી અડાલટમાં કેહવસ, પન છુપું નહિ કેહું. ટમુએ મને નામ કહી ડીઢું ટેમ જ કેહે ટો એ બાઈનું નામ બી છુપું રેહ ને એવનની ટકલીફ બી ઓછી ઠાય. સમજ્યા? એ બઘો ડોલ છે. ટેમાં કાંઈ ઓરટ-બોરટ નઠી."

કનકને સંતોષ ન થયો.

"તમારો પાયો મજબૂત નથી. બીજું કંઈ વધારે છે?"

"હા, કાલ સવારના મી. વેલચંદ મને મલિયા હુટા. તેને પહેલ્લીજ વાર કંઈ છૂટથી મારી સાઠે વાટચીટ કરી. એવન બોલિયા ટા બહુ થોડું અને ટે બી પોટાની જ બાજી ખેલવા માટે, પન મેં ટમુને કહ્યું એ એનાઠી પુરવાર ઠાય ચ."

"કેવી રીતે?"

"એવન મારી આગલ પૂરનિમાને નિરડોસ ઠેરાવવા જીગરજાનથી મઠટા હુટા. કોઈને બી કીઢા વગર એવન ગુરૂવારના મુંબઈ બાહેર ચાલી ગિયાં ટે બિલકુલ વાજબી હુટું."

મિ. ભૂતકઢાએ પોતાની મોટી ફાઉન્ટન પેન કાઢી અને તેવડે હવામાં પોતાના કથનને વજન દેતા ચાંચ પેઠે ખોતરવા માંડ્યા.

"ટમુએ કદીએ બી એક સકદાર આદમીને બીજાનો બચાવ કરટો સાંભલિયો ચ? એવી રીટે સામાન્ય રીટે કોઈના બી મગજમાં ખિયાલ ભરાઈ જટો દેખિયો ચ? ટમારા મગજમાં એ પોટાનો ખિયાલ ઠેસવવા માટે જ વાટ કરી રેહ ચ એવું ઢારિયું ચ? એવન બીજો આડમી બહારઠી નિરડોસ ડેખાય પન અંડરઠી પાક્કો ગુન્હે-ગાર છે. એવી ટમારા મન પર છાપ મારવા જ એ બઢી વાટો કરે ચ એવું ટમોએ કદી મનમાં નકકી કરિયું ચ?"

કનકને તિરસ્કાર છૂટયો. "તમે એમ કહેવા માગો છો કે વેલચંદે પૂર્ણિમાના સંબંધમાં આવી હલકાઈ કરી છે?"

"હા."

"પણ તમે તેનું કહેવું બરાબર નહિ સમજ્યા હો."

ભૂતકઢા હસ્યો. "મને પગાર મળે ચ તે લોકોને નહિ સમજવા માટે નઠી મલટો. ખાસ કરીને જ્યારે બઢી હકિકટ વારંવાર મોટ્ટા હરફે લખાઈને સામે આવે ચ તાહરે. જરા બીજું—માફ કરજો મિસ પૂરનિમાબાઈ તરફથી—"

કનકે વરિયાળીનો ફાકડો ભર્યો.

"એવન જાહરે કંઈ નહી કેહવા માંગટાં તાહરે ટેના ઓઠ ઉઘડટા જ નઠી. કંઈ કહેચ તાહરે કે બસ એક એક હરફમાં આખી કેટાબ ભરેલી હોયે ચ. હું ટેને અટરવેર ઘનીવાર ઘના કલાકો વેર મલી ચુકયો, પન એવને ફકટ એકજ બાબટ નોંઢ કરવા લાયક મને કીઢી ચ."

"તે કઇ?"

"એવન કહે ચ, મિ. ભૂતકઢા, મને બ્હીવડાવી--ગભડાવી એવું કંઈ ટો કહેવડાવવા નહી માગટા ને, જેઠી કરી કોઈ બીજો આય તોહમતમાં સપડાઇ જાય?"

"કેમ, એ સાચું નથી?"

"અલબટાં નહિ."

"પણ તમે મને બુધવારે બપોરના વેલચંદ માટે સવાલો પૂછી રહ્યા હતા ત્યારે એવો જ ખ્યાલ મને પણ પેદા થયો હતો. તમને યાદ હોય તો મેં તમને પૂછ્યું પણ હતું કે તમે એમ તો આશા નથી રાખતા ને કે કોઇ બીજાને બચાવવા ખાતર હું વેલચંદ પર આળ ચડાવું?"

"હા, મને યાડ છે." તેણે કબૂલ્યું, "હું મિસ પૂરનિમાને એવી રીટે કોઈ બી બાબટ પર ડોરી જટો નહોટો. એઠી ટો એવનનું કેહેવું મને ઘન્નું જ અગટનું લાગે ચ—એ ટો બિલકુલ એવનના પોટાના જ ડિલમાંઠી ઊગી નીકલિયું હુટું."

કનકે આના ઉપર વિચાર કરવા માંડયો.

"હું એમ કહેવા માગું ચ કે એવનના મનમાં વેલચંડ પર તોહોમટ ચરાવી સકાય ટેવું. કંઇ હુટું એટલે એવન મારો કેહેવાનો મકસદ જૂડો જ સમજીયાં. જો એવનના મનમાં આય રટન નહિ હોટે કે 'મારે માડે આય તોહોમટ ન ચડે એટલે જ ડરજજે વેલચંડ

પર બી નહિ ચડવું જોઈએ.' ટો એવન કડી બી ધારટે નહિ કે હું એવનને બ્હીવડાવી કંઇ બી કબૂલાવવા માગું ચ. એવનનો ગુન્હો સાબિટ કરવા ટરફ મેં એટલું ધિયાન આપિયું ચ કે આય બાબટની મને પાકકી ખાટરી છે—ટમુને ટેના બોલવાનો સાફ માયનો નઠી લાગટો ?"

"એટલે કે" કનકે કહ્યું: "તમારી કલ્પના તેના કહેવા ઉપર જે રંગ ચડાવે તેના ઉપર બધો આધાર રહે છે, ખરૂં ?"

મિ. ભૂતકઢા શાંત બેસી રહ્યા. પછી તેણે કહ્યું: "ગમે ટેમ હો, મારી ટો પાકકી ખાટરી થઈ ગઈ ચ કે વેલચંડ અને પૂરનિમાનો આય ખૂનમાં બરોબર હાઠ છે, અને એવનમાંઠી કોઈ બી એક બીજાને સંડોવી સકે ચ. હવે હું આંહી ટમારી કને સું કામ આવિયો ચ ટે બટાવું. ટમે મને આયે કામમાં ઘની મડડ કરી ચ ને હું ટમારો બહુ જ આભારી છેઉં. ટો હું મારૂં કામ બી આગલ ચલાવવા માગું ચ ને સાઠે સાઠે ટમુને બી કંઈ થોડો બદલો દેવા માગું ચ. પરવાનગી છે ?"

"જરૂર." કનકે તેની પ્રામાણિકતા પરખી કહ્યું.

"મેં આજ સવારે જ મિસ પૂરનિમાને કહ્યું કે એવન મારા ખિયાલોમાં ફેરફાર નહિ કરે ટો કાલ રાટના આઠ વાગે હું એવનને પરહેજ કરસ." મિ. ભૂતકઢાએ કહ્યું.

કનકના ચહેરા પરથી રંગ નીતરીને ઉડી ગયો. "તમે તેને આમ કહ્યું ?"

"હા." જરાપણ તાજુબી બતાવ્યા વિના મિ. ભૂતકઢા બોલ્યો: "મારે કોઇનેબી પકરિયા વગર ચાલે ટેમ નઠી. મને પાકી ખાટરી છે કે કાં ટો મિ. વેલચંડે અગર ટો મિસ પૂરનિમાએ આય ખૂન કરિયું ચ, અગર ખૂન વિશે માહિટી 'સાપરાઢ' છૂપાવી રાખ ચ, કે જેને લીઢે એવન લોગ ગુન્હો બન્યા પછી એબેટર્સ બને ચ. હું એવન બંનેને પકરવાનો છું."

કનક શાંત થતો હતો. તેના મુખ ઉપર પાછું લોહી ચડયું. સોપારીનો કટકો ઉઠાવતાં હાથમાં ફકત નહિ જેવો કંપ હતો.

"તમે કહ્યું કે તમારે કોઈને પકડયા વિના ચાલે તેમ નથી." તેણે પૂછ્યું: "શા માટે?"

"પોલીસ કમિસ્નરે મને હુકમ આપિયો ચ. આય ટમારા છાપાંવાલાઓએ એવનને પબ્લીક તરફથી હુકમ આપિયો ચ. મુંબાઈમાં આય જાટનાં ખૂન ડસ બાર સાલમાં એકાડી વેલા ઠાય ચ. પન જાહેરે બી એવું કંઈ બને ચ કે લોગો ધ્રુજી ઉઠે ચ. બસ છત્તીસ કલાક આગમચ ટો ગુન્હેગાર પકરાઈ કેડમાં પૂરાઈ જવો જોઈએ. ટમે છાપાંમાં અમો પરની ટીકા વાંચો ચ કે? આય અઠવાડિયું ઠયાં હમો લોગ કંઈ બી કરી સકિયા નડી ટેથી ટમારી કાઉન્સીલ હમો લોગોપર ટપાસ કમિસન બેસારવા માંગે ચ."

"પણ એ તો બહુ ખોટું."

"છતાં પણ ઈલાજ શું?" તે દૃઢતાથી બોલ્યો: "અને સાહેબ બી સાચ્ચા છે. બે જનાં સાંભે હાડમાંઠી છલકાઈ જટા પુરાવા છટાં બી હમો લોગ નહિ પકરિયે ટો પબ્લીક હમુને સામાટે છોડી ડે ય."

કનકનું સ્મિત એકપક્ષી હતું.

"તમે મને બદલો આપવાની વાત કરી. તમારૂં આ અણુચિંતવ્યું ઔદાર્ય, મારા બે મિત્રોને કાલે સાંજે પકડવાનો ઠરાવ કરવામાં જ સમાઈ જાય છે?"

"હું ટે વાટ પર જ આવું ચ ને, મારા સાહેબ. આય બાબટમાં હું જરા બી ભૂલ કરવા માગટો નઠી. જો આય બંનેમાંના એકને હું ખોટી રીટે પકરૂં ટો મારી ટો પાયમાલી જ સમજજો. આય કેસ ટોકિયોઠી સાનફ્રાંસિસ્કો સુઢી ચરચાય ચ, અને જેવનને હું પકરવા ચાહું ચ એ લોગ કંઈ નાહાલ્લાં સૂનાં લોગ નથી એટલે હું ટમુને બચાવવાની ટક આપું ચ—ટમારા મિટ્રને!"

"કેવી રીતે?"

"ટમે ટેનીની પાસ જાઓ ને કેહો કે મેં જે કેહયું ચ ટે

પરમાને જ હું કરસ. આય કાંઈ બ્લફ નથી. જો એવન બચી સકે ટો બચી જાય. જો એક નિરડોસ આડમીની ઈજ્જટ તે બચાવી સકટી હોય ટો દયા કરીને બચાવે. જો પોટાની નિરડોસતા સાબિટ કરી ખરા ગુન્હેગારને તે બટાવી દાયે ટો તેનીની કાલ સાંજના આગ-મચ તેમ કરવાની ફરજ છે, એવું તેણીને સમજાવો."

કનકે પોતાનો સ્વર સ્થિર રાખવા ધીમો રાખ્યો.

"ત્યારે" કનકે પોતાનો હાથ ભૂતકઢાના હાથ ઉપર મૂકી પૂછ્યું: "તમે માનો છો કે તે બચી શકે તેમ છે? જો તે ચ્હાય તો?—"

"ના." ભૂતકઢાએ કહ્યું: "હું ચોકસ નઠી માનટો, હું ફકટ આશા રાખું ચ—એવનની ખાતર."

કનકે પોતાનો હાથ લઈ લીધો અને ખુરશી પાછળ હટાવી.

"અને વેલચંદ? મારે એને પણ કહેવું પડશે, સમજો છો ને? એને ન કહું તો એ વાજબી ન ગણાય."

"ખસુસ કહો. હું માગું ચ કે ટમે એવનને બી કહો. એવનને બી એનીના જેટલી જ ટક હોવાનો હક્ક છે."

"પણ તે ન્હાસી જશે તો?"

પોતાનો ખુલ્લો હાથ આગળ હલાવી ભૂતકઢા બોલ્યો:" ક્યાં જવાનો છે? જઈ જઈ ને કેટલેવેર જઈ સકે—પન નહિ, એ ન્હાસી નહિ જાય."

"અને તે છતાં પૂર્ણિમાબ્હેન ગુરૂવારે કોઈને પણ ખબર પડ્યા વિના ચાલ્યાં ગયાં." કનકે બારી શોધી.

ભૂતકઢાને 'દાંત' આવ્યા.

"હં—" પછી ઉમેર્યું: "અલબટ, વેલચંડને ખબર નહિ પડી; એનીએ એવનને ટો ખૂબ ગભરાટમાં નાખિયાં...સબબ કાંય?"

કનકે દાવ ઝીલ્યો. "હાં—મને પણ એજ તાજુબી લાગે છે."

પ્રકરણ ૨૦ મું

## વચનનું પાલન

પૂર્ણિમા આ શનિવારને પોતાના જીવનમાં ઘણીવાર અત્યંત દુઃખદ અને શ્રમકર ગણી અવલોકતી હતી. આવતી કાલ સાંજે ભૂતકઢા પોતાને પકડવાના છે એ ભાનના ભાર તળે તેણે આરંભ કર્યો. એકલાંડે જે વખતે પોતાનો દાવ ખેલવાનું નક્કી કર્યું હતું તે પહેલાં છત્રીસ કલાક વહેલો કંચન રતાળુવાળો રાવણપુર માટેની પોતાની ચણેલી ઈમારત ચૂંથી નાખવા આવી પહોંચશે, એટલી ખબર જમતી વેળાએ વિલાસરાયે તેને આપી. એ હિંમતવાન હતી, છતાં તેણે જોઈ લીધું કે પોતાની બુદ્ધિની તમામ સિદ્ધિઓનો ઉપયોગ કરવાનો વખત આવી લાગ્યો છે.

આવી મનોદશામાં તેને હરખચંદને મળવું પડયું. એ સવારે બંગલે આવ્યો હતો. તેને કહેવામાં આવ્યું કે તે બહાર ગઈ છે એટલે એણે ચીઠ્ઠી લખી મૂકી હતી કે હું પાછો આવીશ અને જ્યાં-સુધી તમે મળશો નહિ ત્યાં સુધી આવ્યા કરીશ. આ ચીઠ્ઠીથી તેને કશી અસર થઈ નહોતી, પણ પૂર્ણિમાને લાગતું હતું કે તેને મુલાકાતનો હક્ક છે.

વેલચંદની તિજોરીમાંથી મહોરબંધ કવર લાવવાનું જે ખંડમાં તેણે હરખચંદ પાસેથી વચન લીધું હતું, તે જ ઓરડામાં તેને મળવા બોલાવ્યો. તે અંદર આવ્યો ત્યારે તે મેજની બારણાથી સામી બાજૂએ બેઠી હતી.

પરસ્પર કશા વિવેકના શબ્દો ઉચ્ચારાયા નહિ.

તે મેજની બીજી બાજૂ પર આવ્યો અને ઘડીભર લાલસા અને દૃઢતા ભરેલી નજર તેના દેહ પર નાખી ઉભો રહ્યો. પૂર્ણિમાને અણચિંતવ્યો ભય લાગ્યો.

"લ્યો, હું આ આવ્યો." તેણે જણાવ્યું. તેના અવાજમાં આર્જવ અને હઠ બંને હતાં.

પોતાની પીઠ પાછળની ઓરડાની એક જ બારી પશ્ચિમ તરફ પડતી હતી અને સાંજના સૂરજના અજવાળાથી તેના ચ્હેરાની ઝીણામાં ઝીણી રેખાઓ દેખી શકાતી હતી. એ ચ્હેરા ઉપર તેણે કદિ નહિ જોયેલી શક્તિ દેખાતી હતી—જાણે જરાપણ અંકુશમાં રાખવાની ઈચ્છા ન હોવાથી છૂટી થયેલી લાગણીવાળા આ પુરૂષમાંથી કોઈ રાક્ષસી પાશવતા નીતરી રહી ન હોય!

વિલાસરાય દિવાનખાનાની પેલી બાજૂના ખંડમાં હતા, એ ભાનથી પૂર્ણિમાને નિરાંત વળી.

"હા." તેણે જવાબ આપ્યો, "હું દિલગીર છું. મેં તમને લખ્યું હતું કે તમારે આવવાની જરૂર નથી. મેં તમને ગુરૂવારે જ વહેલા ખબર આપ્યા હતા."

તેણે આનો જવાબ ટેબલની જમણી બાજૂએ બેસતાં આપ્યો.

ગઈ રાત માફક તેમની વચ્ચે ફક્ત મેજની ગોળ કોરણ જ રહી હતી. તેણે ખુરશી લીધી અને પૂર્ણિમાના મુખ ઉપરથી નજર લઈ લીધા વિના તે સરખી મૂકી.

"હું આવ્યો—આવ્યા વિના રહી શકાણું નહિ."

તેની જીભનું ટેરવું ક્ષણભર તેના નીચલા હોઠને સ્પર્શી રહ્યું.

"રહી શકાણું નહિ?" પૂર્ણિમાએ શંકા પડતી રીતે તેનો પડઘો પાડ્યો.

જાણે તે માલીક હોય તેમ બોલ્યો: "તમારાથી વિખૂટો રહી ન શક્યો. મને બુધવારની રાત સાંભરી ને આપણે બે કેવાં પાસેનાં સગાં જેવાં લાગતાં હતાં તે યાદ આવ્યું."

પરાણે દબાવેલી ધ્રુજારી જેવો સૂક્ષ્મ કંપ પૂર્ણિમાના આખા દેહમાં પ્રસરી રહ્યો. તેણે અત્યંત શાંતિથી કહ્યું: "એમાં ભૂલ થતી હતી."

તેની હઠ ઓછી થઈ નહિ. તે માનતો ન હોય એવી રીતે હસ્યો, અને નિશ્ચિંત સગપણનો સ્વર ધારણ કરી બોલ્યો: "બુધવારે રાતે તમે તમારે માટે અને રાવણપુર ખાતર કોઈ કરી શકે નહિ એવું કામ કરવા આ ઓરડામાં મને કહ્યું હતું, અને એ કામ મેં કર્યું પણ ખરૂં. પણ તે તમારે માટે—સમજ્યાં? હવે તમે જ મને અહીં આવવા ના પાડો છો."

તેની આંખ કંટાળો ઉપજાવે તેવી રીતે ચમકવા માંડી. તેને તેના પોતાના સાદની અસર થતી હતી. જાણે કે તેની સાથે સગપણ સંબંધ સ્થાપી હવે વધારે નિકટનો પરિચય સાધવા તલ્પી રહ્યો હોય!

"મને સમજ પડતી નથી," એ અત્યંત શાંતિથી બોલી: "કે તમને મેં ગુરૂવારે વહેલા ખબર આપ્યા કે મેં તમને જે કામ કરવાનું કહ્યું હતું તેની હવે જરૂર રહી નથી. તમને એમ પણ લખ્યું હતું કે તમે તે કરશો તોપણ તેનો ઉપયોગ હું નહિ કરૂં."

હરખચંદ એવી રીતે હસ્યો કે તેને કંઈ વિચિત્ર પ્રકારની ઘૃણા ઉપજી.

"પણ એ વખતે તો મેં એ કામ કરી લીધું હતું."

તે એ માની શકતી નહોતી. "તે સાથે મારે કંઈ લેવાદેવા નથી."

હરખચંદે ખુરશી જરા નજીક ખેંચીને કહ્યું: "મેં તે વખતે એ કામ કરી લીધું હતું. કારણકે મારે તો તમને ખુશી કરવાં હતાં. મને ખબર હતી કે તેથી તમારી મહેરબાની મળશે." તેના શબ્દોનો અર્થ સ્પષ્ટ હતો.

"ઓહો!" એ પોતે નહિ બતાવવા ધારેલા તિરસ્કારથી બોલી: "હું તમારી માફી ચાહું છું—તમને હું ખુલાસો કરૂં."

જરાપણ દમ ખાધા વિના, ઉતાવળથી તે બોલવા લાગી: "તે કવરમાં જે સમાચાર હતા, તેની મારે જરૂર હતી. જો મને તે ન મળે તો ઘણા માણસોને નુકશાન થાય: રાવણપુરને જબરો ઘા લાગે. દરેક હકકથી એ સમાચાર મારા હતા. મારે તેની અત્યંત જરૂર હતી. મને લાગ્યું કે તે સમાચાર ગમે તે રીતે મેળવવામાં ન્યાય જ હતો. એટલે મને તમારી મદદ માગવાનું મન થયું અને હું એ સંકલ્પને વશ થઈ. તમે ગયા પછી મને લાગ્યું કે તેમાં મારી ભૂલ થઈ હતી. મારી મુખ્ય ભૂલ તો તમને ભૂલાવામાં નાખવાની થતી હતી—મારા વિષે. હરખચંદભાઇ, મારાથી એ ન બની શકે. એટલે મેં એ પડતું મૂકવાનો નિર્ણય કર્યો. એટલે વળતે દિ સવારે નવ વાગતામાં તો મેં તમને ચીઠ્ઠી લખી મોકલી કે આ બાબતમાં તમારે કાંઈ કરવું નહિ. હું બહુ દિલગીર છું."

તેનામાં જવાળામુખી ધીખી રહ્યો; ક્રોધથી નહિ પણ અતૃપ્ત વિષયલાલસાથી. તેનો ચ્હેરો પર્વત શિખર માફક ચીરાડવાળો થઈ ગયો.

"અને તમે એમ માનો છો કે આટલાથી બધું પતી ગયું?" તેણે પૂછ્યું. તેનો અવાજ ધીમો હતો. તેની લાગણી પર તે લગામ ચડાવવા ઇચ્છતો નહોતો.

તેની હડપચી ઉન્નત થઈ. તે પાછી હટી જઇને બોલી: " હાસ્તો. કોઇપણ સદ્‌ગૃહસ્થ માટે એ બસ છે."

બેડોળ કટાક્ષ સહિત તે બોલ્યો: " હા, બરાબર. કોઈ બૈરી પોતાનું કામ કઢાવવા કોઈ મરદને બોલાવે, તેની લાગણીઓ ઉશ્કેરે, તેને આગળ ધકેલે, એની મરજી પડે તેવા ખ્યાલો બાંધવા દે અને એવા પ્રસંગો વધારે મળી શકશે એવી છાપ પાડી તેને કામ કરવા મોકલે તો કોઈ પણ સદ્‌ગૃહસ્થ એમ માને કે આટલાથી બસ. અને એ બૈરીની ઇચ્છા મુજબ કામ કરી પછી તે વાંચે કે કોઈ બીજા મારફત કામ કરાવી લીધું છે અને હવે એ બૈરીની નજીક જવાની તેને જરાપણ જરૂર નથી, એટલે પણ એને સંતોષ થઈ જાય–હેં ! "

પૂર્ણિમાની નજરમાં અપાર તિરસ્કાર ભર્યો હતો.

" ત્યારે આ વાત લંબાવવામાં સાર નથી."

તેણે દાંત કચકચાવી જવાબ આપ્યો:

" તમે એક ધોળું, લાખની મ્હોરવાળું અને પાકી સીસાપેનની દુ૦–કા૦ ની નિશાનીવાળું કવર લાવવા કહ્યું. તમે મને આગળથી સારું કરવા વિષે મેણું માર્યું. ઠીક આ—" તેણે ખિસ્સામાંથી એક ધોળું કવર કાઢી ટેબલ ઉપર પછાડયું અને મ્હોર દેખાય તેવી રીતે મૂકયું: " આ તમારૂં કવર અને મેં આગળથી કાંઈ માગ્યું નહોતું. હું—"

તેણે ખુરશીમાંથી ઉંચા થઇને તેનો હાથ પકડ્યો. તે સાવધાન થઇ જાય એ પહેલાં હરખચંદ બોલ્યો: " આટલા થોડા માટે આવડું મોટું ઇનામ એમ તમે કહ્યું હતું તે યાદ છે ? મેં કેટલું બધું કર્યું છે, અને મને આશા છે—"

પૂર્ણિમાએ તેનો હાથ તરછોડી નાખ્યો અને છલાંગ મારી ઉભી થઈ ગઈ. શ્વાસ લેવા મથતી તે પોતાની છાતી ઉપર એક

હાથ મૂકી બારી પાસેની દિવાલને અઢેલી ઉભી રહી. તે તેની સમક્ષ ઉભો હતો, સહેજ નીચો નમ્યો હતો. તેના જમણા હાથની આંગળીઓ એને પકડવા તૈયાર થઈ હોય તેમ હજી વળેલી હતી. તેની લાલઘૂમ આંખો તેને ભોગવી રહી હતી.

"તમને કનકરાય પાસેથી એ ખબર મળ્યા." તેની તૃષ્ણામાં ઈર્ષ્યાનું તેલ હોમાયું.

"નહિ," તે ચિત્કારથી બોલી: "નહિ."

એને મોળ આવવા લાગી હતી. ઘૃણાથી એ અરધી બેભાન જેવી થઈ ગઈ હતી. તેના પગ જાણે ભાંગી ગયા ન હોય. તે ત્યાંથી ચાલવાનો યત્ન કરવા જેટલી પણ હિંમત કરી શકતી નહોતી. આવા માણસ સાથે તેને કદિ પ્રસંગ પડ્યો નહોતો.

એ પુરૂષ તો પોતાનું ભાન ભૂલી ગયો હતો.

"મને ખબર છે." તેણે જનાવરની હઠથી કહ્યું. તેની નજર પૂર્ણિમા ઉપર હતી. એ ચસે તો તેના ઉપર જૂલમ ગુજારવા પણ એ તૈયાર હતો. તેનો ચ્હેરો સફેદ પૂણી જેવો બની ગયો હતો. "કનકરાય શું કરી રહ્યા છે તેની મને બરાબર ખબર છે. મેં તેની બરોબર તપાસ રાખી છે. પણ એ બાબતમાં મારો પણ કંઇ હક્ક રહે છે." તેને કફનો ગળફો આવ્યો. તે ગળી જતો બોલ્યો; "મેં તમને કહ્યું હતું કે તમે મને ગાંડો બનાવ્યો છે. તમે મારી સાથે આટલે જ ચાલી ને અટકી શકો તેમ નથી. મારી સાથે તો નહિ જ. તમે બંને તેમ કરી જૂઓ અને પછી જૂઓ કે શું—"

તેણે કહેવાનું ખાળ્યું અને જબરજસ્ત મહેનતે પોતાના ગુસ્સાને કાબુમાં લીધો. તેનો ચ્હેરો લાલચોળ થઈ ગયો. તેના હાથ એટલા ધ્રૂજતા હતા કે તેને અદબ વાળવી પડી. તેણે હસવાનો પ્રયત્ન કર્યો.

"પણ આપણે બંનેને કજિયો કરવો પાલવે તેમ નથી." તેણે કહ્યું. તે ઓરડામાં આવ્યો ત્યારે તેના ઉપર જે અકુદરતી

મનોબળની છાપ દેખાઈ હતી તે જ પાછી ચડી આવી. "તમને જ્યારે મદદ જોઇએ ત્યારે હું મદદ કરી શકીશ. અને તમને મદદની જરૂર પડશે. દુનિયામાં તમે મને જીવ સટોસટ છો. હું તમને ચાહું છું; હું તમારે માટે તલસું છું—એટલો તલસું છું—"

"ચૂપ ! એક બોલ પણ વધારે નહિ બોલતો." પૂર્ણિમાએ તેને સખ્તાઇથી અટકાવ્યો.

એનું આત્મબળ એનામાં પાછું આવ્યું. પોતાના હાથ ભીંત પર અઢેલી તે આગળ આવી હરખચંદ તરફ આવી.

"સાંભળ." શરમ અને ક્રોધથી લાલચોળ થઈ તે આગળ વધી. "તને આજે અત્યારે મળવાનું મેં કબુલ કર્યું. કારણ કે હું તને માઠું લગાડયા વિના કહેવા ઇચ્છતી હતી કે તારો અને મારો પંથ ન્યારો છે. તે દિવસ તારો ઉપયોગ કરવા હું મારી કટોકટ જરૂરીઆતને વખતે લલચાવવા જેટલી નીચે ઉતરી એથી હું લાજી મરતી હતી—આજેય લાજી મરૂં છું. મને ખબર હતી કે તે રીતે ઉપયોગ થઇ શકે તેવો માણસ તું છે. અને જે મહાન્ કાર્ય મારે સાધવાનું છે તે માટે ગમે તેવા ઉપાયો લઈ શકાય એવી માન્યતામાં હું તારો ઉપયોગ કરવા જેટલી નીચી ઉતરી. એ ભૂલભરેલી માન્યતાની ગંદવાડ તેં મને બતાવી છે. મને લાગતું હતું કે હું તને ઓળખું છું, છતાં એ કરવું મારા ધાર્યા કરતાં પણ કઠણ નિવડયું. એ બની શકે તેમજ નહોતું."

તે તેની એક બાજૂ પર થઈ નીકળવા ગઈ. પણ તેણે તેનો હાથ પકડયો.

"એમ કયાં જઇશ ?" તે બોલ્યો: "તું હવે મારા પંઝામાં છે. તું તિજોરી ફોડે છે અગર બીજા પાસે ફોડાવે છે, તે તારે માટે કહેવડાવવું બહુ સારૂં નહિ લાગે. તેં મને છેતર્યો છે. તું તારી સૂચક ચેષ્ટાઓથી જૂઠું બોલી છે–તારા નયનોથીઃ તારા શરીરથી–હવે મને મારો હક્ક જોઇએ છે. તેં મને જે રીતે અર્પણ થવા ધાર્યું હતું તે રીતે તને ભો—"

તે તેનાથી છૂટી ગઈ, અને બારણા તરફ દોડી બારણું ઉઘાડી નાખ્યું.

હરખચંદ તેની પાછળ જ હતો.

બારણા વચ્ચે ઉભી, હાથ હાથા ઉપર રાખી તે પાછી ફરી અને તેને ચેતવણી આપીઃ "હવે એક પણ બોલ બોલ્યો છે તો વિલાસકાકાને બોલાવીશ."

તેણે ફરી તેનો હાથ પકડ્યો. તેણે દલીલ કરવા માંડીઃ "જો તું—"

ઉંચે, સ્પષ્ટ અવાજે પૂર્ણિમા પોકારી ઉઠીઃ "વિલાસકાકા!"

દિવાનખાનાના સામેના બારણા પાછળ એક મરદનાં પગલાં સંભળાયાં. હરખચંદે તેનો હાથ છોડી દીધો, ને તેની આગળ થઈ બારણામાંથી નીકળી ગયો અને સીડીની દિશામાં જરાપણ ઉતાવળ કર્યા વિના ચાલવા લાગ્યો.

વિલાસરાય સામેના બારણામાં દેખાયા. તેણે પહેલાં પૂર્ણિમા તરફ નજર નાખી, પછી સીડી નીચે અદૃશ્ય થઈ જતા હરખચંદને નિહાળ્યો.

"શું છે પૂર્ણિમા?" તેણે પૂછ્યું.

તેને બોલાવ્યા ન હોત તો ઠીક થાત, એવું શોચતી તે તેની પાસે જઈને બોલીઃ "કંઈ નહિ, કંઈ નહિ કાકા. મને મનમાં થયું કે તમારી થોડી સલાહ લઉં, પણ પછી કહ્યું કંઈ નહિ."

તેનો હાથ પકડી તેને ફેરવી વિલાસરાય પોતાના ઓરડામાં લઈ જતાં તે બોલીઃ "સાચી વાત તો એ છે કે મને હમણાં બહુ જ સુંદર પાઠ શીખવા મળ્યો છે. દૂરનું લક્ષબિંદુ ગમે તેટલું સ્વચ્છ, સ્ફાટિકશ્વેત, તેજસ્વી હોય તોપણ કોઈ પણ આત્માભિમાની સ્ત્રીને માટે કેટલીક વાતો તો તદ્દન વર્જ્ય છે, એવું હું આજે શીખી."

વિલાસરાય સમજી ન શક્યા.

"બેટા, કહે છે ને કે સ્ત્રીને તો કાયાનો પણ ભો !" વિલાસરાય બોલ્યા.

*

અરધા કલાક પછી ગાડીની મુસાફરીથી થાકેલો છતાં સ્વયં-સેવક પોલીસના ઉત્સાહથી ચમકતો નીલકંઠ મિ. મહેતા ભૂતકઢા સાથે ક્રાફર્ડ મારકીટ ઉપરની પોલીસ ઑફિસમાં ગુફતેગુ કરી રહ્યો હતો. તેની વાતથી ભૂતકઢા આનંદમાં આવી ગયો હતો.

"હવે કાલી સાડીવાળી ઓરટ" તેણે પૂછ્યું: "તમોને ખાટરી છે, મી. મહેટા ! કે ટમો ટેની ઓલખાન સોગંડ પર નહિ આપી સકો ?"

"મને તદ્દન ખાત્રી છે." નીલકંઠે જવાબ આપ્યો.

ભૂતકઢાએ પોતાના ટેબલના ખાનામાંથી એકદમ એક છાપાની કાપલી કાઢી તેની સામે ધરી.

"આય ફોટો તેણીના જેવો નથી દેખાતો ?"

નીલકંઠ મહેતા હસ્યા. "કેમ કહી શકાય ?" તેણે કહ્યું: "તેને માથે આખી ઓઢેલી સાડી હતી અને મેં તેને દેખી ન હતી, એટલે કે તેને ખબર નહોતી કે મેં તેને જોઈ છે. તે બારણામાંથી ફરીને નીકળતી હતી અને મારા તરફ પીઠ ફેરવતી હતી. હું મારા બારણા-માંથી બહાર નીકળ્યો ત્યારે તેનો હાથ ઉલાળા પર હતો. તે ચાલમાંથી હું તેને જોતો હતો. તે જાણ્યા વિના તે એકદમ ચાલી ગઇ."

"કમજાત !" ભૂતકઢા બબડ્યો: "એ બી નસિબવંટી છે ટો ! તેની બસ કેટલીયવાર હાથમાંઠી છટકી ગેઈ ચ ! હમો લોગો એજ એ ઓરટ છે એમ સમજીને ગયા ગુરૂવારે અહીંથી નાલાસોપારા સુઢી ને નાલાસોપારા સ્ટેશનથી તાંહની ખાડીવેર પીઠ પકરી ને છેવટ અમને ઉંઠાં ભનાવી એણી છટકી ગેઇ. ટેને સા—ને તે ધડીયે ઉપડેલા

મોતરબોટમાં ચ્હડીને બસ ચાલી ગેઈ. યા નસીબ! બસ એણી એના બુલંડ સિટારા પર ટો જીવી રહે ચ!"

નીલકંઠને હસવું આવ્યું. "એનું જ નામ ચાલાકી."

ભૂતકઢા ઘુરકયો અને ખાનામાંથી ચાર ફોટોગ્રાફ કાઢ્યા.

"ઠીક." વળી મજામાં આવી જઈ તે બોલ્યોઃ "આયે ચાર જનામાંથી તમુએ બારી પાસે છજાં પર ઉભેલો કોનને જોયશો? તમો આના બારામાં તો સોગંડ ખાવા તૈયાર છેવોને?"

નીલકંઠે ફોટોગ્રાફ હાથમાં લીધા.

"જરૂર." તેણે જવાબ આપ્યોઃ "મેં તેને ઉપરના ઝુમ્મરના અજવાળામાં વીસ ફીટ કરતાં ઓછે છેટે જોયેલો."



પ્રકરણ ૨૧ મું

# એનો છેલ્લો આશરો

જનક તે સાંજે પૂર્ણિમાને મળવા ગયો. ભૂતકઢાની સૂચના મુજબ તે ચાલે તેવી તેને બહુ થોડી આશા હતી છતાં તેને માથે જે ભય ઝઝૂમી રહેલો હતો તે તેને સમજાવવાની આ છેલ્લી તક તે જવા દે તેમ નહોતો.

વિલાસરાયની પાર્ટી પછી તે તેને મળ્યો નહોતો અને તે દિવસ પણ પાર્ટી પુરી થવા આવી હતી ત્યારે તે દિવસ તેમની વાતચીતમાં પણ પૂર્ણિમાના સવાલોના તેણે જવાબ આપ્યા હતા અને પોતાના તરફ તેની કેવી વૃત્તિ છે એ તે ચોક્કસ પણ જોઈ શક્યો નહોતો. રાતના આઠ વાગ્યા પછી તે બંગલે ગયો ત્યારે તેને મળવાની ના પડાવી હોત તો તે નવાઈ ન પામત.

પણ તે તેને મળવા આવી. તે તેને માટે બગીચા ઉપર પડતી બારીવાળા પહેલા માળના ખંડમાં રાહ જોતો હતો અને તેને જોયા પછી તે સમજી ગયો કે એ અંગત વાત કરવા માગતી નહોતી— કેવળ પોતાના કાર્યપૂરતા સવાલ જવાબોથી વધારે આગળ એ જાય તેમ નહોતી.

"આજે મારા આવવાથી તમને અચંબો થયો હશે," તે માફી માગતો હોય તેમ બોલ્યો: "પણ મને આવવાની બહુ જરૂર લાગી. કેટલીક બહુ જ અગત્યની પરિસ્થિતિ ઉભી થઈ છે, તે વિષે હું તમારી સાથે વાતો કરવા આવ્યો છું."

કોઈપણ પરિચિત માણસ તરફ સ્મિત કરી શકાય તેવું સ્મિત તેના હોઠ પર ફરકયું. તેને હજી ખબર પડી નહિ કે પોતાનો તેની સાથે સંબંધ શો હતો?

"અલબત, તમે આવ્યા તેથી હું બહુ જ રાજી થઈ છું." તે બોલી: "એ બારી બંધ કરશો?"

તેણે તેમ કર્યું અને પડદા ઉતારી નાખ્યા. એ સાંજે બહુ ગરમી થતી હતી અને વૈશાખના અંતમાં અગર જેઠની શરૂઆતમાં મુંબઈમાં જે જાતનો ઘામ અને પવનનો અભાવ સાંજના વખતે જોવામાં આવે છે તેવી જ આ સાંજ હતી.

"કોઈ સાંભળે તેના કરતાં ઘામ સહેવો સારો." તે બોલ્યો.

"સાચું."

તેણે બારીના પડદા સરખા કર્યા અને બીજી ખુરશી ખેંચી લીધી તેટલામાં તે બેસી ગઈ અને એક હાથીદાંતના હાથાવાળો મોરપિચ્છનો પંખો લઈ વાયુ ઢોળવા લાગી.

તે તેને છેલ્લો મળ્યા પછી કેટલો બદલાઈ ગયો હતો તેનો તે વિચાર કરતી હતી. તેના મુખ પર સૂક્ષ્મ પતળાઇનો દેખાવ હતો. તેના હોઠ વધારે દૃઢતાથી બીડાયેલા હતા. એક અઠવાડિયા પહેલાં એજ ઓરડામાં તેને મુંબઈ છોડી જવા વિનવવા આવેલા આનંદી, હસમુખા, યુવાન કરતાં કોઈ જૂદાજ—પ્રૌઢ, આધેડ વયના માણસ જેવો એ દેખાતો હતો.

તેનામાં થયેલા આ ફેરફાર વિષે પૂર્ણિમાના ખ્યાલમાં કશી અતિ-

શયતા નહોતી. તે એકાએક બહાર મુસાફરી પર ગઈ હતી તેથી તેને બહુ ફિકર થઈ હતી. એ સરસરંજામનો મછવો શોધવા ગઈ હશે. એ જડયા પછી એના ઉપર અનેક ભયો ઝઝૂમતા હશે, વગેરે ખ્યાલો તેના મનમાં ઉભા થયા હતા. મુંબઈ એને અજીત બ્રિજ્જ ખેલનાર, સ્ત્રીઓના કહાન, સમાજ મંડળના કેન્દ્ર, મિત્રમંડળના આત્મા તરીકે ઓળખતું હતું. પણ વેલચંદ રખેને પૂર્ણિમાને પ્રતિમાના ખૂનમાં સંડોવે એવો સંભવ, ભૂતકઢાની તેની સામેની હિલચાલ, રાવણપુરી કાવત્રાં સાથે તેના સંબંધને લીધે ઉપજતા ભયમાંથી તેને છોડાવવાનો પોતાનો પ્રશ્ન—એ શંકા અને બ્હીકને લીધે કનક તદ્દન બદલાઈ ગયો હતો. તેના પ્રાણમાંથી હાસ્ય ઉડી ગયું હતું.

"આજે સવારે મને ભૂતકઢો મળ્યો હતો." તેણે ખુલાસો કરવા માંડયોઃ "આવતી કાલે સાંજે તે તમને પકડવાનો છે, એમ મને કહેતો હતો."

તે તદ્દન સ્થિરચિત્ત હતી. આછા વાદળીરંગની રેશમી સાડીમાં એ અતિશય લાવણ્યશીલ, કળામૂર્ત્તિ સમી સ્થીર બેઠી હતી.

"હા." તે નિરાવેશ બોલીઃ "તેણે મને પણ કહ્યું છે."

કનક બોલ્યોઃ "તે મારી પાસે આવ્યો હતો. કારણ કે તેના માનવા મુજબ એ મારા આભાર નીચે છે, અને તમને મદદ રૂપ થવાની એ મને તક આપવા માગતો હતો. સાથેસાથે તે પોતાની બાજી પણ ખેલતો હતો."

એક સ્મિતનો આભાસ માત્ર તેના હોઠને છૂટો પાડી રહ્યો. તેના અવાજમાં વક્રોક્તિનો આભાસ હતો.

"અલબત—અલબત." તે સમંત થઈ.

"પણ આપણે વિચારવાનો મુદ્દો એ છે કે," તેણે બહુ વિચાર કરી કહ્યુંઃ "તમે પકડાવાથી બચી શકો તેમ છો. તમને જો ખબર હોય તો જે માણસ ગુન્હેગાર છે, તેનું નામ આપી દો."

" એટલે વેલચંદનું નામ દઉં ? "

" હા. " તેણે તેને આગળ પ્રેરણા કરી, " વેલચંદનું નામ દ્યો."

" કનકભાઈ," તેણે હવે તેના જેટલા જ વિચારથી કહ્યું: " એ બાઈનું ખૂન કોણે કર્યું તે જેટલું તમે જાણો છો તેટલું જ હું જાણું છું. વેલચંદ સામે કે કોઈ સામે પુરાવો આપી હું મને બચાવી શકું તેમ નથી. અને બીજી વાત. હું તમારી કે કોઈની મદદ મળતી હોય તો તે ન લઉં એવી બેવકૂફ નથી. મને મદદની બહુ જરૂર છે. આપણે જે કાર્યમાં સંડોવાયેલાં છીએ એમાં ફતેહ પામવું હોય તો મારે ખાસ મદદની જરૂર છે. પણ મેં તમને અગાઉ કહ્યું તેમ તમે જ્યાંસુધી માત્ર આ કાર્ય ખાતર જ એ મદદ ન આપો–બિલકુલ બિનશરત–ત્યાં સુધી મારે એ મદદ ન સ્વીકારવાનાં કારણો છે."

અસલ અધિરાઈથી તેણે તે વાત બાજૂ પર હડસેલી દીધી.

" તમે અત્યારનો મામલો બરાબર સમજો છો એ જોઈ હું રાજી થાઉં છું. " તેણે જવાબ આપ્યો. તેના શબ્દો ધારવાળા, કાતિલ હતા. " તમને ખબર છે તેના કરતાં મોટી આફતો સામે ઝઝૂમી રહી છે. તમારે મદદ લેવી જ પડશે. કોણ મદદ આપે છે તે ગણકાર્યા વિના મદદ નકારવાનો તમને હક્ક નથી. મારા તરફથી હું આટલું કહું: હું જે આપી શકું તેમ છું તે એવી શરતે કે તે તમને આપ્યા પછી તેના પરિણામ અગર બદલા રૂપે મને કોઈ જાતની અપેક્ષા કે આશા નથી. હું એ આપું છું તે એમ જાણીને કે એક અપાયા પછી હંમેશને માટે અપાયેલું રહે છે–ભવિષ્યમાં એની એક અભેદ દિવાલ ચણાઇ રહે છે–એ ગયેલું જ રહે છે–ભૂલાઈ ગયેલું જ રહે છે."

પંખાના એક પિચ્છાને હોઠે અડકાડી તે આના ઉપર વિચાર કરવા લાગી.

" મને કહો," તે છેવટે બોલી, "હું મદદ ઉપર મદાર બાંધું કે તમે ફક્ત છેલ્લી ઘડિયે કંઇ થઈ શકશે એવી આશાથી જ બોલી રહ્યા છો ? "

તે સંભાળથી શબ્દો ચૂંટી ચૂંટી બોલ્યો: "જો કોઈ તમને મદદ કરી શકે તેમ હોય તો તે હું જ છું."

"તો એવું બને તેમ છે કે હું ઇજારાના ફક્કા આપી દઉં અને થિયેોડોર પગલાં ભરે ત્યારે સગરામસિંહને સંદેશો પહોંચાડી દઉં. તેટલો વખત મને મળે અને મારા પકડાવાની વાત સોમવારની સાંજ સુધી મુલતવી રહે?" આ સવાલ પૂછતાં ઉદાસીનતા તથા અંતરની જે છાયા તેના વર્તનમાં હમેશાં રહેતી હતી તે અદૃશ્ય થઈ. તેના ઉપર અવલંબતાં તેણે પોતાની ખરી વૃત્તિઓ છૂપાવવા જરાપણ યત્ન ન કર્યો, અને તેના ચ્હેરા ઉપર તેની ચિન્તા અને ભય પ્રતિબિંબિત થતાં કનક જોઈ શક્યો કે તેને પણ આ કાર્યનો અત્યંત શ્રમ લાગ્યો હતો અને તેની દેહલતા તેની નીચે નંખાઈ ગઈ હતી. તેની આંખ નીચે જાણે કેમ પીંછી વડે ન ચીતર્યા હોય તેવા કાળા ડાઘા હતા.

"હા, બને તેમ છે." તેણે તેને વિશ્વાસ આપ્યો: "તમે મને ફક્ત ભૂતકદાને કહેવા જેવું કંઈક આપો તો."

"એટલે કે વેલચંદ પર તહોમત ચડાવવા જેવું?"

તેણે ડોકું ધુણાવ્યું. "હા, અગર તમે નિર્દોષ છો એવું સાબિત થાય તેવું."

"હું નિર્દોષ છું તેવું?—મને વિચારવા દો."

બંને ચૂપ થયાં. તે તેના તરફથી ફરી ગઈ. હવે તે તેના ડાબા સ્કંધ ઉપરથી ફક્ત તેના મુખની થોડી રેખા જ જોઈ શકતો હતો. તે એવી રીતે ઉભી હતી કે કનક ફક્ત બંધ થઈ ગયેલા, એટલી મજબૂત રીતે પકડેલા કે તેની આંગળીઓ હાથીદાંત જેવી શ્વેત અને કઠણ દેખાતી હતી તેવા પંખાવાળો ફક્ત ડાબો હાથ જ દેખી શકે.

તેને એકાએક ખબર પડી કે પૂર્ણિમા અતિશય આવેશમાં આવી ગઈ હતી. તે પાછી ફરી ત્યારે તેના મુખ ઉપરથી રંગ માત્ર

ઉડી ગયો હતો. તે બોલી: "મને જરાપણ ખ્યાલ નહોતો કે તમે મારા પકડાવાનો સમય મુલતવી રખાવી શકશો."

"હું એમ નથી કહેતો કે રખાવી શકીશ." તે બોલ્યો; "પરંતુ જો કોઈપણ રખાવી શકે તો તે હું છું: હું તમારો છેલ્લો આશરો છું."

તેનાં નયનો અત્યારે આછાં ભૂરાં, ઠંડાં, સંકુચિત ડોળાવાળાં થઈ કનક સામે જોઈ રહ્યાં હતાં; અને તેની અતિ ચિંતાથી પ્રશ્ન પૂછતી આંખોને એક સ્થિર રાખતાં હતાં.

"પેલો અક્ષરવાળો રૂમાલ છે ને?" તેણે યાદ આપ્યું.

"હા." એ તેની વિચારધારા સમજી ન શક્યો.

"અને ખૂનને વખતે હું ચોથે મજલે હતી એવું સોગંદનામું."

"હા." તેણે કબૂલ કર્યું અને પછી ચમક્યો. "તમે અક્ષરવાળો રૂમાલ કહ્યું પણ એ તમારા નામાક્ષરનો હતો?"

તેનું મસ્તક ઉંચું થઇ પાછળ પડયું. "હા." તે બોલી.

"પણ" કનકે સૂચવ્યું, "ભૂતકઢા એની અંદરની આછી સૌરભ ઓળખી શક્યો નથી."

"ના."

ખુરશી પર જોરથી અઢેલી તે સીધો બેઠો. વિજળીના ચમકારા પેઠે તેના મનમાં શક ઝણુક્યો.

"એ રૂમાલ?" તેણે પૂછ્યું, "એ તમારો હતો?"

પૂર્ણિમાની મુખમુદ્રા ન બદલાઈ. "હા." તે બોલી.

"અને એ સોગંદ પર ઓળખાણ. ચોથે મજલે તમે હતાં?"

"હા, હું હતી." તેણે પાછી કબૂલાત આપી.

તે પોતાનું આશ્ચર્ય દબાવતાં ભ્રમર મરડી બોલ્યો: " પણ એ કેમ બને ? તમે તો થિયેટરમાં હતાં."

તેણે બેપરવાહીથી હાથ હલાવ્યો–જાણે કે આ વાત બહુ નાની હોય.

" મિ. ભૂતકઢાએ અનુમાન બાંધ્યું." તે બોલી, " મેં ગલ્લીને રસ્તે થિયેટર છોડયું અને ફિલ્મ પૂરી થયા પહેલાં હું પાછી આવી બેસી ગઈ."

તેની નજર તેનાં નયન પરથી નીચે પડી. તેને અસહ્ય ગરમી થવા માંડી અને તેણે યંત્ર માફક ખિસ્સામાંથી રૂમાલ કાઢી મોં પરનો પસીનો લૂછ્યો. તે સ્થિર બેસી કનકને જોતી રહી. ઉંચું જોતાં કનકને લાગ્યું કે તેની નજરમાં જાણે પોતાના શબ્દોથી તેના પર થયેલી અસર એ સાવધાનતાથી માપી રહી ન હોય તેવો ભાસ હતો.

તેણે વિચાર કરવા પ્રયત્ન કર્યો. તેના કર્ણમાં એક જાતનું ગર્જન હતું. તેની પોતાની નાડીઓના હથોડા માફક પછડાતા ધબકારા હતા. તેની આંખો સામે નાના શ્વેત ચમકારાઓ નાચી રહ્યા હતા. તેની બુદ્ધિના દરવાજા પાસે પૂર્ણિમાના ટૂંકા ટૂંકા વાદળો તેની મરજી વિરુદ્ધ ટોળેવળી ભેળાં થયાં. તેમાંની હકિકતો તેની નજર સામે વ્યૂહ રચી ખડી થઈ અને તેની તથા એની વચ્ચે કાળાં વાદળાં માફક ટિંગાઈ રહી. જાણે કેમ કોઈ લશ્કર કૂચ કરતું કરતું આવી તેને એકદમ ચોમેરથી ઘેરી લેતું હોય. તે ઘેરાઈ ગયો: સપડાયો. તેની બુદ્ધિના લોખંડી દરવાજા તેના વજ્રાઘાતથી તૂટી ગયા.

તેણે આ સ્વપ્ન દૂર કરવા શરીર મરડયું અને જોઈ લીધું કે પોતાનો હાથ તેણે ગળા ઉપર મૂક્યો હતો; આંગળિયો તેના પસીને રેબઝેબ થયેલા શરીર અને કોલર વચ્ચે પેસી ગઈ હતી. તેણે એક ઝટકાથી પોતાનો હાથ લઈ લીધો ને ખુરશીમાં દબાવી દીધો. પછી તેને

જોઈ શકાય તેટલું શરીર આગળ નમાવ્યું; તે એટલું નમ્યું કે માંડમાંડ આંખ ઉંચી કરતાં મુખ નિરખી શકાય. રૂપ અગર આકૃતિ વિના તમામ રેખાઓ ભેળી થઈ જતી હોય તેવું પૂર્ણિમાનું મુખ તેને કંઈ વિચિત્ર લાગ્યું. તેણે નજર ફેરવી, સ્થિર કરી, તેને સ્પષ્ટતાથી નિહાળવા મહાભારત યત્ન કર્યો અને તે ફાવ્યો.

તે એક પૂતળાં જેવી સ્થિર, ચૂપ બેઠી હતી.

એક ક્ષણભરમાં સત્યની પ્રતિમા તેની નજર આગળ સ્પષ્ટ ખડી થઈ. અવયવે અવયવ, અંકોડે અંકોડા, કટકે કટકા આશ્ચર્યકારક ત્વરાથી તેની નજર સમક્ષ સંધાઈ ગયા. જાણે એ કોઈ માનસિક ચિત્રપટ ન જોતો હોય !

એ રૂમાલ એનો જ હતો ! એ આશ્રમમાં હતી ! ચોથે મજલે ! ખૂનવાળા ઓરડામાં ! તે થિયેટરમાંથી છાનીમાની નીકળી ગઈ હતી ! પોતાનું કામ કરી લીધું હતું ? પાછી સરકી આવી હતી અને પોતે ગુન્હાના સ્થળ પર નહોતી તેનો પુરાવો ઉભો કર્યો હતો ! બહુ હોંશિયારીથી ઉભો કર્યો હતો ! અને આ બધી તેને ગુન્હેગાર ઠરાવતી હકિકત તે કબૂલી રહી હતી—શરમ કે મુંઝવણ વિનાઃ શાંતિથી કબૂલી રહી હતી !

અનિવાર્ય શૂળ દબાવવા યત્ન કરતા માણસની પેઠે તે કષ્ટાયો, અને તેના તરફ જોયું. આ વખતે તે જે કંઈ જોઈ રહ્યો હતો તે તેની આંખ આરપાર પરખી રહી હતી. પૂર્ણિમાનાં નયનોમાં ભય પણ નહોતો, પીડા પણ નહોતી. એ ધૈર્ય, સહિષ્ણુતા, પ્રતિક્ષાનું મ્હોરૂં પહેરી બેઠી હતી. તેને આશ્ચર્ય ઉપજ્યું—પ્રતિક્ષા ? શાની પ્રતિક્ષા ?

તે બોલવા ગયો કે તરત તેનો હાથ તેના ગળા પર ઉંચકાયો. તેને લાગ્યું કે બોલવું અશક્ય છે. તેણે ફરી યત્ન કર્યો.

તેણે ધીમેથી કહ્યું, "તમે—" તેનો હાથ નીચે પડ્યો. તેને સ્વર સ્પષ્ટ થયો. "તમે તે રાતે પ્રતિમાના ઓરડામાં હતાં ?"

"હા." પૂર્ણિમાએ જવાબ આપ્યો. તેના સૂરમાં પણ તેના મુખ ઉપર દેખાતી પ્રતીક્ષાની છાયા હતી.

દારૂડિયા માફક તે ઉભો થયો. તેના ડાબા સ્કંધ ઉપર ભાર દઈ તેણે પોતાનો હાથ મૂક્યો. તેના ભાર નીચે તેની તળેનું ગરમ, નરમ માંસ ઘોચાયું તેમ છતાં તેણે તે હાથ ત્યાં જ રાખ્યો. એણે જરા એક બાજૂ નીચે વળી તેના તરફ જોયું. શરીરમાં મંદવાડ ભરાય તેમ તેના મનમાં વહેમ ભરાયો—પૂર્ણિમા માટે વહેમ.

તે તેના ઉપર ઝઝૂમી રહ્યો—જાણે કોઈ વિચિત્ર, અંધારી જગ્યા ઉપર કોઈ ટીંગાઈ ટીંગાઈ ને જુએ તેમ તે વધારે ઉંડો ઉંડો તેના ઉપર નજર કરતો ગયો. પૂર્ણિમાની આંખો મોટી, ફટાર વિકસી રહી. કંઈક વાતને છૂપાવવા બીજું જ પ્રતિબિમ્બ પાડતા એ અરીસા, મોટા આરસા હોય એવો તેને ક્ષણભર ખ્યાલ આવ્યો.

એ ખ્યાલથી તે રીબાવા માંડયો. તેને લાગ્યું કે જ્વાળાઓ તેની કરોડને સળગાવી રહી છે. પોતાનાં મગજ અને નયન પાછળ તેની સહસ્ર ફણાઓ તેને ડંખી રહી છે. પોતાની દ્રષ્ટિને ગૂંચવતી આ ફણાઓને નિવારવા તેણે પોતાનો હાથ ઉઠાવ્યો. તરત જ એ આરસાઓને જે સત્યથી પ્રકાશ મળતો હતો તે સત્ય તેને દેખાઈ ગયું. તેના ભારથી નમેલી પૂર્ણિમાને હજી પણ પકડી રાખી નિહાળતો તે જોતો જ રહ્યો.

છેવટે અવર્ણનીય છૂટકારાથી તે બોલ્યો: "પણ તમે—તે—ખૂન તો નથી કર્યું ને?"

તેણે તેના સ્કંધ પરથી માથું ઉંચક્યું અને એક પગલું પાછું લીધું. એમ કરતાં તેના ગુડા એકદમ ગળી ગયેલા લાગ્યા ને તે ધ્રૂજતો, ફિક્કો, હાંફતો ખુરશીમાં પડયો—દરેક દમ ખેંચતાં તેની છાતીના પડદા જાણે ચીરાતા ન હોય!

તે સીધી બેઠી. પોતાની લટો તેના સ્પર્શથી વીંખાઈ હતી તે સમી કરવા બંને હાથમાં લીધી. પાંપણો ઉંચી કરીને તેને નિરખવા લાગી. તેની નજરમાં પ્રશ્નો ભર્યા હતા.

"તમે કંઈ કહેતાં કેમ નથી?" તેણે પૂર્ણિમાને પૂછ્યું.

"મેં એટલા માટે કંઈ કહ્યું નથી," તેણે જવાબ દીધો, "કે ખરો ખુલાસો કર્યા વિના તમારી પોતાની મેળે જ હું નિર્દોષ છું એ તમારે જોઇ લેવું જોઈએ, એવી અપેક્ષા રાખવાનો મારો હક્ક છે."

આવેશનું વાદળ તેના ઉપર જેટલી ત્વરાથી ચડી આવ્યું હતું તેટલી જ ત્વરાથી તેની છેલ્લી રેખાઓ તેના પરથી ઉતરી ગઈ. તેની હમેશથી સ્પષ્ટતાથી તેનું મગજ હવે કામ કરવા માંડયું. તેને હવે પૂર્ણિમાના નિર્દોષ હોવા વિષે જરા પણ સંદેહ રહ્યો નહોતો. પણ હજી સાવચેત રહેવાની જરૂર હતી. તેના હૃદયમાં ઘંટનાદ થઈ રહ્યો—"સાવધાન!"

તેને કઈ રીતે મદદ કરવી તેનો તે વિચાર કરવા લાગ્યો. અસીલને કોઈ વકીલ જૂએ તેમ પૂર્ણિમાને તે જોવા માંડયો.

"જો મારી મદદ કંઈ પરિણામ લાવવાની હોય તો તમારે મને વધારે હકિકત કહેવી પડશે."

"તમારે શું જાણવું છે?"

એ પણ વકીલ પાસે અસીલ વર્તે તે માફક જ વર્તી રહી હતી. તેનો આત્મસંયમ માની ન શકાય તેવો અજબ હતો. પોતાને અત્યંત પ્રિય પોતે હાથમાં લીધેલું કામ કેમ પાર પડે એ જ એ જોઈ શકતી હતી. પોતે અત્યંત ભયમાં હતી એ વાત જાણે કે તે સાવ ભૂલી ગઈ હતી.

"પહેલાં તો—" કનકે પૂછ્યું, "પ્રતિમાના ઓરડામાં તમે કેટલીક વાર હતાં?"

તેણે જરા પણ વાર લગાડયા વિના કહ્યું: "મને લાગે છે કે હું બેત્રણ મિનિટ હોઈશ; ત્રણ તો બહુ. તેનું ખૂન થયા પછી—થયું કે તરત હું ત્યાં ગઈ હોઈશ."

તે પછીનો સવાલ પૂછવા માટે કનકે પોતનું મન અત્યંત કઠણ કર્યું: "ત્યાં બીજું કોણ હતું?"

"કોઈ નહિ."

"તમે કોઇને જોયું નહિ?—અને તમને કોઈએ દેખ્યાં નહોતાં?"

"સાચું!"

"તમે ત્યાં કેમ ગયાં હતાં?"

તેનું હાસ્ય કરૂણ હતું.

"મારાથી તે કહેવાય તેમ નથી."

તેણે તેને જવાબ સૂઝાડવા યત્ન કર્યો: "પણ તે અજાણતાં બન્યું હોય. તમે ભલતા જ ઓરડામાં જઈ પહોંચ્યાં હો!"

તેણે ડોકું ધુણાવ્યું. "ના, તેમ નથી. હું ત્યાં જાણી જોઇને જ ગઈ હતી."

"તમને તે મરી જાય તેવી ઇચ્છા હતી? તેનું કાસળ નીકળે તો ઠીક એમ મનમાં થયું હતું?"

"ના." તેણે હસીને ના પાડી અને કહ્યું: "પણ તેના મૃત્યુથી મને ફાયદો થાય તેમ તો હતું જ—રાવણપુરને પણ ફાયદો થાય તેમ હતું."

"તમે પોતે એને ઓળખતાં હતાં?"

"ના."

કંઇ સૂઝ પડતી નહોય તેમ તેની ભ્રમર ગુંથાઈ. "તમે બીજું વધારે શું કહી શકો એમ છો?"

"મને નથી લાગતું કે બીજું કંઈ કહેવાનું હોય." તે વિચારવા લાગી. ને તેણે છેલ્લો જવાબ આપ્યોઃ "હું દિલગીર છું, પણ આથી વધારે મારાથી કોઈ ને કંઈ કહી શકાય તેમ નથી."

"પણ તમે સમજતાં નથી," તેણે દલીલ કરી, "કે તમે મને વધારે કંઈ ન કહો તો પછી તમે કહેલું કશું ન કહ્યા બરાબર છે. હું ભૂતકઢા પાસે જઈને કહું: 'તમારૂં કહેવું સાચું છે. પૂર્ણિમાબાઈ થિયેટરમાંથી રાઘવાશ્રમમાં ગયાં હતાં. એ જ પેલી ભેદી કાળી સાડીવાળી બૈરી. એ રૂમાલ એનો જ હતો. તમારા સાક્ષીએ એને જ ખૂનના ઓરડા પાસે જોયાં હતાં. ખરેખર ખૂન થયા પછી બેત્રણ મિનિટ સુધી તે એ ઓરડામાં હતાં; પણ એ ગુન્હેગાર નથી. એ પ્રતિમાને ઓળખતાં યે નહોતાં. અને હું બધું કહી રહું પછી એ જવાબ દેશેઃ 'હાં, જી એવન ત્યાં હતાં એ તો હું સાબિત કરી શકું તેમ છું. એવન પોતે ગુનેહગાર નથી એ સાબિત કરવા દ્યો.'

"હું સમજી." તે કંટાળા સહિત બોલીઃ "અને હું એ સાબિત કરી શકું તેમ નથી."

"તો પછી" તેણે દલીલ કરીઃ "હવે છેવટની એક જ ચીઠી બાકી રહે છે—'તેરી બી ચૂપ, મેરી બી ચૂપ.' કંઇ કહેવાનું જ નહિ અને અત્યારે તથા કાલ રાતના આઠ વાગ્યા સુધીમાં શું થાય છે તે મને જોવા દ્યો."

*

તેના ગયા પછી તે સામી ભીંત ઉપર સ્થિર નજર નાખી ઘણીવાર બેસી રહી. પહેલાં તો તેના ચ્હેરા પર સ્થિર વિચાર સિવાય બીજું કશું જણાતું નહોતું. ધીરે ધીરે શોકછાયા તરવરતી દેખાઇ. તેમાં પરિતાપ મિશ્ર થતો જણાયો. જાણે કોઇ અદૃશ્ય પણ અનિવાર્ય આંગળીઓ તેનાં ગાત્રોને હાથમાં લઇ જુદા જુદા આકાર પાડતી ન હોય!

તેની આખી મુખમુદ્રા આખરે તેજહીન બની ગઇ. તેણે

પોતાના બંને હાથ મોં ઉપર ઢાંકયા અને ધ્રૂસ્કાં મૂકવા લાગી. તેની આંગળી સોંસરી આંસુની ધારા નીતરી રહી.

"અરે! તે માને છે!" તેણે વારંવાર પોતાના મનમાં કહેવા માંડયું: "તે મારામાં માને છે. અરે! શીદ એ મારામાં માને છે!"

અને પોતાના મનની કડવાશની એ પ્રશ્નાવલિ અર્થે તે ચોધાર આંસુ પાડી રોઇ રહી.

*

દોઢ કલાક પછી પૂર્ણિમાનો ટેલીફોન આવ્યો. તેણે એકદમ કનકનો અવાજ ઓળખ્યો.

"જરા ધ્યાન રાખીને સાંભળજો." તે બોલ્યો: "જીવસટોસટ-ની વાત છે. તમને યાદ છે—આપણા એક મિત્રને સોમવાર સુધીમાં રાવણપુર વિષે કેટલાંક કાગળિયાં મળવાનાં હતાં. એ કાગળિયાં આવ્યા પછી તમારે ત્યાં સંદેશ મોકલવાનો હતો."

"હા." તેણે જવાબ આપ્યો. કનકનો સ્વર ચિન્તા રહિત જણાતાં તે પણ ચિંતા મુકત બની.

"એ કાગળિયાં આવી ગયાં છે. આજે—અત્યારે આપણા મિત્રને તે મળી ગયાં છે; અને આપણે જે જોઇતું હતું તે જ થઇ રહ્યું છે. આપણે સહુ હમેશની જગ્યાએ કાલે બપોરે બાર વાગે મળવાના છીએ."

"ઉપકાર થયો." તે બોલી. તેનું હૃદય સહેજ ધબકી રહ્યું.

"પરમેશ્વરનો પાડ માનો."

એજ વખતે કંચન રતાળુવાળા બોરીબંદરને સ્ટેશને ગાડીમાંથી ઉતરી ટેકસીવાળાને રાઘવાશ્રમ તરફ હંકારવાનું કહી રહ્યો હતો.

## પ્રકરણ ૨૨ મું

### અપમાન

હેમીંગ્ટન રોડના મકાનની ઑફીસમાં રાઈવાળા, કનક અને વેલચંદ તેમના મહાન્ સાહસનો છેલ્લો અંક પૂરો થવાની રાહ જોતા બેઠા હતા.

"સેલું ને સુપરૂં" રાઈવાળા બોલ્યો. તે બધા કરતાં સ્થિરચિત્ત હતો. "સાલું એકડમ આવી લાગયું. ચાર મરદ ને એક ઓરટ આય રૂમમાં મલવાનાં ને એક કલાકમાં ટો મોટનાં હથિયાર, નાણાના ઢગલા લેઈને બસ જહાજ રસ્ટે પરવાનું! દરિયાને તલિયે એક વાયક ઝબકવાનું ને હજારોની રોજી પાયમાલીના ઘાટ ઘડાઇ જવાના! એક રાજા ભિખારી બનવાનો! એક ભિખારૂ રાજો થવાનો—ને ભરાયલી કેલીઓ મસમોટી ભરાવાની! સું—સાલું ગંજાવર—રાક્ષસી—"

વેલચંદે ઘડિયાળ જોઇ ખિસ્સામાં મૂકી. આજે તેની હમેશની અભેદ્ય શાંતિ ક્યાંક અદૃશ્ય થઇ ગઈ હતી. તે આમથી તેમ ફરતો હતો—બીડી પર બીડી સળગાવ્યે જતો. બીજાઓ માફક તેણે પણ કોટ ઉતારી ખુરશીની પીઠ ઉપર ટીંગાડયો હતો.

" અનુમલ કયાં છે ?" રાઈવાળાના ભભૂકા તરફ ધ્યાન ન આપતાં તેણે ગુસ્સાથી પૂછયું.

" એવન હવડાંજ આવી પુગસે." રાઇવાળા બોલ્યો: " એવનને સુરટ કોઇને ફોન કરવો હુતો તેથી જરા પછાડી રેહી ગિયા."

વેલચંદે બીડીના ધુમાડા કાઢવા માંડયા.

" સવા અગિયાર થયા છે." તે અધિરાઇથી બોલ્યો: " કયારે સાડાબાર થાય ને આ બધું પતી જાય!"

કનક હરખચંદની ખુરશીમાં પગ લટકતા રાખી બેઠો હતો. તેણે વેલચંદ સામે શુષ્કતાથી જોયું. પૂર્ણિમા તરફ તેની પ્રીતિ જેમ જેમ વધતી ગઈ હતી તેમ તેમ વેલચંદ તરફ તેને અણગમો ઉપજતો હતો. ભૂતકઢા તરફથી વેલચંદે પૂર્ણિમા ઉપર છૂપો હુમલો કર્યાના ખબર મળ્યા પછી આ અણગમો તેની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો.

એ રાવણપુરી કનક તરફ ફર્યો ને બોલ્યો: " કનક, બીજાનું તો ગમે તેમ—તું તો જાણે બરફનો કટકો."

" કેમ નહિ!" કનકે જવાબ દીધો. તે ખરેખર શાંત નહોતો. તેના તંતુએ તંતુ ધ્રૂજી રહ્યા હતા—તલપતા હતા.

વેલચંદ કઠોરતાથી હસ્યો.

" હાસ્તો—કેમ નહિ? ને હું પણ કેમ શાંત ન રહું ? મને ખબર પડતી નથી. બાજી સાવ આપણા હાથમાં છે. ઓકલાંડ સાહેબે તને સગરામસિંહને મંજૂર રાખવાનું વચન આપ્યું છે. રાઈવાળા પાસે અહીં નાણાં તૈયાર છે. પૂર્ણિમા ઈજારાના રૂક્કા લાવવાની છે. રસોઈ તૈયાર છે, ખાવા બેસવાની વાર છે. છતાં મને નીરાંત વળતી નથી. આ પ્રતિમાનું ખૂન કબાબમાં જબરી હડ્ડી થઈ પડી છે."

પોતે પીધેલી બીડીનું ઠુંઠું રાખની રકાબીમાં દાબી, નવી બીડી સળગાવી તે બોલ્યો, " મને પકડવાની તેની ધમકીથી હું બીતો નથી. એ તો નરી બેવકુફી છે." તેના હાસ્યમાં તિરસ્કારયુક્ત

હાંસી હતી. “ તેને ખબર છે કે તેની પાસે ઉભું રહેવા પુરતો પુરાવો જ નથી—એ ઘડીવાર પણ ટકી શકે તેમ નથી. જો એ મને પકડશે તો— ” તેણે ફુત્કાર કર્યો– “ તેને ફક્ત તે માટે માફી માગવાનો લ્હાવો લેવો પડશે. ”

વેલચંદની આ ચિંતાથી કનક વિચારમાં પડયો: “ પોતાનો ભય દબાવવાને આ માણસ બોલબોલ કરે છે કે શું ? ”

તેણે સૌ સાંભળે તેમ કહ્યું: “ વેલચંદ, તમારી પેઠે મારૂં પણ માનવું છે કે એ તેવું પગલું ભરી નહિ શકે. અમે બંને આજે સાંજે ચાર વાગે આ બાબતમાં મળવાના છીએ. ”

વેલચંદે ચપટી વગાડી. “ આ પૂર્ણિમાએ બેવકુફી નહિ કરી હોત તો આ ગોટાળામાં આપણે કોઈ સપડાત નહિ. ”

કનક ગુસ્સાથી ભભૂકી ઉઠયો. “ એમાં એ શું કરે ? ” તેણે સામો જવાબ દીધો. વેલચંદ ઉપર સીધી, ઠંડી બરફ જેવી નજર નાખી.

“ નહિ ! ” વેલચંદ અપમાન લાગે તેવી રીતે તાડુકયો: “ કનક, તારી પાસેથી અમે જે મદદની આશા રાખી હતી તે મદદ અમને છેલ્લા અઠવાડિયામાં મળી નથી. અને તેનું કારણ બીજું કંઈ નહિ પણ તારી પૂર્ણિમા વિષેની ફિકર. મારી સાથે કામ કરવાને બદલે તેં એના પગ ચાટવા સિવાય, એની સાડીના પાલવને ટીંગાઇ ઘસડાયા વિના બીજું કાંઈ કર્યું છે ?—જાણે કેમ તેના પ્રેમપાશમાં પડયો ન હો ! ” તેના શબ્દ અને વર્તનમાં કનક પ્રત્યે ઠપકો નહોતો, પણ પૂર્ણિમા પ્રત્યે ગુસ્સો હતો. એ છેલ્લા છ દિવસમાં તેનાથી તદ્દન સ્વતંત્રરીતે કામ કરી રહી હતી તેથી ઉપજતો ક્રોધ ભારી રાખેલા અગ્નિ પેઠે અત્યારે ભભૂકી નીકળ્યો હતો.

પોતાના પગ જમીન ઉપર ટેકવી કનકે ચેતવણી આપી: “ ફરી આવું નહિ બોલતા હો ! ”

વેલચંદે ખભ્ભા મરડયા. “ નહિ બોલું ! ” તેણે સ્વીકાર્યું:

"કારણ કે એના જેવી અજબ આના પ્રેમમાં પડવા જેવી મૂર્ખાઈ તું તો નહિ જ કરે."

કનક ઉભો થઈ ગયો. "એના જેવી!" તે ફરી બોલતાં તેની આંખમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા.

રાઇવાળા વચ્ચે પડી બોલ્યો: "ધનંતરનો ધનુરો' આય નિસાલિયાની દીવાલી જેવું સું કરવા લાગિયા ચ! છાના મરો— આય મારા ખિસ્સામાં—"

"ચૂપ, મિ. રાઇવાળા." કનકે તેને અટકાવ્યો.

"આ નાટકની કંઈ જરૂર નથી." વેલચંદ બેદરકારીથી હસીને બોલ્યો: "કનક, તને ખબર ન હોય તો તારા હિત ખાતર તને હું આ વાત કહું છું. મને પૂરેપૂરા–પાકકા ખબર છે કે આ જ પૂર્ણિમાએ દોઢ વરસ પહેલાં સમરામસિંહની સેવા બજાવી, શરતના મેદાનના રસ્તા પર તેને માટે ખાસ એક બંગલો રાખવામાં આવ્યો હતો, અને તેણે પલંગની નોકરી—"

"પલંગની નોકરી—પલંગની!" કનક છરી જેવી કાતિલ નજરે વેલચંદ તરફ જોઈ બોલ્યો.

"હા–હા—પલંગની." વેલચંદે પોલાદની તિજોરી ઉપર હાથ ટેકવી જવાબ દીધો.

"બરાબર—દીવા જેવું."

"તો" કનક દાંત કચકચાવી બોલ્યો: "એ દીવા બૂઝાવી નાખ!"

કનકે એક છલંગ મારી વેલચંદને ગળેથી પકડયો.

"બાયલા—નામર્દ—કુ—"

પણ એ રાવણપુરનો મહાજન મુક્કાબાજી કરી જાણતો નહોતો. કનકના ક્રોધની જવાળા આટલી બધી સખત કેમ બની હશે તે તેની સમજમાં ન આવ્યું.

કનકનો હાથ પોતાના હાથવતી છોડાવવા યત્ન કરતાં એ તેને સમજાવવા લાગ્યો: " બેવકુફ ન બન, કનક—"

કનકે તેને તિજોરી ઉપર નમાવ્યો.

" બેવકુફ તો તું બનીશ—જો તારા એ હિચકારા જૂઠાણાનો એકે એક અક્ષર અત્યારે ને અત્યારે પાછો નહિ ખેંચી લે તો–" કનકે કહ્યું.

વેલચંદનો ચ્હેરો લાલચોળ થઈ ગયો. " હું પાછો નહિ ખેંચું." તે માંડ માંડ બોલ્યો: " એ વાત અક્ષરે અક્ષર સાચી છે. તને તેની ખબર હોવી જોઈએ."

રાઇવાળાએ કનકનો જમણો હાથ વેલચંદને છોડાવવા માટે પકડી લીધો. કનકે જોરથી તેને દિવાલ તરફ ફંટોળ્યો. પૂર્ણિમાનું અપમાન ફરીવાર બોલાતાં તે મગજ ખોઈ બેઠો હતો; અને એ રાવણપુરીને બિલાડી ઉંદરને ધ્રૂજાવે તેમ ધ્રૂજાવી રહ્યો હતો.

પણ વેલચંદેય સાવ હિચકારો નહોતો. તેણે એક બાજૂ ખેંચાઇ ડૂબકી મારી અને તે કનકના હાથમાંથી છટકી ગયો. પછી તેણે કનકના લમણા ઉપર એક તિરછો મુકકો લગાવ્યો. કનક તેને સામો મુકકો મારવા આંગળાં ઉપર ઉભો થયો. તેવામાં રાઇવાળાએ ફરીથી તેનો હાથ પકડી લીધો.

આ ક્ષણે તેમણે બધાએ પૂર્ણિમાનો સાદ સાંભળ્યો. ઉઘાડા બારણા વચ્ચે પ્રવેશી તે બોલી: " ગૃહસ્થો, અંદર આવી શકું છું કે ?"

તેના સામાન્ય વાતચીત જેવા અવાજથી ઉચ્ચારાયેલા શબ્દોથી સહુ સ્તબ્ધ થઈ ગયા. ક્ષણભર ઠરી ગયેલા હોય તેમ તેઓ જે સ્થિતિમાં હતા તે જ સ્થિતિમાં ઉભા રહ્યા: માથે ઝઝૂમતો મૂકકો નિવારવા માટે ઉંચા કરેલા હાથ સહિત છલાંગ મારવા તૈયાર થતો વેલચંદ, ઉગામેલા મુક્કાવાળો કનક અને તેની કોણી પકડી તેને ખેંચતો —રોકતો રાઇવાળા.

કનકે પોતાનો હાથ રાઇવાળાના હાથમાંથી ખેંચી લીધો અને પૂર્ણિમાને નમન કર્યું. વેલચંદ સ્વસ્થ થઈ ગયો. તેણે પોતાનો કોલર સમો કર્યો, અને લીલા ઝેર જેવા ફિક્કા ચ્હેરે તેણે પણ તેને નમન કર્યું. રાઇવાળા તેના તરફ ફરી તાકવા લાગ્યો.

"મેં ઘંટડી વગાડી," તે બોલી; "પણ કંઈ જવાબ ન મળવાથી" તેણે ખુલાસો કર્યો–"મને લાગ્યું કે આજે નોકરોને રજા મળી હશે. જો હરકત નહોય તો મારે કનકરાયને જરા એકલાં મળવું છે."

માફી માગવા જેવું કાંઇક બોલી વેલચંદે કોટ પહેર્યો અને બહાર ચાલ્યો ગયો. રાઇવાળા પણ પાછળ ગયો. હાંફી રહેલા, વિખરાયેલા વાળવાળા કનકે તેને માટે વેલચંદની ફરતી ખુરશી આગળ ખેંચી; અને પૂર્ણિમા વાતચીત શરૂ કરે, તેની રાહ જોવા લાગ્યો.

કનકના ડાબા લમણા પર લાલચોળ ઢીમણું ઉઠી આવ્યું હતું. વેલચંદની તિરછી મૂઠ્ઠીએ એ પરિણામ નિપજાવ્યું હતું.

કનક ધારે તો પૂર્ણિમાનો હાથ પકડી શકે તેટલી તે નજીક આવી બોલી: "એક કલાક પૂરો થયા પહેલાં તો હું તમારી જીંદગીના ક્ષેત્રની બહાર નીકળી ગઇ હોઇશ. તમે મને સંભારશો ય નહિ, અને તેથી તમને દુઃખ પણ થશે નહિ."

સવિશ્રમ્ભ–સસ્મિત તે બોલ્યો: "એમાં પ્રશ્ન જ ક્યાં રહ્યો છે?"

અત્યંત શોચથી ભરપૂર નયનો ઉઠાવીને તે બોલી: "તમે ભૂલ કરો છો. પણ હવે અત્યારે તમે મારે વિષે જે કંઇ જાણવાના છો તેથી તમને એટલો આઘાત થશે કે એક સ્ત્રી તરીકે તે આઘાત જેટલો નરમ થાય તેટલો નરમ પાડવા હું ઇચ્છી રહી છું. મારી પોતાની જીભે તમને મેં તમારો—તમારો કેવી રીતે ઉપયોગ કર્યો છે તે કહેવા ઇચ્છું છું. મારા કરતાં તે ઘણાજ બળવાન હોવા છતાં મેં તેમના સામે ઝુંબેશ ઝીલી છે, એ તમને સમજાવવા માગું છું."

## પ્રકરણ ૨૩ મું

# હું તો આ જાતની સ્ત્રી છું



"હું તમને ઓળખું છું." તેણે મૃદુ હઠ દેખાડતાં કહ્યું. ગણેશખીંડનો વેલચંદે કહેલો કિસ્સો તેને સહેજ યાદ આવ્યો, પણ તેણે તેને જરાય વજન ન આપ્યું. એ ક્ષણે પૂર્ણિમા કલંકિત હોય એવું માનવાની પોતાની અશક્તિમાં એ હર્ષોન્મત્ત હતો. તેણે કહ્યું: "હું તમને ઓળખું છું."

"તમે તમને પોતાને કેવી રીતે બદલી શકો?" તેણે હઠ ન છોડતાં પૂછ્યું. નરી સુંદરતા અને તેજમાંથી તમે શાહુર છાયા શી રીતે નિપજાવી શકો?"

પોતાની નિર્નિમેષ આંખો તેની આંખો સાથે મેળવીને તે બોલી: "હું તમને સાચેસાચી વાત સમજાવવા ઇચ્છું છું. હું જેવી છું તેવી જ મને જાણી લ્યો. તમે મારા પર જ્યારે સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો અને મદદ કરી ત્યારે મેં તમને છેતરીને તમારો લાભ લીધો.

જ્યારે મને તે રાતે આ તિજોરી પાસે તમે જોઈ તે રાતે જે કવર હું લેવા આવી હતી તે કવર મારા હાથમાં હતું."

તેણે હાથ લંબાવી મેજ પર પડેલા મોતીથી ભરેલા પોતાના બટવાને સ્પર્શ કર્યો.

"એ કવર અત્યારે આ બટવામાં છે. મેં મારી વીજળીની મસાલ બૂઝાવી અને તમે ઓરડાની બત્તીની ચાંપ ઉઘાડી તે દરમ્યાન થયેલા અંધારામાં મેં આ ટેબલ પરથી પેન્સીલ ઉપાડી આગળ ઉપર ઓળખી શકાય તે માટે આ કવર ઉપર એક નિશાની કરી રાખી. હું આ ઓરડો છોડીને ચાલી ગઈ ત્યારે તમે એમ સમજતા હતા કે તમે મને તિજોરી તોડતાં બચાવી લીધી છે. પણ ખરેખર તો મેં તિજોરી તોડવા માટે રસ્તો સાફ કરી રાખ્યો હતો. જે પળે તમે મારા માટે જાનિસાર થઈ ચૂક્યા તે જ પળે હું તેને માટે તદ્દન નાલાયક નિવડી."

તે અવાક્ ઉભો રહ્યો—વધારે સાંભળવા ઉત્સુક થયો. તેના ચ્હેરા પર પૂર્ણિમા પ્રત્યે નિશ્ચલછાય શ્રદ્ધા રમ્યા કરતી હતી.

પૂર્ણિમાએ મેજ પરથી એક વજનદાર આંકણી લીધી હતી તેના ઉપર તે હાથ વાળી રહી હતી—ઉછાળતી હતી.

હિંમતભર્યા કરૂણ સ્મિતથી તે બોલવા લાગી: "થોડા દહાડા પહેલાં તમે મને કહ્યું હતું કે આવી આંતર સંસ્થાનીય ખટપટમાં ભાગ લેતી બીજી સ્ત્રીઓ જેવી હું નથી એમ તમને ખબર છે. તમે કહેલું કે એ સ્ત્રીઓ માણસોને મોહપાશમાં ફસાવી તેમનાં રહસ્યોની ચોરી કરતી હોય છે. તેઓ અનાચારી પ્રયોગો અજમાવતી રહે છે, અશ્લીલ પ્રલોભનોથી મોહ પમાડે છે, અને હું તેમ કરૂં તેવી નથી. પણ આ કવર મેળવવા માટે મેં એક માણસ પર—એક હલકા, અધમ માણસ પર—મોહજાળ નાખી, મેં તેના ઉપર 'અનાચારી પ્રયોગોથી'—'અશ્લીલ પ્રયોગથી'—હલ્લો કર્યો. તેના જેવા જાન-

વરને અસર થાય તેવી રીતે મેં તેને લલચાવ્યો. મેં—" તે એકાએક અટકી, કંપી. તેની પાંપણો નીચી નમી. તેનાં નયનો તેની સામેથી તીરછાયાં. "—તમે સમજી શકશો."

હરખચંદ તિજોરીને અડકયો હતો એવો વેલચંદનો વહેમ તેને યાદ આવ્યો. એ માણસનો પાશવી, વિષયી ચ્હેરો તેની નજર સામે ખડો થયો. તેણે અનુમાનથી હકિકત જાણી લીધી.

"પણ છેવટે" તેણે દાબી ન શકાય તેવી આતુરતાથી કહ્યું: "તમે આગળ વધી ન શકયાં, ખરૂં ને? તમારા અત્યંત કલ્યાણ-કારી કાર્યને માટે પણ એ કિંમત વધારે પડતી લાગી નહિ? બોલો."

કનકમાં કંઇક એવું હતું. શંકા માત્રથી તે એટલો દૂર હતો કે પૂર્ણિમાને તેથી જ ભય લાગ્યો. તેને પોતાની જ નબળાઈની બ્હીક લાગી.

"અરે! તમને હજી મારામાં શ્રદ્ધા છે!" કનક સમજી ન શકે એવા આવેશથી તે બોલી: "પણ આ બધી તો ફક્ત નાની વિગતો છે. તમે મને જેવી ધારો છો તેવી હું નથી, એ સાબીત કરવા માટે મેં તમને આ બધું કહી બતાવ્યું છે. પણ મૂળ વાત તો એ છે કે જગતમાં ભાગ્યે જ કોઈ સ્રીને મળે તેવી મૈત્રી તમે મને આપી છે, અને—"

"મૈત્રી?" આ શબ્દને કંઈ નવો, અજબ અર્થ અર્પતાં તે બોલી ઉઠયો.

"અને મેં તેનો શરમ ભરેલી રીતે ઉપયોગ કર્યો છે." આત્મ તિરસ્કાર વર્ષાવતી તે બોલી: "અને હવે તમને એથી દુઃખ પડવાનું છે—ભયંકર દુઃખ પડવાનું છે." હાથમાંની આંકણી દાબી બંને હાથ ટેબલ પર પછાડી તેણે કહ્યું: "જ્યાં મારે મજબૂત થવું જોઈતું હતું ત્યાં હું નબળી પડી છું, અને તમારે તેના ભોગ થવું પડશે. ગયે સોમવારે સવારે જ્યારે તમે બધું જોખમ વ્હોરી લેવાની અને કામ કરવાની મારી પાસે માગણી કરી—એ માગણીની

ખરી ભયંકરતા તમારી જાણમાં નહોતી—ત્યારે મેં તમને કહ્યું હતું કે મને આ બાજીમાં રમતનો શોખ પૂરો કરવા ખાતર ખેલવાનું છે. મેં કહ્યું: 'મારે મારા હાથમાં જીવનનો રસ, જીંદગીના પાસા રાખવા છે.' અને હું—"

નીચે અનુમલ કોઈને કહેતો સંભળાયો: "પણ એને શા માટે નથી કહેતા કે આ પણ અહીં રાહ જોતો બેઠો છે."

કનકે હાથ હલાવ્યો. "ભલે બેઠો."

તેણે આંકણી છોડી દીધી. બે હાથ પહોળા કરી મેજની કોર પકડી અને પછી વધારે અક્કડ બની.—જાણે સ્વાભિમાનની મૂર્તિ!

"પણ હકિકતમાં એ સાચું નથી. સાચી વાત તો એ છે કે હું રાવણપુરની છું—રાવણપુરને અર્પણ થઈ ચૂકી છું, અને હું અહીં એ મારી જન્મભૂમિની સેવા કરવા માટે જ આવી છું. કોઈ માણસ, કે કોઈ પક્ષ માટે નહિ, પણ રાવણપુર માટે, રાવણપુરની આમ જનતા માટે અહીં આ કાર્ય પાર ઉતારવાના મેં સોગંદ લીધા છે. કદાચ તમે સમજી ન શકો તેવી રીતે હું રાવણપુરને–તેની આમ જનતાને ચાહું છું. મારા ભાઈએ મને તેમને ચ્હાતાં, તેમની દયા ખાતાં શીખવ્યું છે. તેણે મને તેમનો ઈતિહાસ શીખવ્યો, તેમનાં દુઃખો દેખાડયાં, તેમના બોજાઓ બતાવ્યા. તેમની સેવા એ મારો ધર્મ બન્યો—મારો ધર્મ છે. એમને મદદ કરી શકવાની સ્થિતિમાં હોવું અને મદદ કરવાની ના પાડવી એ અક્ષમ્ય પાપ છે, એવું એણે મારા આત્માની રગેરગમાં ઉતાર્યું."

"હું એ સમજી શકું છું." તેને પ્રોત્સાહન આપવા કનકે વચ્ચે જ કહ્યું.

"બની શકે," તેણે કબૂલ કર્યું, "પણ તમે એ જનતાને હું જે રીતે ઓળખું છું તે રીતે ઓળખતા નથી. હું અને મારા ભાઈ એમનાં થોડાં શહેરોમાં જ નહિ, પણ અંદરના ભાગમાં–ગામડાં-

ઓમાં પણ ભમ્યાં છીએ. એ લોકો અજ્ઞાનાંધ છે. ડુંગરાની ધારોમાં, વગડામાં, રેગ્બરની જમીનવાળા ભાગમાં એ લોકો ઢોરની માફક જીંદગી ગૂંજારે છે; ચીંથરેહાલ, નાગાપૂગા આયુષ્ય વીતાવે છે. તેમનાં ગામડાંની શેરીએ શેરીએ ઘાસ ઉગી જાય છે. ઘરડા, જુવાન, ખાસ કરી જુવાન અને બાળક રોગ અને ગંદકીથી બણબણતી માખીઓ માફક મૃત્યુ પામે છે."

તેનો સ્વર રૂંધાઈ ગયો—તેની આંખોમાં ઝાંખપ આવી. તેના આવેશભારમાં તે જાણે એ લોકોના જખ્મો જોતી હોય, તેમને પાટા પીંડી કરતી હોય, એમ દેખાઈ રહ્યું.

"એક બાજૂ રોગ અને ગરીબી એ અસહાય લોકોને ગુંગળાવી મારી રહ્યાં છે. બીજી બાજૂ રસકસવાળી ધરતીમાં—હાથ લંબાવી લઈ લેવાય તેમ—અઢળક મિલ્કત પડેલી છે. એનું એ બિચારી રૈયતને જ્ઞાન નથી—આશા નથી. તેમનાં બાળકોને વારસામાં કરજ અને વેઠ મળે છે. હરામખોરો અને લૂંટારાઓ, દરબારો અને અમલદારોનાં ઉપરૂપ ધારણ કરી તેમને લૂંટતા, મારી નાખતા, નખથી પણ નાના કરતા આવ્યા છે. તેમના તરફથી રૈયતને કશું મળ્યું નથી; અને તેમના માટે કંઈક કરી શકવાની તક આજે મારા હાથમાં આવી છે. તેમને સ્થિર વહિવટ, નિશાળો, દવાખાના, દવા વગેરે આપવાની; વેપાર, વેપારીઓના પગથી ઘસાઈ સાફ રહેતા રસ્તા, ઉદ્યમ, ધંધો, પાણી, રોજગાર, સુખ, સમૃદ્ધિ-સ્વાભિમાન અર્પવાની તક મને સાંપડી છે. અને મેં એ તક ઝડપી છે. મારા મનમાં થયું, અંતે, વખત આવ્યો છે. હું સ્ત્રી માત્ર—તેમની ભાગ્ય સમૃદ્ધિમાં મારો ફાળો જરૂર આપું ! એ આપી દેવા ઈશ્વર મને બળ, બુદ્ધિ અને હિંમત આપશે, અને હું—"

"એ જ તમારૂં સાચું સ્વરૂપ—એ જ તમે—પૂર્ણિમા !" કનક બોલી ઉઠ્યો.

જે ઉત્સાહથી તે બોલી રહી હતી તે જ ઉત્સાહથી તેનાં સ્વપ્નાં કનક પણ જોઈ રહ્યો હતો.

"મેં તેના ઉપર મારૂં સમસ્ત અર્પણ કરી દીધું હોત." તે બોલી, "હું એ વેદી ઉપર હોમાઈ ગઈ છું, પણ મેં તમને ય તેમાં હોમ્યા છે. તમે આ ઓરડામાંથી બહાર હોમાઈ જવા માટે નીકળવાના છો."

તે શું કહેવા માગતી હતી તે સમજાયું નહિ, તેથી કનક ક્ષણ-ભર તો મૂઢ જેવો બની ગયો. તે એટલો બધો પરવશ બન્યો કે તેણે ભાખેલું ભવિષ્ય શું સૂચવતું હતું તેનો સાર શોધવાનો યત્ન પણ થઈ શકે તેમ નહોતું.

તેનો ઉત્સાહ અદૃશ્ય થયો. તેના ખભ્ભા નીચે પડયા, અને તે બોલીઃ "હું વિજય પામું છું, તમે જમીનદોસ્ત થાઓ છો." ઉગ્ર શોકાર્તતાથી તે રડી ઉઠી. "તમને ચેતવણી આપવા રહી હોત, તમને છૂટી જવાની બારી બતાવવા રહી હોત, તો હું ફાવત નહિ."

પૂર્ણિમાને શાંત પાડવા તે આગળ આવ્યો અને તેનો હાથ પકડી મૃદુ સ્વરે બોલ્યોઃ "તમે શું કહો છો તે સમજાતું નથી. મને હોમી દીધો એટલે શું?"

"હવે થોડી વારમાં જ સમજાશે." તેણે પોતાનો હાથ પકડાયો છે તે જોયા વિના તથા દરકાર કર્યા વિના જ કહ્યુંઃ "જો મારાથી બનત તો તમને હોમી ન દેત, એ પણ તમે જોઈ શકશો. પ્રભો!" હિંમત હારી જતાં તે બોલીઃ "મેં કેટલી કેટલી યાતનાઓ સહન કરી છે! એ માટે મને અમાપ દુઃખ, નિરંતર શોક રહ્યા કરશે. અને તેનું કારણ એ જ કે તમે મારી પ્રત્યે ઘણી સુંદર રીતે વર્તતા આવ્યા છો; મારી સહિસલામતી માટે કાળજી ધરાવતા આવ્યા છો." તે જરા કઠોરતાથી હસી.

"જે વખતે તમારી પાયમાલી હું બિલ્કુલ બિનઅંદેશ કર્યે જતી હતી તે વખતે તમે મારી સહિસલામતી જાળવવાના યત્ન કરતા હતા. પણ મેં સ્વચ્છંદતાથી તમારી પાસેથી જે કંઈ લીધું

તે કચડી માર્યું નથી, એટલું જ તમને હું સમજાવવા માગું છું: એટલું જ તમે સમજજો. તમે યાદ રાખજો કે મારાથી બન્યું તેટલે સુધી મેં તમને ચેતાવ્યા હતા. પણ તમે એટલા મર્દ છો—" કહી પૂર્ણિમા આગળ કહેવા લાગી: "કે તમે એ ચેતવણીનો અર્થ સુદ્ધાં સમજવાની તસ્દી લીધી નહિ. મને તમે કેટલી શ્રદ્ધા અર્પી હતી, એ મારા જાણવામાં આવ્યું કે તરત મેં આ વાત બંધ કરી—તમારા સૌહાર્દનો ઉપયોગ બંધ કર્યો, તમારા હૃદયનું અમૃત ચૂસી લેવાનું બંધ કર્યું."

તે તેના તરફ નીચો નમ્યો. તેની આંખમાં કોઈ અદ્‌ભુત સુખનું એક જ્યોતિકિરણ ચમક્યું.

"તમે મારે માટે એટલી બધી દરકાર રાખો છો?" તેણે પૂછ્યું, "અત્યારે?"

પૂર્ણિમા હસી પડી. તેના હાસ્યમાં મૃદુ પીડા હતી: કઠોરતા નહોતી. તે બોલી. "મેં તમને મારામાં શ્રદ્ધા ધરાવતા અટકાવવા કોશીશ કરી હતી."

"પણ હવે તમને મારી એટલી દરકાર છે?" તેણે પૂછ્યું.

અત્યંત અચકાતા હળવા સ્વરથી તે બોલી: "હોત—હોય!" તેનું હૃદય હળવું થયું.

"તમને મારે માટે શી બ્હીક લાગે છે? તમારા ધારવા પ્રમાણે તમે મને શું નુકશાન કરી નાખ્યું છે?"

"મેં તમને ઉઘાડા પાડી દીધા છે." તેની સામે ભય ભરેલી નજરે જોતાં તે બોલી.

અશ્રદ્ધા, વિસ્મયથી તે બોલ્યો: "મને ઉઘાડો પાડ્યો છે? ને તમે રાવણપુરને આટલું ચ્હાતાં છતાં? એ કેમ બને?"

"હું તમને કહી ચૂકી છું." તે હઠીલાઈથી બોલી અને ડુસકું

ભરાઈ ન જાય તે માટે મોં સખત રીતે બીડી રાખ્યું. "હું રાવણ-પુરને ચ્હાઉં છું માટે તેમ કર્યું."

તેને અંતે સાચી હકિકતની કંઈક ઝાંખી થઈ. તેની આંખમાં હવે જ કંઈક અર્થ ઉત્પન્ન થયો; પણ તે પૂર્ણિમા સમજી ન શકી. તેમાં અનિવારિત ભય, અચંબો અને અવિશ્વાસ ભર્યાં હતાં.

"એટલે—"

તે એકાએક અટક્યો અને જોરથી ઉઘાડા થઈ ગયેલા બારણા તરફ ફર્યો. અનુમલ ત્યાં ઉભો હતો.

"માફ કરજો, પૂરણીમા બૂન–" મારવાડી બોલ્યો; "પણ વેલચંદ કહે છે કે અમે સહુ તમારી રાહ દેખતો બેઠો છે."

"અનુમલજી. એક જરાક વાર–" તેણે અવિવેકથી તેને ચાલ્યા જવાનું સૂચવવા તેના તરફ પીઠ ફેરવી.

"ના" બંને પુરૂષો સાંભળે તેવી રીતે સ્વરમાં ચોકખી અંતિમતા ભરી તે બોલી, "આપણે હવે ઉપર જ જઇએ."

આમ કહેતાં તેણે જે બળ વાપર્યું તેથી તેનું સ્ત્રીત્વ દબાઈ ગયું–તે સામર્થ્યની પ્રતિમા બની ગઇ. કોઈ પત્થરની દિવાલ ઉપરથી હમણાં જ દ્રાક્ષના વેલા કાઢી નાખવામાં આવ્યા હોય તેવી તે કનકને મન દેખાઈ. તેણે પોતાનો બટવો લઈ લીધો અને જે ખંડમાં તેણે પીડા સહન કરી હતી અને યાતના ગુજારી હતી તે ખંડની તમામ વિગત ધ્યાનમાં લેતી હોય તેમ ચોતરફ નજર ફેરવવા લાગી.

કનક તેના આગળ થવાની રાહ જોતો ઉભો રહ્યો. ફિક્કી પણ શાંત, સ્થિર, રીતસરની શક્તિનું દર્શન કરાવતી તે આગળ થઇ–બહાર નીકળી ગઈ.

અનુમલ નીચે રસ્તા પરનો દરવાજો બંધ છે કે નહિ તે જોવા ગયો. કનક પોતાને માટે નહિ પણ તેને માટે ભય ધરાવતો તેની

પાછળ પાછળ સીડી ચડવા લાગ્યો, ને બડબડયો: "નહિ, નહિ, એમ ન હોય ! તેનું કહેવું એવું નહોતું."

જે ક્ષણે પૂર્ણિમા લેમીંગ્ટનરોડ ઉપરના મકાનને બીજે મજલે ઓશરીમાં ગઇ તે વખતે હરખચંદ તેને બંગલે ગયો હતો. ત્યાંથી નીકળી તે સેન્ડહર્સ્ટરોડ પર ચાલવા લાગ્યો. તે લેમીંગ્ટનરોડના નાકા પર પહોંચે તેટલામાં વેલચંદના ઘરમાંથી ન દેખાય તેમ ઉભો રહેલો ભૂતકઢા ખૂણામાંથી બહાર નીકળી તેને મળવા આગળ વધ્યો.

"ટમો જરા જલડી આવ્યા," ભૂતકઢા બોલ્યો, "પન ટેનું કંઇ નહિ!"

હરખચંદ બહાવરો લાગતો હતો, તેની આંખોમાં ગભરાટ ભર્યો હતો. તે વારે વારે પોતાનો નીચલો હોઠ કરડતો હતો. તેના હાથ તેના ખિસ્સામાં નહોય ત્યારે આમ તેમ મરડાયા કરતા હતા.

"કેટલોક વખત લાગશે?" તેણે ખીજવાટથી પૂછ્યું.

"થોડીક મિનિટમાં જ પટી જવાનું." ભૂતકઢાએ જવાબ દીધો. "તમુને હું જે કાગજ બટાવું તે મી. વેલચંડે પોતાના ડસ્કટમાં લખેલા છે, એવું તમો સાબિટ કરજો, અને બાકીનું બઢું હું ફેરી લેવસ. તમુને ગઇ રાત્રે જે આડમીએ નાલિયેર પકરાવિયું તેને માટે આટલું કરવાનું તમુને અઘરૂં નહિ લાગે—કેમ, ખરૂં ને!"

હરખચંદે ઝેરી ગાળ દીધી: "મેં તેને કહ્યું કે હું જોઇ લઇશ." તેણે કહ્યું ને પછી ફરીથી તેણે અપશબ્દો ઉચ્ચાર્યા: "એને અને એ સિવાયનાને પણ—"

ભૂતકઢા તેને ધ્યાનપૂર્વક જોવા લાગ્યો.

"કંઈ અટેરૂં નહિ કરી બેસતા સમજ્યાંને બાવા." તેણે તેને સૂચના આપી: "આય કાગજ ઓલખવા સિવાય બીજું કંઈ બી નહિ કરતા."

હરખચંદે એ સૂચનાનો પ્રત્યુત્તર જ ન આપ્યો.

"ઓલી બાઈ અત્યારે તેમની સાથે મકાનમાં છે." તેણે ભૂતકઢાને જણાવ્યું. કડકડતી ઠંડીમાં ધ્રૂજારીને ખાળવાની મહેનત કરતા માણસની પેઠે તેણે બંને ખભ્ભા સંકોર્યા.

ભૂતકઢા તેને છૂપી રીતે અવલોકી રહ્યો હતો. તેણે તેને આગળ ચાલવાનું કહી દીધું.

તેઓ લેમીંગ્ટનરોડ પર વેલચંદના ઘર સુધી ગયા. પગથિયાં ચડી આગળના દરવાજા પર આવ્યા અને જરા પણ અવાજ થવા ન પામે તેની સાવધાની રાખી. પછી હરખચંદે ખિસ્સામાંથી ચાવી કાઢી અને કળમાં નાખી.

"હવે જરા ઠોભજો." ભૂતકઢાએ ચેતવણી આપી.

તેઓ અંદર પેઠા. ભૂતકઢાએ બારણું લગભગ બંધ કરીને બિલકુલ અવાજ કર્યા વિના દિવાનખાના તરફ પગલાં ઉપાડયાં.

ત્રણ મિનિટ પછી કંચન રતાળુવાળા લેમીંગ્ટનરોડ પર થઈને ઘરમાં પેઠો અને હરખચંદ ન દેખે કે અવાજ ન થાય તેમ આંગળી ઉપર ચાલી ઓફીસમાં છૂપાયો. જ્યારે રતાળુવાળા અંદર પ્રવેશે ત્યારે હરખચંદ ઘરની પાછળનો ભાગ જોતો હોય તેવી ભૂતકઢાએ ગોઠવણ કરી હતી.



## પ્રકરણ ૨૪ મું

# બીજે મજલે

પૂર્ણિમા પરસાળમાં આવી કે વેલચંદ અને રાઈવાળા બંને લાંબા મેજની બંને બાજૂએ બેઠા હતા તે ઉભા થઈ ગયા. રાઈવાળાના મુખ ઉપર વિજયવંત અપેક્ષાની આશા ઝબકતી હતી. વેલચંદ બહારથી તદ્દન શાંત હતો. તેનાં કપડાં સ્વસ્થ કનકના હુમલાના ચિન્હ રહિત, કરચોલી વિનાનાં હતાં; ફક્ત તેની ઝીણી આંખો અને આગળ નીકળી આવતું નીચલું જડબું તેના ધૂંધવાઈ રહેલા ક્રોધની સૂચના આપતાં હતાં.

ઓફીસમાં જેમની વાતચીત તેણે અટકાવી હતી, તેમના ગાંભીર્યની છાપ અનુમલના ચ્હેરા પર દેખાતી હતી. તે મકાનમાં દાખલ થયો ત્યારે સર્વથા સંતુષ્ટ હતો. રાઈવાળા પેઠે તેને પણ તરત પતાવટ થઈ જાય એવી આશા હતી, પણ અત્યારે તેના મનમાં ફિકર પેઠી હતી. તેની ઝીણી ઉંડી આંખો તેના સોબતીઓ ઉપર એક પછી એક ફરકી રહી હતી. પૂર્ણિમા શાંત છતાં ચપળ હતી. તેણે રસ્તાપર પડતી બારી પાસે રાઈવાળાની સામેની ખુરશી લીધી.

અનુમલ પોતાની હંમેશની વેલચંદ તથા રાઈવાળા પાસેની ખુરશી પર બેઠો. કનક પૂર્ણિમાની ડાબી બાજૂએ પોતાના ત્રણ સોબતીઓની સામે પણ પૂર્ણિમા પર નજર રાખી શકાય તેવી રીતે ખુરશી મરડી બેઠો.

એક મહાન્ સોદાની છેલ્લી પતાવટ કરતાં જે મુબારકબાદી, વિશ્વાસ બતાવાય છે તે વિશ્વાસ અહીં નહોતો. તેને બદલે ચિંતા અને મુશ્કેલી વાતાવરણમાં ભરેલી લાગતી હતી.

રાઈવાળાએ ખડખડ હસીને ફિકરની છાયા ભેદવાનો યત્ન કર્યો.

" પરમુખ સાહેબ," તેણે વેલચંદને ઉદ્દેશીને કહ્યું: " હમો લોગ પર મેહેરબાનીની રાહે અને આપન લોગ આપરેની બગારીનું કામ હાથ ધરીએ તે આગમચ પૂરનિમાબાઇ આય ખુલાસો કરસે કે એવનનાં માય—" પૂર્ણિમા જે હલકથી આ શબ્દ તેમની પહેલી મુલાકાત વખતે બોલી હતી તેની નકલ કરવાનો યત્ન કરતાં તેણે કહ્યું: " એ એવનનાં ખરાં માય છે કે? અને તે સચમુચ કાને બ્હેરાં અને જીભે મૂંગાં છે કે?" તેણે જે વિચિત્ર રીતે આ દરખાસ્ત મૂકી તેથી બધાને હસવું આવ્યું. અને અનુમલજી તો માંડમાંડ હસવું ખાળી શક્યા. થોડીવારે સર્વ સ્વસ્થ થઇ ગયા. પૂર્ણિમાએ અંતઃકરણથી રાઈવાળાનો ઉપકાર માન્યો.

" આ દરખાસ્ત વાજબી છે," તે બોલી, " અને હું તેનો સત્વર ખુલાસો કરી નાંખું છું. એ મારાં માતુશ્રી છે અને બ્હેરાંયે નથી અને મૂંગાંયે નથી. પણ એમને મરાઠી આવડતું નથી, અને અમે પૂનાનિવાસી છીએ એ વાત નિભાવી રાખવા માટે એમને મારે બ્હેરાં-મૂંગાં રાખવાં પડયાં છે."

વેલચંદ સહુથી આછું હસ્યો હતો. તેણે એ વાત પાછી અસલ મુદ્દા ઉપર મૂકી.

" કનકરાય," તેણે જરા પણ ખાર વિના તેના સામું જોઈ કહ્યું, " તમારી વાત પહેલી થવી જોઇએ."

પૂર્ણિમાએ કનક સામે જોયું. પુરૂષો ખુરશીમાં બરાબર ગોઠવાયા, સ્વસ્થ ને ઉત્સુક થયા. તેની મુખમુદ્રા પર ગાંભીર્ય, વ્યાવહારિકતા છવાયાં. ક્ષણભર અઠવાડિયાં થયાં તેમને જે મૂંઝવણ, ઇન્તેજારી પીરી રહી હતી તે પાછી ઉપર તરી આવી.

કનકનો અવાજ ખોખરો હતો.

" હા. " તેણે સંમતિ દર્શાવી અને પાટલુનના ખિસ્સામાંથી બંધ દેખાતો એક કાગળ કાઢી બોલ્યો, " મને આ કાગળ તમને બતાવવાની તથા તમારી સમક્ષ વાંચવાની સત્તા છે; " કાંપતે હાથે તેણે એ કાગળ ઉઘાડયો. " પણ મારા કબજામાંથી આ કાગળ વેગળો કરવાની મને સત્તા નથી. એમાં થિયોડોર ઓકલાંડ નાઈટની સહી છે, અને એમાં લખ્યું છે—રાવણપુર સંસ્થાનમાં રામસિંહજીના અમલમાં ચાલતી અંધાધુંધી વિષે મુંબઇ સરકારના એજન્ટ તરફથી મળેલા રિપોર્ટો પરથી સરકારની ખાત્રી થઇ ગઇ છે અને એથી જ્યારે તેના ભાયાત તથા તેની પછીના તરતના—નજીકના વારસ સંગરામસિંહ પોતાના પક્ષમાં પ્રજાનો પૂરતો ભાગ છે, સંસ્થાનને ખટપટથી દૂર રાખે તેવાં તેની પાસે સાધનો છે, અને અંધાધુંધી અટકાવી સંસ્થાનને સારા પાયા પર મૂકવાની તેમનામાં શક્તિ છે, તેની ખાત્રી કરી આપે અને રામસિંહજીનો દરબાર તરીકેનો હક્ક બીનપાયેદાર છે, એવું સાબિત કરી શકે તો મુંબઈ સરકાર તેને ગાદીનશીન તરીકે મંજુર કરવા તૈયાર છે. "

આષાઢના આકાશને એક સૂર્યકિરણ ભેદી પ્રકાશ પાડે તેમ વેલચંદના લલાટ પર છવાયેલાં વાદળાં ભેદાયાં. રાઈવાળા તથા અનુમલજી તો હર્ષોન્મત્ત થઈ હસવા માંડયા. પૂર્ણિમાએ તેમની સાથે નજર મેળવી આનંદ પ્રદર્શિત કર્યો. ગંભીર, સાવધાન કનક કાગળિયું હાથમાં રાખી એક પછી એક સહુને વંચાવી આવ્યો અને તેમાંની સહી પણ બતાવી.

રાઇવાળાએ વેલચંદના બોલવાની રાહ જોઈ નહિ.

"હું ધારૂં ચ કે હવે મારી વારી છે." તેણે કહ્યું અને નાટકી ચેષ્ટાથી પોતાના ખિસ્સામાંથી એક પાકીટ લઈ તેમાંથી એક ચેક કાઢચો: "આય મુંબઈના વેપારીઓનાં નાણાં —પહેલ્લેઠી કબૂલ કરિયા મુજબ આય એન્ડોર્સ્ટ ચેક રૂપિયા એક લાખ અને પિસ્તાળીશ હજારનો છે."

તેણે તે ચેક સહુ જોઈ શકે તે પ્રમાણે ઉંચો ધર્યો અને તે બાદ વેલચંદને આપ્યો.

"હવે પૂર્ણિમાબાઈ!" વેલચંદે પ્રેરણા કરી અને રકમ દેખાય તેવી રીતે ચેક મેજ પર પોતાના હાથ તળે દબાવી રાખ્યો.

પૂર્ણિમાએ પોતાનો બટવો ખોળામાં રાખી ઉઘાડચો અને તેમાંથી મહોર કર્યા વિનાના બે વજનદાર કવર કાઢચાં.

"આ" વેલચંદના હાથમાં લીગલ—કૅપ કાગળ પર ટાઇપ કરેલા ત્રણ દસ્તાવેજ સોંપી પૂર્ણિમાએ ખુલાસો કર્યો: "આ રાવણપુરની રબ્બરની જમીનના ઇજારાના હક્ક પત્રકના મુંબઈના વેપારીઓના પ્રતિનિધિઓ તરીકે મી. રાઇવાળા તથા રાયબહાદુર અનુમલજીના નામના સંગરામસિંહે આપેલા રૂક્કાની ત્રણ નકલો છે." બીજા કવરમાંથી બે કાગળો કાઢી તે બોલી: "આ વેલચંદભાઈ, તમારી દીવાન તરીકેની નિમણૂંકનો, રબ્બરની જમીનનો અને બીજી જાગીરોનો વહીવટ કરવાનો રૂક્કો અસલ તથા નકલ છે."

કંઈક અસ્થિર હાથે રૂક્કાઓ લેતાં વેલચંદે કહ્યું: "ઉપકાર થયો. હું માનું છું કે આ પહેલી રકમમાંથી મી. કનકરાયને મળવાનો ભાગ તથા તેનું આગળ ઉપરનું ઇનામ સહુ કોઈ જાણે છે."

સહુએ સંમતિ દર્શાવી.

"હવે ત્યારે," પૂર્ણિમાએ આગળ પ્રેરણા કરી: "આ દસ્તાવેજો માટે મારે તમારી પહોંચ જોઈએ. વેલચંદભાઈ, એમાં

તમને આ કાગળો સહિસલામત પહોંચ્યા છે તે વિગત સાથેની પહોંચની એ નકલો હશે. તેમાં મારે તમારી, મી. રાઈવાળાની તથા અનુમલજીની સહી જોઈએ."

કનક ઉભો થઈ ત્યાંથી મેજની બીજી બાજૂએ ગયો. રાઈવાળા તથા અનુમલજી સાથે તે વેલચંદની પીઠ પાછળ વાંકો વળી રૂક્કા વાંચવા લાગ્યો. એ રાવણપુરીના હાથમાંના કાગળના કડકડાટ સિવાય ઓરડામાં બીજો કશો પણ અવાજ થતો નહોતો.

પૂર્ણિમા ખુરશી પરથી ઉઠીને બારી પાસે જઈ લેમીંગ્ટનરોડના રસ્તા પર જોવા લાગી. બોરીવલ્લી, જોગેશ્વરી વગેરે સ્થળે મોટરકારો રવિવાર ભોગવવા જતી હોય એમ જણાતું હતું. વેલચંદના ઘર સામે પડદાવાળી એક ગાડી ઉભી હતી. જે મકાનની પાસે એ ગાડી ઉભી હતી તેનો રસ્તા પરનો દરવાજો ખુલ્લો હતો. ગાડીનો હાંકનાર ત્યાં જ હતો. બપોરના ધૂમ તડકામાં તે બિચારાને ફોલ્લા પડતા હતા. જાણે આવા સખત તડકામાં તેને કામ માટે બોલાવવામાં આવ્યો હતો અને તેમાં વાર લાગવાથી તે ગુસ્સે થતો હોય તેમ તેની ભ્રમરો મરડાતી હતી.

ત્રણે જણાએ પોતપોતાની નકલો ખિસ્સામાં મૂકી.

પૂર્ણિમા તેમના તરફ ફરી. તેણે જોયું કે એ ત્રણે પહોંચમાં સહી કરતા હતા. તે ફરીથી બારી તરફ ફરી અને પડદાને બાંધેલું દોરડું પકડી જાણે અજાણતાં તેના છેડાને જરાક હાથ લાગી ગયો હોય તેમ આમતેમ હલાવ્યો. તે જ ક્ષણે ગાડીના હાંકનારે જાણે કેમ તે ખાસ કોઈને સલામી આપતો હોય તેમ કપાળે હાથ અડકાડી, ગાડીની પાછળ ચડી, પડદા છોડવા લાગ્યો.

તે બારીમાંથી હટી પોતાની ખુરશી પાસે આવી.

"આ પહોંચ, પૂર્ણિમાબ્હેન." વેલચંદે તેના હાથમાં પહોંચો મૂકતાં કહ્યું.

*

એ જ પળે ઉઘાડી બારીમાંથી જાણે ઘરની સીડી પર બૂટવાળા અનેક પગ ચડતા હોય એવો અવાજ આવ્યો. ગાડીમાંથી ઉતરી ઘર તરફ ધસી આવેલા સાદા કપડામાં સજ્જ થયેલા એ છ આદમીઓને મન રસ્તા પરનો દરવાજો તો સાવ રમત વાત હતી. આ વણનોતર્યા મહેમાનો અંદરની સીડી પર થઈ ઉપર ચડી આવ્યા. ત્યારે અચાનક ગભરામણ પેદા કરતી, આફતની આગાહી આપતી, ઉંચી ચડી ગયેલી—ભયગ્રસ્ત ભ્રમરોવાળી મુખમુદ્રાથી આ ખટપટીઆ એકબીજાની સામે જોઈ રહ્યા હતા.

પૂર્ણિમા અત્યંત ફિક્કી પડી ગઈ હતી. તે બારી નજીક ભીંતને અઢેલીને ઉભી રહી ગઈ અને પહોંચો પોતાના પોલકાના ખિસ્સામાં સેરવી દીધી.

"ગૃહસ્થો," તેણે પોતાના સાફ, સ્થિર સ્વરે કહ્યું: "હવે પુરાવો મારા હાથમાં છે, એટલે તમે પરહેજ થવાની અણી ઉપર છો."

આ શબ્દોની સાથે જ પડશાળનો દરવાજો કડાકા સાથે ઉઘડી ગયો અને મુંબઈની પોલીસના સાદા પોષાકમાં સજ્જ થયેલા છ માણસો અંદર દાખલ થયા.

"કેપ્ટન રાઈસ," અવાજ આજ્ઞાભરપૂર છતાં યાતનાપૂર્ણ સ્વરે પૂર્ણિમા બોલી: "તમે આગળ વધો તે પહેલાં મારે મી. વેલચંદને તેની એક વસ્તુ પાછી આપવાની છે."

તે આગળ આવી અને હરખચંદે લાવી આપેલું મહોરબંધ કવર તેણે વેલચંદની સામે મેજ ઉપર મૂક્યું. "જોઈ લેજો." તેણે કહ્યું, "તેની મહોર અકબંધ જ છે."

સાવધાન બિલ્લી માફક બેઠેલા વેલચંદે તેને ગણકારી નહિ. તેણે જેને કેપ્ટન રાઈસ કહ્યો હતો તે માણસની સામે તે જોતો હતો. રાઈવાળા તથા અનુમલ ધોળી પુણી જેવા લોટ ફાકતા મોં વાળા પૂર્ણિમા તરફથી વેલચંદ અને વેલચંદ તરફથી પૂર્ણિમા પ્રત્યે

બેબાકળા જોતા હતા. કનક વેલચંદના જેટલો જ સાવધાન હતો, પણ ગભરાયેલો નહોતો. તેની નજર પૂર્ણિમા ઉપર હતી.

"આ ફારસ શું છે?" વેલચંદે ગુસ્સાથી કહ્યું.

"તમે મારા કેદી છો." બુલડૉગ જેવા ઉંચા કેપ્ટન રાઇસે તેને સખ્તાઇથી કહ્યું: "તમે અને તમારી સાથેના ત્રણે માણસો બ્રિટિશ હિન્દમાંના રાવણપુર સંસ્થાન સામે રાજદ્રોહી કાવત્રું કરવાના ગુન્હા બદલ. આ રહ્યાં વોરંટો—"

તે બોલી રહે તે પહેલાં ભૂતકઢા પોતાની અને કંચન રતાળુવાળાની વચમાં હરખચંદને લઈ અંદર દાખલ થયો. રાઇસની ટુકડી તેને પાછળ રાખી ઉપર ધસી આવી હતી.

"કેપ્ટન, અહીં તમારૂં શું કામ છે?" ભૂતકઢાએ પૂછ્યું, "અહીં તમે શા માટે માથું મારો ચ?"

આ સવાલનો જવાબ પૂર્ણિમાએ આપ્યો: "એમને માટે હું જવાબદાર છું. મેં આ વોરંટો કઢાવેલાં છે."

રાઇવાળા બબડવા લાગ્યો: "કંઇ બી ભૂલ થાયે ચ—કંઈ બી ખોટું થાયે ચ—તમો ભલતા જ—"

ભૂતકઢાએ તેને ચૂપ થઇ જવા દમ ભીડાવ્યો. પછી તે બોલ્યો: "હું અહીં અગારી એક ખૂનીને પકરવા આયો ચ ને તેને પકરે જ રેહેવાનો." તેણે તીવ્ર થઇ કહ્યું: "આય આડમી મારે જે જાનવાનું છે તે જનાવી શકે તેમ છે."

તેણે રતાળુવાળાને આગળ ધકેલ્યો. તે પૂર્ણિમાને ધારી ધારીને જોતો હતો. તે દેખાવે શામળો, ચપળ દ્રષ્ટિવાળો અને વીંધી નાખે એવી જાદુઈ આંખવાળો હતો. શરીરનું કદ ઠીંગણું, પાતળું અને સીધું હતું. અત્યંત કરાળ કટાક્ષથી તે બોલ્યો: "અરે આ કોણ! વાસંતી માર્કંડેયી—રામસિંહનાં પરમ હિતૈષિ!—કેમ છો?—તમે ક્યાંથી?"

प्रकरण २५ मुं

## એ સાચી વાત

આ ઉંના આટાનો થેલો પટકાઈ પડે તેમ ધબ દઈને અનુમલ ખુરશીમાં પટકાઈ પડ્યો. વેલચંદનો ચ્હેરો ધોળો ફક થઈ ગયો. જાણે પોતાને હાથે તેના ગળામાંથી તે તેનો જવાબ ખેંચી કાઢતો હોય તેમ મેજ ઉપર નીચો નમ્યો.

રતાળુવાળાના અભિનંદનનો જવાબ આપતાં પૂર્ણિમાએ વેલચંદ તરફ જોયું. તેના બંને ગાલ ઉપર લાલ જવાળા સળગી રહી હતી. પણ સ્હેજ ઉતાવળથી બોલવા સિવાય તેનો પોતાના ઉપકારનો કાબુ ટકી રહ્યો હતો. તેણે કનક તરફ નજર સરખીયે કરી નહોતી છતાં તેને એમ લાગ્યું કે એ પોતાના ખુલાસા માટે બોલી રહી હતી.

" હા, એ સાચી વાત છે." તેણે ઉપહાસથી ભરેલા અવાજે કહ્યું: " હું જ નિલાંશુ માર્કંડેયીની બ્હેન વાસંતી માર્કંડેયા. નિલાંશુ રામસિંહજીનાં મુસાહેબ છે. આ કામ કરવાની, આ કાવત્રાંખોરોને પકડવાની જ્યારે રામસિંહજીની શકિત અને સંસ્થાનભકિતથી રાવણપુરની આમજનતાને સારા વહિવટ અને વધારે સરસ સંસિદ્ધિની આશાઓ રહે તે વખતે વિનાશકારક જખમથી રાવણપુરને બચાવવાની મને તક મળી આવી.

જો કે મેં આવું કામ કદી કર્યું નહોતું તોપણ મેં એ જોખમ માથે વહોરી લીધું. આ ભાઇ રતાળુવાળા રાવણપુરના મહાલયમાં મારે ઘેર એક દિવસ મહેમાન હતા. એ સંગરામસિંહના પક્ષના છે; અને તે અકસ્માત સાંભળી ગયા કે હું રામસિંહને માટે થોડુંક કાર્ય કરવાની છું. સુભાગ્યે તે એમ સમજ્યા કે હું તે કામ માટે દિલ્હી જવાની છું."

ભૂતકઢાની આંખો ચમકી રહી. તેના ગુસ્સાનું સ્થાન આત્મ-પ્રશંસાએ લીધું. "ત્હારે" તેણે આતુરતાથી કહ્યું: "કુમારી પૂન—કુમારી મારકંડેયી ત્હારે ટમો આયે શહેરમાં પરટિમાની પુંઠ પકડીને આયા એ મારૂં કહેવું સાચું ઠરિયું ને?"

"હા." તેણે જવાબ આપ્યો, "બિલકુલ સાચું. હું તેની પાછળ પાછળ જ આવી હતી, અને તેની પાછળ સુરત પણ ગઈ હતી."

વેલચંદના ચ્હેરા પર પાછો રંગ આવ્યો. તેણે પોતાનો સિક્કો જમાવવાનો યત્ન કર્યો: "આ બધો બડબડાટ ઘણો રસમયી હશે!" તેણે સકટાક્ષ કેપ્ટન રાઇસને કહ્યું: "પણ તે પુરો થાય ત્યાંસુધી હું અહીં ઉભો રહી મુરખ બનવા માગતો નથી."

"હું તમને પોલીસ ચોકી ઉપર લઈ જાઉં ત્યાંસુધી તમારે અહીં ઉભા રહેવું પડશે." કેપ્ટન રાઇસે ચેતવણી આપી. "આમાં સાચું શું તે અમારે શોધી કાઢવું પડશે, અને આ બ્હેન અમને તે કહી શકે તેમ છે."

વેલચંદ કંટાળાને બદલે કંઈ બીજી જ લાગણી બતાવી પોતાની ખુરશીમાં પાછો પડયો.

"આયે અમારે એજ જાનવું ચ, પૂન–વાસંતીબાઈ," ભૂત-કઢા બોલ્યો, "કે તમોએ આય લોગને કેવી રીતે ફસાવિયા!"

"તે મારા સાથીઓ હતા," તેણે પોતાના સ્વરમાં કંટાળો પેશ કરી કહ્યું: "અને માથે ઉપરીઓ હતા. ખરેખર તો બહુ જ સાદી

વાત છે. પ્રતિમા એ જ ખરી પૂર્ણિમા વાઘે. સહિસલામતી ખાતર એ 'પ્રતિમા' ઉપનામ ધારણ કરી મુસાફરી કરતી હતી. સુરતમાં તે જ્યાં ઉતરી હતી ત્યાં તેનો સામાન તૂટયો હતો. તેમાંના કાગળો મને પહોંચ્યા હતા. ગયે રવિવારે સાંજે જ્યારે તે આ માણસોને મળવાની હતી તે વખતે હું તેનો વેશ લઇ શકું તે માટે જોઇતી બધી સામગ્રી મને તૈયાર કરી આપવામાં આવી હતી."

તેણે કનક તરફ જોયું નહિ પણ તેણે જાણી લીધું કે પોતે વાક્ય પૂરું કર્યું એજ પળે તે ચમકયો હતો. પ્રતિમાનું ખૂન તેણે કર્યું હતું તેવા તહોમત માટે તે પાયો તૈયાર કરી આપતી હતી, એ તે જોઇ શકયો હતો. તેણે હેતુ તો ક્યારનોયે સાબીત કર્યો હતો.

ભૂતકઢાએ પણ એ જોઇ લીધું, અને એ રસ્તે ચડી ગયો.

"ત્હારે" તેણે પૂછ્યું: "સોમવારે સાંજના મરનાર મુંબઇ આવી પુગી ત્હારે તમો તેણીની પછારી રાધવાસરમમાં કાંય ગયાં ને વરી તેણીના ઓરડામાં કાંઇ ગિયાં ?"

"એનો જવાબ અત્યારે આપવાની એને કંઇ જરૂર નથી." કનક વચ્ચે બોલ્યો: "તેને વકીલ રાખવાનો હકક છે."

વાસંતીની આંખો ભૂતકઢાની આંખો સાથે મળી.

"હું એનો જવાબ અત્યારે જ આપવા માગું છું." તે બોલી. તેના સ્વરમાં નિર્વેદ વધારે સ્પષ્ટતાથી દેખાયો.

આ માણસોથી ખિચોખિચ ભરેલા ઓરડામાં તમામ મરદો વચ્ચે એ એક જ સ્ત્રી છે. તેઓએ કુદરતી વૃત્તિથી જ તેની આસપાસ ખાલી રાખેલી જગ્યામાં એકલી અડગ ઉભેલી કોઇ સર્વોપરી શક્તિ સમી જણાતી હતી. એનું મસ્તક ઉન્નત હતું. તેના હાથ ઢીલી અદબમાં બીડાયા હતા. તેનો આત્મા તદ્દન શાંત હતો. દેખાવ પૂરતું તો એમ જ લાગતું હતું કે તે પોતાના ઘરના બેઠકના ઓરડામાં હોય અને

પોતાને અણુગમતી લાગતી છતાં પણ બંધ રાખી શકાય નહિ એવી હકિકતોની પુનરોક્તિથી થોડીક થાકી ગઇ હોય.

"તેણે મુંબઈ આવવાનું એક આખો દિવસ મુલતવી રાખ્યું." વાસંતી બોલીઃ "તે એ આશાએ કે તેનો ચોરાઈ ગયેલો માલ તેને મળી જવા પામે. તે જે પુરૂષોને મળવાની હતી તેને મેં મળી લીધું. આ એ સદ્દગૃહસ્થો પણ અમારા સુરતના માણસે તેનો સામાન ફેંદ્યો ત્યારે ઇજારાના રૂકકાઓ લઈ લીધા નહોતા. મારે તે વગર ચાલી શકે તેમ નહોતું."

પળેક વિરમી તેણે આગળ કહેવા માંડયું: "રાધવાશ્રમમાંથી તેણે વેલચંદ અને કનકરાયને ફોન કર્યો ત્યારે એ રૂકકાઓથી પોતે પૂર્ણિમા છે એમ સાબિત કરવાનું તેણે નક્કી કર્યું હતું. કાંતો એ એ રૂકકા મારા હાથમાં આવે અગર તો હું હારી જાઉં. અને જ્યારે મને લાગ્યું કે મેં એને લિફ્ટમાં બેસીને ચાલીમાં જતી જોઈ ત્યારે હું તેના ઓરડામાં સરકી ગઇ. મારી પાસે છૂપી ચાવી હતી અને મને—" તેણે જરા અટકીને કહેવું પુરૂં કર્યું: "મને તેની પેટીના એક છુપા ખાનામાંથી એ રૂકકાઓ મળી આવ્યા."

વેલચંદ ખુરશી પરથી ઉઠી આગળ ધસી આવ્યો અને ટેબલ પર મુક્કી પછાડીને બોલ્યોઃ "ત્યારે તમેજ એને મારી નાખી ખરૂં ને?"

વેલચંદ જેવા કોઇ જનાવરની પણ હસ્તિનો સ્વીકાર કર્યા વગર વાસંતીએ પોતાનું કહેવું ચાલુ રાખ્યું:

"મને એ સહેલાઇથી અને વગર તકલીફે મળી આવ્યા." તેના કપાળ પર ઘૃણાની એક આછી કરચલી પડી. "કારણ કે જ્યારે હું તેના ઓરડામાં ગઈ ત્યારે તે મરણ પામેલી પડી હતી."

તરત ભૂતકાઢાએ દલીલપૂર્વક પૂછ્યું: "અને ટમુએ એવનની ઠંડીગાર લાસ તમારી બાજૂમાં પડેલી હોવા છતાં તેની બેગ તપાસી? તમુને તેમ કરવાનું ગમ્યું?"

"બીજો કોઈ ઉપાય નહોતો. હું એટલા માટે જ ત્યાં આવી હતી." પૂર્ણિમાએ જવાબ દીધો: "હું જે લેવા ગઈ હતી તેની પ્રાપ્તિ ઉપર રાવણપુરનું ભવિષ્ય અવલંબી રહ્યું હતું."

"પન" ભૂતકઢાએ કહ્યું: "ટમો અંડર ગિયાં તે વખત તેણી જીવતી હોતે તો ?" તેણે પોતાના હાથની અદબ છોડી નાખી.

પૂર્ણિમાએ પણ પોતાના હાથની અદબ છોડી નાખીને સૂચવ્યું કે એ પ્રશ્ન નિરર્થક છે.

ભૂતકઢા જિજ્ઞાસુ મટી સખ્ત બન્યો: "આટલેઠી આય વાટ બસ થતી નથી." તે ગર્જી ઉઠયો અને કંચનને ઓરડામાં આગળ ધસડી તેના ખભા ઉપર પોતાનો હાથ મૂકી બોલ્યો: "ખરૂં ને મિ. રતાળુવાળા!"

સવાલ પૂછી તે તેની પાસેથી ખસી ગયો અને બારણા પર પીઠ ટેકવી ઉભો રહ્યો. "નહિ." કંચન બોલ્યો. ભૂતકઢાના જમણે હાથે ઉભેલા હરખચંદ તરફ હાથ કરી કહ્યું: "આ સમાજમાં આ હરખચંડ કાળો નાગ છે. એણે બે વરસ પહેલાં એકવાર પોતાના આગલા શેઠને આ પ્રતિમાબાઈ—ખરી પૂર્ણિમાબાઈ—ના હાથમાં વેચી નાખ્યો હતો. એણે એની ગંદી વિષયલાલસા જાગૃત કરી અને તેને મૂરખ તથા ચોર બનાવ્યો હતો. એટલા માટે વેચી નાખ્યો હતો, કેહુંચ."

ભૂતકઢાએ વાસંતીને ઉદ્દેશીને કહ્યું: "તમો નહિ સમજીયાં કે જ્યારે ગયા સોમવારની રાતનાં તેણીએ સાડાનવ વાગે આયે ઘેર ફોન કરિયો તાહારે એવને તેણીનો અવાજ ઓલખિયો અથવા તો તેનીએ ખુદ પોતાની ઓલખાન પાડી આપી. અમે સમજીયાં કે તે બાદ એવન એકદમ આસરમમાં ગિયો અને કિન્ના ખાતર અગર તો તેના ચાલાચરકાનો તેણીએ ટિરસ્કાર કરિયો હોસે એટલા ખાતર તેણીનું ખૂન કરીયું. અગિયાર વાગતાં પહેલ્લાં થોડી મિનિત પર તેણીના ઓરડાની બહારના છજા પર નીલકંઠ મહેતાએ એવનને ઉભેલો જોયેલો તે વખતે એણીનું કાસલ એવને

કાઢી નાખીયું હુદું. એવન—"

"હું સમજી." તે વચ્ચે જ બોલી. તેના અવાજમાં શ્રમ રહ્યો નહોતો. "હું એ બરાબર સમજી."

હરખચંદના મોં પર ઉપહાસ હતો. તે હાંસી કરતો હોય તેમ જોઈ રહ્યો હતો.

ભૂતકદાના શબ્દોથી, વાસંતીનાં નેત્રો સામે એ ખૂન કેમ થયું હતું તેનું ચિત્ર ખડું થયું. વિલાસરાયની વાંચનશાળા સામેના ઓરડામાં ભીંત સામે એ ઉભેલી હતી. જો તે જરાપણ હલે તો તેના ઉપર જુલ્મ ગુજારવાની તૈયારીમાં ફાળ ભરવા હરખચંદ તેની સામે સંકોચાઈ રહ્યો હતો. એ બપોરનું હરખચંદનું ચિત્ર તેની સ્મૃતિપટ ઉપર તરી આવ્યું. તેનો ચ્હેરો, તેની સળગતી આંખો, તેના દાંતથી દબાવી પાછળ ખેંચેલો તેનો ભીનો હોઠ, તેની નજરમાં ભરેલો અર્થ: એ ચિત્રથી પોતે નહિ જોયેલા દશ્યની દિવ્ય દ્રષ્ટિ તેને મળી આવી.

પોતાની તિરસ્કારભરી મીટ તેના ઉપર માંડી તે બોલી: "આ માણસ મુખ્ય દરવાજાની સીડી પર થઈને તેના રૂમમાં ગયો. તે પછી તે ડોળ કરી રહ્યો છે, તેના કરતાં ઘણો વહેલો તેને એ મળ્યો હતો. કોઇએ તેને ઉપર જતાં જોયેલો નહિ. તેણે તેને અંદર દાખલ કર્યો અને જ્યારે તેણે તેને તરછોડ્યો, જ્યારે તેના શબ્દો અને સ્પર્શથી ઘૃણા પામી તેને કાઢી મૂક્યો ત્યારે હરખચંદે એ બાઈ ઉપર જુલમ ગુજારવા પ્રયત્ન કર્યો. એ ગાંડો બન્યો અને એણે આવેશમાં એનું ખૂન જ કરી નાખ્યું. પછી આવાં પ્રાણીઓને સહજ લુચ્ચાઈથી કોઈએ દેખ્યો નહોતો એ જાણતો હોવાથી પોતાના બચાવની બાજી રચી. તે છજા વાટે ઓરડાની બહાર નીકળ્યો. ભુંગળા નીચે આવ્યો, ગલ્લીમાં પેઠો અને દશ કે પંદર મિનિટ પછી પાછો મુખ્ય દરવાજે આવી મહેતાજીના ટેબલ પાસે જઈ પૂર્ણિમાના ઓરડાનો નંબર પૂછવા લાગ્યો. જૂઓ બાઈ ઓ, તેનો ચ્હેરો ઘણું-ખરૂં કબુલે છે."

તે સાચું બોલતી હતી. તેના તરફ જોતાં એ ઓરડામાં કોઈ માણસને તેના વિષે શક રહ્યો નહિ. પણ હરખચંદે પોતાને નિર્દોષ ઠરાવવા દલીલઅલીલ કશું ન કરતાં વાસંતીના છેલ્લા શબ્દો બોલાયા ત્યારે તે ભૂતકઢાની વધારે નજીક—છેક પાછળ સરકી આવ્યો હતો. વાસંતીનું કથન સાંભળવામાં તલ્લીન બનેલો ભૂતકઢા બારણા પાસેથી એક બે ડગલાં આગળ આવી ગયો હતો. હરખચંદે લાગ જોઈ બારણું ખેંચ્યું અને ઉઘાડી ભાગ્યો.

જેવો તે હૉલમાંથી કૂદી ગયો કે ભૂતકઢા "ઉભો રહે, ઉભો રહે" કરતો તેની પાછળ પડ્યો. બે સાદા કપડાવાળા માણસોએ પણ તેની પુંઠ પકડી.

હરખચંદ સીડી પર પહોંચ્યો અને એક સાથે ચાર ચાર—પાંચ પાંચ પગથિયાં ઉતરવા લાગ્યો. સીડી નીચે ઉતરી આવેલા ભૂતકઢાએ તેને આગળનું બારણું ઉઘાડતાં જોયો. તેનું માથું નમેલું હતું અને સૂરજના ધગધગતા તાપના ચોકઠામાં જડાઈ ગયેલું દેખાતું હતું.

હરખચંદ પાછો ફર્યો અને ભૂતકઢા સામે એક પિસ્તોલ તાકી, તેણે ભડાકો કર્યો. ભૂતકઢાએ પોતાની પિસ્તોલ કાઢીને બે ભડાકા કર્યા. તે જ વખતે તેની પાછળના માણસે પણ ભડાકો કર્યો.

હરખચંદ રસ્તામાં જ પટકાઈ નીચે પડ્યો. ભૂતકઢા અને તેના માણસોએ જોયું તો તેનું મરણ થયું હતું. એક ડચકું પણ ભર્યા વિના તે ઢળી પડ્યો હતો.

લાસની તપાસ પુરી કરી ભૂતકઢા ઉભો થયો. "સાલ્લા આય લોગ બહુ હોંશિયારી દેખાડે ચ તેમાં તો મરે ચ." તેણે પોતાના સોબતીઓને કહ્યું: "પેલી બાથ રૂમમાં ખોટા હરફો લખી વિઝીટીંગ કાર્ડ નાખી વેલચંદ ઉપર તહોમત ઓઢાડવાનું એવને નહિ કરિયું હોટે ટો મને સાલો શક બી નહિ પડતે. પેલા આડમી, નીલકંઠ મેહટાએ ગઈ રાતના આએ મુકડમો પુરો કરીઓ."

પ્રકરણ ૨૯ મું

## એક અભિજ્ઞાન

વેલચંદ, અનુમલ અને અને રાઇવાળાને પોલીસ ઑફીસે લઈ જનાર સિપાઈઓની પાછળ કેપ્ટન રાઇસ નીચે ઉતરવા જતો હતો. તેવામાં કનકરાય દેસાઈએ તેને બાજુ પર ખેંચી કાનમાં કંઈક કહ્યું.

ઓરડાની પેલી બાજુએ બારી પાસે રાહ જોતી વાસંતી માર્કન્ડેયીએ કેપ્ટનનો ટૂંકો જવાબ સાંભળ્યો: "ચોક્કસ મિ. દેસાઈ!" બારણું ઉઘાડું મૂકી કેપ્ટન રાઇસ જતો રહ્યો. કનકે તે બારણું બંધ કર્યું.

પછી તે વાસંતી પાસે આવ્યો, અને આર્જવભર્યાં નયનથી તેને તે નિહાળી રહી. જાણે કે એ નજરથી, એ નેત્રોથી તેણે તેને નુકશાન કર્યું હોય તેને માટે તેની ક્ષમા યાચતી હોય. પરંતુ તેના ગભરાટમાં પણ તે કંઈક અનિશ્ચિત રીતે સમજી શકી કે એ બદલાઇ ગયો હતો, કે તેની ચાલમાં, તેના ચ્હેરામાં કોઈ જાદુઇ રીતે એ ગયા સોમવારની સવારે, રાવણપુરને બંગલે આવ્યો હતો તે જ કનકરાય દેસાઈ પાછો બની ગયો હતો. તેના ચ્હેરા ઉપરની ચિંતા ઉડી ગઈ હતી. તેના સ્કંધ અસલની માફક આનંદથી ઝુલી રહ્યા હતા.

બનાવટી સખ્તાઈથી તે બોલ્યો: "હવે વાસંતીબ્હેન, આટલી બધી તસ્દી આપ્યા પછી મને તે સરંજામ અને હથિયારનું વહાણુ ક્યાં છે તે કહેશો?—કહેશો ને?"

તેનો જવાબ તદ્દન યંત્રવત્ હતો. તેના મનમાં અત્યંત મહાન્ ખ્યાલો ભર્યા હતા તેથી આ પ્રશ્નની સગવડ નીચે ગ્રામોફોનની થાળી માફક શબ્દ નીકળ્યા. તેનો વિચાર અગત્યની ન હોય એવી બાબતો ઉપર વાતચીત કરવાનો હતો. જે સમજાવી શકાય તેવું નહોતું તેનો ખુલાસો કરવાનો તેથી તેને અવકાશ મળે તેવું તે ઇચ્છતી હતી.

"નાલ્લા સોપારા." તેણે તોપણ ઉત્સાહ વિના જવાબ આપ્યો. "પણ હવે તો એ પકડાઈ ગયું હશે."

"પણ વેલચંદ પાસેથી તેનો પત્તો મેળવી ન શક્યાં છતાં તમે તેની જગ્યા શોધી કાઢી ખરી!"

તે તેના તરફ આતુરતાથી જોઈ રહી હતી—તેના કપાળ ઉપર રહેલ ક્રોધનો ભ્રૂભંગ હતો.

"હા." તેણે વિચાર કરી કહ્યું: "હું તેમાં હારી, પણ મારો એક સુરતનો સોબતી એનો પત્તો મેળવી લાવ્યો અને ગુરૂવારે સવારે મને તારથી ખબર મળ્યા."

રસ્તા પરનાં પગથિયાં ઉતરતા માણસના પગલાનો અવાજ તેના કાને પડ્યો. એ એકાએક બેસી ગઈ.

"પણ મને સમજાતું નથી," તે ઓશિયાળી થઈ બોલી. તેણે કનક પરથી બંધ દરવાજા પર અને તે પછી પાછી કનક પર નજર કરતાં કહ્યું: "તમે પકડાયેલા છો કે નહિ?"

"કુમારી વાસંતી માર્કંડેયી" તે હસ્યો ને નીચું નમી નમન કરી બોલ્યો: "આપની સેવામાં મુંબઇ સરકારના રાજ્યપ્રકરણી ખાતાના વિશ્રંભ મંત્રી આ મિ. કનકરાય દેસાઇને આવવા દેશો?"

વાસંતીનો હાથ તેના મુખ ઉપર ગયો. તેનાં નેત્રો અજાયબીથી ઉઘડી ગયાં; કોઇ બહારની શક્તિ તેને ખેંચી ઉભી કરતી હોય તેમ તે પોતાની ખુરશીમાંથી ઉભી થઇ.

બુદ્ધિના પરિવેશમાં ન સમાય એવું કંઈ મહાન્ સત્વ જોઈ તે ભય પામતી હોય, અને પછી ધીમેથી પુષ્પકલિકા પેઠે વિકસતી હોય એવું જણાયું. તેણે વાસંતીને એ સમજવા અવકાશ આપ્યો.

" જ્યારે તમે મને નીચે ઑફિસમાં તમારી વાત કહેતાં હતાં." તેણે ખુલાસો કર્યો અને તેને ધીમેથી ખુરશીમાં પાછી બેસાડી દીધી. " ત્યારે હું સમજી શક્યો નહોતો–' આપણે આ ઓરડામાં આવ્યાં ત્યાંસુધી મને પૂરેપૂરી સમજ જ નહોતી પડી. ત્યારે પણ એમ માનતાં મને ભય લાગતો હતો તોપણ મેં મિ. ઓકલાંડને તમને પૂછી રાખવાનું અને જવા દેવાનું કહ્યું હતું. એ મેં મારા કામના ઇનામ તરીકે માગી લીધું હતું. આ લુચ્ચાઓથી ખોટે રસ્તે દોરવાયેલાં તમે ખરેખર એક સ્વદેશપ્રેમી સ્ત્રી છો એમ મેં તેને જણાવ્યું હતું. તમે સમજી શકો છો ને ! જ્યારે આ ખટપટીઆઓને પકડી પાડવાને તમારા દરબારે તમને અહીં મોકલ્યાં હતાં, ત્યારે મિ. ઓકલાંડે એ કામ અહીં મને સોંપ્યું હતું.

" તમે– " તે બોલી ઉઠી. તેનાથી આગળ ન બોલાયું: તે અવાક્ થઇ ગઇ. તે તેના સમજવાની રાહ જોતો ઉભો રહ્યો. એને જે જવાબની જરૂર હતી એ જવાબ તે આપે ત્યારે બરાબર સમજીને આપે એ જ યોગ્ય કહેવાય.

" વિલાસરાય " તેણે સૂચવ્યું: " તો જાણતા જ હતા કે તમે કોણ અને શું કામ અહીં આવ્યાં છો."

" હારતો ! "

તે કોઈ મસ્તફકીર માફક હસ્યો.

" હું હજાર વરસોનો થાઉં તોપણ ગયા રવિવારની રાતના

વેલચંદને ભૂલું નહિ. તે સમયનું તેનું નમન, તમારા પ્રત્યેની રીતભાત બિલકુલ બરાબર હતું. એવું મીઠું, ગાળી નાખતું અભિનંદન—આટલું સાચું તો તે જન્મ્યા પછી બીજી કોઈવાર બોલ્યો નહિ હોય. પણ તસ્વીર—તમે એ તસ્વીર કેવી રીતે મેળવી? હજી એ વિષે હું ગુંચવાઉં છું."

"ખરી પૂર્ણિમાની તસ્વીર ઉપરના અક્ષર પરથી લખાણના અક્ષરોની નકલ કરી હતી. બહુ જ હોંશિયારીથી મેં એ સુરતમાં કરાવ્યું હતું."

તેના હોઠ ઉપર સ્મિતની આબેહુબ છાયા ધરાવતા રુદનનો કંપ પ્રગટ્યો. તેની આંખો હવે નીલશ્યામ અને ગંભીર છતાં પણ કોઈ મહાન તેજથી ચમકી રહી હતી. તે બધું સમજી શકી હતી છતાં તેના પરિણામથી બ્હીતી હતી.

તેની સ્મૃતિમાં તેનો પ્રથમ પરિચય ઝબક્યો. જગતમાં તેને ફક્ત કનકના સારા અભિપ્રાયની પરવા હતી અને હવે 'મારાથી એવું તો કંઈ નહિ બની ગયું હોય ને જેથી તે મારે માટે સારો અભિપ્રાય ધરાવી જ ન શકે.' આવી ભીતિ તેના મનમાં પેઠી. તે કોણ હતો, તેના જ્ઞાનથી તેના વિના પોતાના વિચારો અને અભિપ્રાયો એટલા નિર્મૂળ થઈ ગયા હતા કે તેને આ સમયે થોડીક ક્ષણના અવકાશની જરૂર હતી. તેણે અતિ દયાળુપણે એ ક્ષણ તેને અર્પી હતી. એ દરમ્યાનમાં એ કનકે તેના પૂર્ણ મહત્વ, વફાદારી અને ઉદારતા આદિ દર્શનગત કરી શકી હતી.

તેણે જોઇ લીધું કે વાસંતીની વ્યાકૂળતા ચાલી ગઈ હતી.

હવે તે બોલ્યો, "કબુલ કરો કે હું પોતે ઘણો જ હોંશિયાર માણસ છું. હોંશિયાર કારણ કે તમે મને કાવત્રાખોર લાગતાં હતાં ત્યારે હું તમને ઓળખી ગયો. જ્યારે તમને ચાહવાનો મને બિલકુલ હક્ક નહોતો ત્યારે હું તમને ચાહવા લાગ્યો હતો."

રૂપાની બારીક ઘુઘરીઓના રણકાર પેઠે તે હસી રહી.

"અહો અદ્‌ભુત અપ્સરા!" તે બોલ્યો. પછી નીચો નમી તેના બંને હાથ પકડી રહ્યો. "હું તમને ચાહું છું. તમને પ્રભુએ ઘડયાં છે—મારી પૂજા માટે."

પોતાના બંને હાથ તેના હાથમાંથી સેરવવાનો પ્રયત્ન ન કરતાં વાસંતી એમની એમ ઉભા રહ્યાં.

"અહો! અદ્‌ભુત દેવી!" કનક બોલ્યો.

વાસંતી તેના કાનમાં બોલી, "અહો! અજબ માનવી!"



# જ્ઞાનવર્ધક પુસ્તમાળાનાં હાલ મળતાં પુસ્તકો

## નવલકથાઓ

તક્ષશિલાની રાજમાતા ૩–૮–૦
હૃષીકેશચંદ્ર ભા. ૧થી૪ ૧૧–૮–૦
ગુલામી વેપાર ભા. ૧–૨ ૩–૦–૦
તરલા (સ્વ.ભોગિન્દ્રરાવ) ૨–૮–૦
જ્યોત્સ્ના ( ,, ) ૧–૮–૦
મેના માને ચંબલનું યુદ્ધ ૨–૦–૦
લક્ષ્મીનાં બંધન ૦-૧૨-૦
નાગમતી (આઠચિત્રો સાથે) ૧–૦–૦
વીણા વિહારી, ભા.૧–૨ ૩–૪–૦
દિનેશ ૨–૦–૦
રશ્મિ ૨–૮–૦
સુવાસચંદ્ર (શરદબાબુ) ૨–૮–૦
બિન્દુ ( ,, ) ૦–૮–૦
શરતચંદ્ર ૨–૮–૦
સુભદ્રા ( સચિત્ર ) ૦-૧૨-૦
નીલનેની ૦–૮–૦
શારદાનું સ્વાર્પણ ૨–૪–૦
ચોખેરવાલી, ભા. ૧–૨ ૨–૮–૦
ધર્મપાળ ૨–૮–૦
મહારાણા પ્રતાપસિંહ ૧–૮–૦
અજમેરનો અજીતસિંહ ૨–૦–૦
સુશિક્ષિત સ્ત્રી ૧–૪–૦
સુરેખા ૨–૦–૦
રાજસ્થાની રાજરમત ૨–૦–૦

## નવલિકાઓ

સંસ્કૃત સાહિત્યની કથાઓ ૧–૮–૦
સદર ભાગ બીજો ૨–૮–૦
લોહીનાં આંસુ ૧–૦–૦
જીવનમાંથી જડેલી :
( શ્રી લીલા મુનશી ) ૨–૮–૦
સુન્દરીઓનો શણગાર
સદર ભાગ બીજો ૧–૮–૦
કથામંજરી, ભા. ૧ ૨–૦–૦
સદર ભાગ ત્રીજો ૨–૦–૦
ઐતિહાસિક કથામંજરી ૨–૮–૦
અરેબીયન નાઈટ્સ ૪–૦–૦
કલ્પનાની મૂર્તિઓ ૧–૮–૦
જીવનની ઝાંખી (કે.દેસાઇ) ૨–૦–૦
પાપીનો પસ્તાવો ૦–૮–૦
સોલંકીયુગની કીર્તિકથાઓ ૨–૦–૦

## હાસ્ય

હાસ્યમંદિર ૨–૦–૦
હાસ્ય કથામંજરી ભા. ૧ ૨–૦–૦
સદર ભા. ૨ ૨–૦–૦
સહચરીની શોધમાં ! ૧–૮–૦

## જીવનચરિત્રો

ના. ગોપાળકૃષ્ણ ગોખલે ૦-૧૨-૦
કલાપીની પત્રધારા ૩–૦–૦
ટોમસ એલ્વા એડીસન ૨–૦–૦
પ્રો. ધોંડો કેશવ કર્વે ૧–૮–૦
ગુર્જર સાક્ષર જયંતિઓ ૨–૦–૦
જંગીઝખાન (ર.જ.દલાલ) ૨–૦–૦
કમાલ પાશા ,, ૨–૦–૦

રેખાચિત્રો : જૂનાં અને
નવાં (લીલાવતી મુનશી) ૨–૮–૦
નરસૈયો (ક.મા.મુનશી) ૧–૮–૦

**કાવ્યો**

હૃદયત્રિપુટી અને
બીજાં કાવ્યો ૧-૧૨-૦

**વૈદક**

આયુર્વેદ અને રસાયનશાસ્ત્ર ૧–૮–૦

**સંવાદ**

સંવાદમાળા ૨–૮–૦
સોક્રેટિસ અને તેના સંવાદો ૦-૧૨-૦

**ઇતિહાસ**

જર્મનીની ઉન્નતિ
શાથી થઈ ? ૨–૦–૦
દેશદર્શન ૩–૦–૦
મરાઠી રિયાસત ભા.૧–૨ ૩–૦–૦
બળવાનો ઇતિહાસ ભા.૩ ૨–૮–૦
કૈસરની કથની ૧–૪–૦

**નાટકો**

સત્યભામા ( સચિત્ર ) ૧–૮–૦
સ્વામી વિવેકાનંદ ૧–૪–૦
મેવાડપતન (દ્વિજેન્દ્ર રૉય) ૧–૪–૦
પ્રભાવતી ૦–૮–૦
મુક્તધારા ૦–૮–૦
વીર શાહુ ૦–૬–૦
સીતા (દ્વિજેન્દ્ર રૉય) ૦-૧૨-૦
સાગરિકા ( કે. દેસાઈ ) ૦–૮–૦
કર્પૂરમંજરી ૦–૮–૦

**નીતિ–નિબંધો**

સ્વર્ગની સામગ્રી ૦–૮–૦
વિજયધ્વજ ૦–૮–૦
સુખશાન્તિવિચારણા ૧–૮–૦
જીવન સુધારણાના સન્માર્ગ ૧–૮–૦
પૈસાદાર કેમ થવાય ? ૧–૪–૦
મેઝેનીના લેખો ૧–૦–૦
શિક્ષાનો આદર્શ (ટાગોર) ૨–૦–૦

**સાહિત્ય**

હિંદી સંસ્કૃતિ અને અહિંસા ૨–૦–૦
પોયણાં ૨–૦–૦
સ્વરાજ્ય ને સંસ્કૃતિ ૨–૦–૦
થોડાંક રસદર્શનો (મુનશી) ૨–૦–૦

**બાળોપયોગી**

બાળગોપાળ ૧–૦–૦
વાનરસેનાની વાતો ૧–૦–૦
બાળકોનો મિત્ર ૦–૮–૦

**ધર્મ**

હિન્દુધર્મની પાઠમાળા ૩–૮–૦
સંક્ષિપ્ત મહાભારત ૪–૮–૦
સંક્ષિપ્ત રામાયણ ૨–૦–૦
મુક્તિમાળા ૧-૧૨-૦
બાળગીતા–પૂર્વાર્ધ ૦–૮–૦
ગીતાપરિચય ૧–૮–૦
અનંત આખ્યાનમાળા ૩–૦–૦
સદર ભાગ બીજો ૨–૪–૦

સિદ્ધહસ્ત લેખક શ્રી ઉછરંગરાય ઓઝા કૃત–

ઐતિહાસિક મૌલિક નવલકથા

*

પૃષ્ઠ ૫૫૦ : : પાકું પૂંઠું
સુંદર કવર જેકેટ

કિંમત રૂ. સાડાત્રણ

× મહાન્ સિકંદરે હિંદુસ્તાન ઉપર પ્રથમ ચઢાઈ કરેલી તે સમયની આ નવલકથા હિંદના રાજકીય, સામાજીક અને ધાર્મિક પરિવર્તનનો ઇતિહાસની દૃષ્ટિએ સુન્દર ખ્યાલ આપે છે.

રાજમાતા

ઑાન. શ્રી. મુનશીજીના ‘રાજાધિરાજ’ અને ‘ગુજરાતનો નાથ’ની સપંક્તિએ સ્થાન આપવા યોગ્ય આ સ્વતંત્ર નવલકથા છે.

× તે વખતનાં હિંદનાં સામ્રાજ્યો, તેમનું બંધારણ અને પ્રજાના રીતરિવાજ સાંગોપાંગ દર્શાવે છે.

× બાલરાજા આંભિની નિર્દોષતા, તક્ષશિલાના રાજ્યની રાજમાતા રંભાદેવીની વિલાસપ્રિયતા, રાજા નંદનું ઝનુન, પૌરસની દેશભક્તિ, મહાન્ ગુરૂકૂળો અને બૌદ્ધો વચ્ચે ઝગડા અને સિકંદરની સૌન્દર્ય–લોલુપતાઃ તેમના માનસને વ્યક્ત કરતી આ નવલકથા એક સરખા પ્રવાહમાં વાંચકોને ખેંચી રાખે છે.




# શરત્ચંદ્ર

**[ સત્તાવનાના સ્વાતંત્ર્યયુદ્ધનું છાયાચિત્ર ]**

સ્વદેશ પ્રેમી–સ્વદેશ માટે પ્રાણાર્પણ કરનાર તેમજ આર્ય નારીના ઉચ્ચ આદર્શોથી ભરપૂર **સ્ત્રીપાત્રો આ અજોડ નવલકથામાં** વાંચકો સમક્ષ પ્રત્યક્ષ રૂપે રજુ થાય છે.

સત્તાવનના સ્વાતંત્ર્ય યુદ્ધ ( જેને કેટલાક **સત્તાવનના** બળવા તરીકે ઓળખાવે છે ) ના સમયને દૃષ્ટિ સમક્ષ ખડો કરવા ઉપરાંત આ નવલકથા આજના યુવકોને અહિંસાનો ખરો મર્મ સમજાવે છે.

**પૃ. ૩૦૦ પાકું પુંઠું : બેરંગી જેકેટ : કિંમત રૂ. અઢી**

---

**શરદબાબુની ઉત્તમ ગણાએલી નવલકથા**

**' વિપ્રદાસ 'નો નવો સુન્દર ભાષા અનુવાદ**




# સુવાસચંદ્ર

**પૃષ્ઠ ૩૧૬ પાકું પુંઠું : સુન્દર કવર જેકેટ :**

**કિં. રૂ. અઢી**

ગુજરાતી નવલિકા સાહિત્યમાં નવી જ ભાત પાડતું–શૌર્ય, પ્રેમ, સાહસ, પતિવ્રત અને વીરતાની છોળો ઉછાળતું

સ્વદેશાભિમાન અને સ્વાભિમાનની ગૌરવભરી ભાવનાથી છલોછલ ભરેલું, રાજસ્થાન, મોગલાઈ, ગુજરાત અને મરાઠા ઈતિહાસની ઝાંખી કરાવતું

સ્વતંત્ર–મૌલિક–નવું પુસ્તક–

# ઐતિહાસિક કથામંજરી

**આ પુસ્તકનો પ્રસ્તાવ દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખેલો છે.**

**આ ઐતિહાસિક કથામંજરીમાં આવતી ૨૦ નવલિકાઓઃ—**

| | |
|---|---|
| ૧ ઇચ્છિનકુમારી અને ભોળો ભીમ. | ૧૧ વીર ચંદાવત. |
| ૨ સંયોગિતા. | ૧૨ વીર બાલુજી ચંપાવત. |
| ૩ પદ્મિની. | ૧૩ કુમારસિંહની કુરબાની. |
| ૪ રાણા કુંભો. | ૧૪ બેગમ રોશનઆરા. |
| ૫ રાણા રાયમલ. | ૧૫ બાજી પ્રભુ દેશપાંડે. |
| ૬ વીર ચંદ્રસિંહ. | ૧૬ વીર જોત્યાજીરાવ |
| ૭ ત્યાગમૂર્તિ પન્ના. | ૧૭ અટંકી વીર દુર્ગાદાસ. |
| ૮ ચિતોડનો ઘેરો. | ૧૮ વીર મુરારિરાવ. |
| ૯ હલદીઘાટનું યુદ્ધ. | ૧૯ વીરાંગના લક્ષ્માબાઈ. |
| ૧૦ સ્વદેશભક્ત મામાશાહ. | ૨૦ માનીનિદેવી. |

**ક્રાઉન સાઈઝ : પૃષ્ઠ ૪૪૦ પાકું પૂંઠું**

**કિંમત રૂ. ૨–૮–૦**

---

મહારાણા પ્રતાપના પૌત્ર અમરસિંહના સમયની ઐતિહાસિક નવલકથા

**અમરસિંહ ૧–૮–૦**

## ઑન. શ્રી. કનૈયાલાલ મુનશી કૃત




ચારખંડમાં

# લોપામુદ્રા

સચિત્ર

આર્યોના ઉષઃકાળના સમયને નજર સમક્ષ
તાદૃશ્ય કરતાં સચિત્ર નવલકથા અને નાટક

| | | |
|---|---|---|
| ખંડ ૧ વિશ્વરથ | ( નવલકથા રૂપે ) . . | ૧-૦-૦ |
| ,, ૨ શમ્બરકન્યા<br>,, ૩ દેવે દિધેલી | ( નાટક રૂપે ) . . | ૨-૦-૦ |
| ,, ૪ ઋષિ વિશ્વામિત્ર | ( નાટક રૂપે ) . . | ૧-૮-૦ |

**શ્રી કનુ દેસાઈ તથા જગમોહન મીસ્ત્રીનાં ચિત્રો સાથે**




શ્રી. કનૈયાલાલ મુનશી કૃત

સાહિત્ય અને ભક્તિનાં

# થોડાંક રસદર્શનો

ઘણાં ચિત્રો અને આકર્ષક જેકેટ સાથે.

મૂલ્ય બે રૂપિયા.

**શ્રી કલરનાં ભાવવાહી તથા બે કલરનાં ચિત્રો સાથે**
**શ્રી કનૈયાલાલ મુનશીની સિદ્ધ કલમથી લખાયેલો**
જુનાગઢનો આદ્ય કવિ

# નરસૈયો

## ભક્ત હરિનો

**જીવતો જાગતો થઈ સાહિત્યસૃષ્ટિમાં સંચરી પ્રકાશ પાડે છે.**

ચર્ચાત્મક ત્રણ લાંબા નિબંધો સાથે; ગુજરાતી સાહિત્યમાં નવી જ રીતે લખાયેલું જીવનચરિત્ર

શ્રી કનુ દેસાઈનાં * કિંમત
ત્રિરંગી અને બેરંગી ચિત્રો સાથે * રૂ. દોઢ

સાહસ : શૌર્ય : ડહાપણ : બુદ્ધિ અને વિનોદનો ખજાનો

ગૃહસ્થ કુટુંબનાં ભાઈ-બહેનો : વૃદ્ધો અને બાળકો સહુ આનંદ સાથે
ઉલ્લાસ પૂર્વક; નિર્દોષ ભાવથી વાંચી શકે તેવી




સચિત્ર

# અરેબીયન નાઇટ્સ

મૂળ યોજક

**બાબુ શ્રી રામાનંદ ચેટરજી**

બાર ત્રીરંગી

અને

પોણોસો કરતાં વધુ બીજાં ચિત્રો

*

ત્રિરંગી સુશોભીત જેકેટ

દરેક વાંચક અને વર્તમાનપત્રોએ એની પ્રશંસા કરી છે.

ચપોચપ નકલો ઉપડી જાય છે. હવે માત્ર જુજ નકલો સીલીક છે.

તમારી નકલ આજે જ મેળવી લ્યો.

કિંમત રૂા. ચાર ( પોસ્ટેજ ખર્ચ જુદું )

**જીવનલાલ અમરશી મહેતા : અમદાવાદ અને મુંબઈ-૨**

# રાઈનો પર્વત

**કર્ત્તા–લેઈટ સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**

"પ્રભુથી સહુ કંઈ થાય છે, અમથી થાય ન કાંઈ;
"રાઈ નો પર્વત કરે, પર્વત બાગની માંહિ."

આ દોહરો આ નાટકના સૂત્ર રૂપ છે, અને એ ઉપરથી જ તેમાંના વિષયનો કંઈક ખ્યાલ આવી શકે છે. હાઈસ્કુલોમાં તથા વિનયમંદિરોમાં ટેક્સ્ટ બુક તરીકે ચલાવવા મંજુર થયું છે.

આવૃત્તિ ચોથી. કિં. રૂ. દોઢ.

---

# મેવાડ–પતન

હાઈસ્કુલોમાં પાઠ્યપુસ્તક તરીકે ચલાવવા મંજુર થયેલું છે.

**બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું સુંદર ભાષાંતર. કિંમત રૂ. સવા**

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતમ પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદૃશ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતા તે જહાંગીરના કબજામાં જાય છે; છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણી જ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે. હિંદુ મુસલમાનની એકતા સાધવામાં આ પુસ્તક સરસ વિચારો આપે છે.

**વિદ્યાર્થીઓના અભ્યાસ માટે પણ પસંદ થયું છે.**

# જીવનમાંથી જડેલી

**શ્રીમતી લીલાવતી મુનશી કૃત—**

**( ખંડ ૧—૨ આમાં મૌલિક સત્તર નવલિકાઓ છે.)**

પૃષ્ઠ ૩૩૫. પાકું પુંઠું . કીંમત રૂ. ૨—૮—૦

---




**શ્રી લીલાવતી મુનશીનાં**

શ્રી. કનુ દેસાઇએ દોરેલાં

રેખાચિત્રો સાથે

જુનાં અને જેલમાં નવાં આલેખેલાં

**ચુંમાળીસ વ્યક્તિઓનાં**

# રેખાચિત્રો

**હરેક વ્યકિતની મુખાકૃતિની રેખાઓ અને સુંદર કલામય જેકેટથી આભૂષિત છે.**

**કિંમત રૂા. અઢી**

---

# નવલિકાઓ

**શ્રી કનૈયાલાલ મુનશી**

**" મ્હારી કમલા અને બીજી વાતો " નામે પહેલાં પ્રસિદ્ધ થયેલી અને વખણાયેલી વાર્તાઓનો સંગ્રહ, નવી ત્રણ વાર્તાઓ સાથે નવા સ્વરૂપે ને નવા નામ સાથે પ્રગટ થઇ છે. કિં. રૂ. બે.**



[ મર્મ અને ભરપૂર હાસ્યપ્રધાન નવલકથા : સેટાયર.

**હળવું તેમ જ શિષ્ટ સાહિત્ય** વાંચનાર તમામ વર્ગનાં સ્ત્રીપુરુષ : આબાલવૃદ્ધ: કુમાર–કુમારિકા સર્વેને સરખો રસાસ્વાદ ચખાડનારી સળંગ આ નવલકથા માટે માનનીય વિદ્વાનો તેમજ હાસ્યરસના માન્ય લેખકોએ અને જાણીતા વર્તમાનપત્રોએ એક અવાજે પસંદગી દર્શાવી છે. **"ભદ્રંભદ્ર"ની શૈલિપર લખાએલી આ નવલકથા ને તેવોજ નૂતન સ્વરૂપી શિરપેચ ! આદિથી અંત સુધી માર્મિક કટાક્ષ અને મીઠા હાસ્યરસથી ભરપુર** : કવર જેકેટ સાથે, કિં. રૂ. ૧ાા.

## શરદબાબુ કૃત ઉત્તમ સંસારિક નવલકથા



સાવકાભાઈનું હેત : દેરાણી જેઠાણીનો વિખવાદ અને દત્તક પુત્ર અમૂલ્ય પ્રત્યે 'બિન્દુ'ની સ્નેહઝરણી: આ ત્રિવેણી સંગમમાં સમાજના પુનિત દર્શન કરાવતી **શરદબાબુ**ની આ નવલ અવિભક્ત કુટુંબના દરેક ઘરમાં બનતા બનાવોનું તાદૃશ્ય દર્શન કરાવે છે.

**બેરંગી જેકેટ :**

**કિંમત ફક્ત આઠ આના**

સુપ્રસિદ્ધ રાજવિ કવિ કલાપીનાં સળંગ જીવનસૂચક છબી ચિત્રોનું




અનુપમ આલ્બમ

# કલાપી ચિત્રદર્શન

અંગ્રેજીમાં આમુખ લેખક :

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

ચિત્રકારો :

શ્રી. રવિશંકર રાવળ

અને બીજાઓ.

શ્રી. કલાપીના જીવનના જુદા જુદા પ્રસંગોના તેમજ તેમનાં રાણીઓ, કુટુંબીઓ, રાજવિ મિત્રો તથા સાક્ષર મિત્રોના ફોટોગ્રાફો, તેમના હસ્તાક્ષરો તથા મહત્વના પત્રો તેમજ લાઠીનાં સ્થળદર્શનો

—ઉપરાંત—

કેકારવનાં કાવ્યોમાંનાં ત્રિરંગી, બેરંગી, એકરંગી ચિત્રોનું નમુનેદાર સંગ્રહસ્થાન

## કિંમત રૂપિયા ચાર

**એક અમૂલ્ય અને અપૂર્વ સંભારણું : : આજે જ ખરીદો.**

**—બીજાં આલ્બમોના પ્રમાણમાં આ કીંમત ઘણી સસ્તી છે—**

**કૌમુદી** (ફેબ્રુઆરી, ૧૯૩૪) કહે છે : 'આ આલ્બમ ખરીદવામાં રોકેલા ચાર રૂપીઆ માટે તમે કદિ પસ્તાવાના નથી, ઉલટા મને ધન્યવાદ આપશો કે આવા ઊંચી કોટિના કાર્ય ભણી ધ્યાન દોર્યું તે સારું કર્યું."

**રાજાઓ અને શ્રીમંત ગૃહસ્થો વગેરે માટે ડીલક્ષ એડીશન—**

**કિંમત રૂપિયા દશ**

**આ આલ્બમની કિંમત ઘટાડીને અર્ધી કરવામાં આવી છે.**

# श्री कलापीनी पत्रधारा

## લેખક-મહાકવિ શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ

"**कलापीना केकारवे**" સમસ્ત ગુજરાતી આલમને મુગ્ધ કરી મુકી છે એ કોણ નથી જાણતું? એજ **केकारव**ના પ્રણેતાએ કાવ્યો ઉપરાન્ત, પોતાના બહોળા મિત્રમંડળને-સ્નેહીવર્ગને ભાવનાપૂર્ણ, દર્દભર્યા ઘણા પત્રો લખ્યા છે. તેવા હજારો પત્રોમાંના ૫૩૫ પત્રો આમાં છે.

**આમાંનાં ઘણાક પત્રો પહેલીજ વાર પ્રસિદ્ધ થાય છે.**

**આ પત્રધારામાં નીચેની વ્યક્તિઓ ઉપરના ૫૩૫ પત્રો છેઃ-**

(૧) સાક્ષર શ્રી પ્રૉ. **મણિલાલ** નભુભાઈ દ્વિવેદી.

(૨) શ્રી કલાપીનાં સ્નેહરાજ્ઞી શ્રી શોભના-મોંઘીબા.

(૩) શ્રી કલાપીનાં રાણીશ્રી રમાબા.

(૪) શ્રી કલાપીનાં રાણીશ્રી કોટડાવાળાં બા.

(૫) હડાળા દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ.

(૬) **संचित**-બાલુભાઈ-રા. રા. રૂપશંકર ઉ. ઓઝા.

(૭) રાણા શ્રી સરદારસિંહજી સાહેબ ( કથારીઆ )

(૮) સ્વ. શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

(૯) સંતકવિ શ્રી લલિતજી. (૧૦) કેપ્ટન ઑલ્ડફીલ્ડ.

(૧૧) રા. રા. આનંદરાયભાઈ દવે-વકીલ.

(૧૨) રા. રા. હરીશંકર નરસિંહરામ પંડયા-વકીલ.

(૧૩) શ્રી કલાપીના ભાઈ શ્રી વજુભા સાહેબ.

(૧૪) શ્રી. તાત્યા સાહેબ-રા. સા. ગીરધરદાસ મંગળદાસ દેસાઈ.

(૧૫) મોરબીના મહારાજા શ્રી લખધરસિંહજી સાહેબ.

**પૃષ્ઠ ૫૦૦ ઉપરાંત-સચિત્ર : કિંમત રૂપીયા ત્રણ.**

રાજવિ કવિ શ્રી કલાપી કૃત કાવ્યોના સંગ્રહો
શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી (એમ. એ.) સંપાદિત

સમજુતી માટેનું વિવેચન, લંબાણ ટીપ્પણ, મૂળ ઈંગ્લીશ કાવ્યો, કવિચરિત્ર, શબ્દાર્થ વગેરે સાથે.

કોલેજો અને ઉંચા સાહિત્યના અભ્યાસીઓ માટે

# હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો

[ શ્રી રવિશંકર રાવળનાં દોરેલાં રંગીન અને સાદાં ચિત્રો સાથે : ત્રિરંગી જેકેટ ]

શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીના આમુખ સાથે.

ક્રાઉન સોળપેજી પૃ. ૩૦૦ : કિંમત રૂ. ૧-૧૨-૦

---

[ હાઈસ્કુલો અને મધ્યમ વર્ગના અભ્યાસીઓ માટે ]

# ગ્રામમાતા અને બીજાં કાવ્યો

[ શ્રી. રવિશંકર રાવળનાં સુંદર ચિત્રો સાથે ]

ક્રાઉન સોળપેજી પાનાં ૨૦૦ : બેરંગી પુંઠું

**કિંમત તેર આના**

શ્રી. 'કલાપીનો કેકારવ' જેવા લોકપ્રિય ગ્રંથમાંથી ચુંટી કાઢેલા હૃદયસ્પર્શી કાવ્યોના આ બે સંગ્રહો કવિજીવન, ટિપ્પણ અને માર્ગદર્શન વિવેચન હોવાથી વાંચનારને સમજતાં સરળતા થાય છે.

**સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટીઆ કૃત બે નવલકથાઓ**

**ઊર્મિથી ઉછળતા અનેક નવયુવાન દંપતીના જીવનની રોમાંચીત કરનારી સ્વતંત્ર નવલકથા–**

# તરલા

## અથવા ઊર્મિનો આવેગ

ઉંચા એન્ટીક કાગળ, સુંદર છપાઈ. પાનાં ૩૦૦ **કિંમત રૂા. અઢી**

કોઈપણ યુવાન કે યુવતીએ આ પુસ્તક વાંચ્યા વગર રહેવું ન જોઈએ. કારણ કે એમાં યુવાન અવસ્થાની કેટલીય ગુંચોના ઉકેલ આવે છે. જીવનનો સાચો ચિતાર રજુ કરી માણસના ઉછળતા લોહીને તરંગી બનતાં અટકાવી દેવા જેવું સ્પષ્ટ નગ્નસત્ય રજુ કરે છે. એક કુશલ નવલકથાકારના હાથે એ આલેખાઈ હોવાથી ભાષા તથા શૈલી ઘણીજ સરળ અને ભાવવાહી **કીં. રૂા. અઢી.**

---

# જ્યોત્સ્ના

## અથવા ગુણીયલ ગૃહિણીનો સુખી સંસાર

પતિપરાયણ ગૃહિણી, વ્હાલસોઈ માતા, માયાળુ સમાજસેવિકા અને કોમ કોમ વચ્ચે સ્નેહની સાંકળ જોડનારી જ્યોત્સ્નાનું જીવન કેટલાંય કુટુંબોનો જીવનવિકાસ કરે છે. ગેરસમજથી ઉભા થયેલા પતિ પત્ની વચ્ચેના વિખવાદ જડમૂળથી ઉખેડી નાખી તેમનાં કંટાળેલાં અને દુ:ખમય જીવનને સરળ અને સુખી બનાવે છે; અજ્ઞાનતાથી ઉંધે રસ્તે ચઢી ગયેલી બ્હેનોને પોતાના સદ્‌ગુણ રૂપી જાદુઈ લાકડીથી એકદમ ઉન્નત બનાવે છે. આમાં ગુજરાત–કાઠિઆવાડનાં ગૃહજીવનનો આબેહુબ સુન્દર ચીતાર આપેલો છે. **પાકું પુંઠું: કીંમત રૂ. દોઢ.**

સંસારના પડદા પાછળ ડોકીયું કરી, અભ્યાસ પૂર્વક લખાયેલી સામાજીક વાતો—

# જીવનની ઝાંખી

( સ્ત્રીજીવનના પ્રશ્નોની ૧૯ નવલિકાનો સંગ્રહ )

લેખક "સ્ત્રીબોધ"ના તંત્રી શ્રી કેશવપ્રસાદ દેસાઈ

પૃષ્ઠ ૩૦૦ પાકું પુંઠું. કીંમત રૂા. ૨-૦-૦

---

ઠેઠ વેદકાળથી માંડીને આજના નવયુગના પ્રભાત સુધીમાં ટુંકી વાર્તાઓનું જે અનોખુંસ્થાન જળવાઇ રહ્યું છે તેમાં એક નવિન હીસ્સો પુરતો નવલિકાસંગ્રહ—

# કલ્પનાની મૂર્તિઓ

લેખકઃ શ્રી. શાંતિલાલ તોલાટ.

બેરંગી જેકેટ : સુંદર ચિત્રો :

પાકું પુંઠું : પૃ. ૨૦૪ કિંમત રૂા. દોઢ

---

# જ્યોત અને જ્વાળા

લેખક—સાહિત્યપ્રિય શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ.

પ્રથમ દર્શન : તણખો ** તૃતીય દર્શન : જ્વાળા

દ્વિતીય દર્શન : જ્યોત ** ચતુર્થ દર્શન : ભસ્મ

[ આ અદ્ભુત રસયુકત સંપૂર્ણ ઐતિહાસિક નવલકથા છે ]

પાકું પુંઠું : કુલ પૃષ્ઠ ૫૬૫ : કિંમત રૂા. અઢી.

હિન્દની ભાષાઓમાં પહેલું જ પ્રકાશન



# જંગીઝખાન

પ્રયોજક : શ્રી. રમણીકલાલ દલાલ

[ સચિત્ર જીવન ચરિત્ર ને પ્રાચીન ઇતિહાસ ]

પાકું પુંઠું : સાત ચિત્રો : કિં. બે રૂપીઆ

વનવાસી જંગલી જાતિમાં જન્મ લઇ, એણે જગતને એકલે હાથે ધ્રુજાવ્યું. એ પ્રસ્થાન કરતો ત્યારે માઇલો એની વિસાતમાં રહેતા નહિ. એની આડે આવતાં શહેરો જડમૂળથી ઉખડી જતાં. માટીમાંથી મહારાજ્ય સસરજનાર મહાપુરૂષ હતો.

---

મુસ્લીમ બિરાદરો માટે અભ્યાસ યોગ્ય

મહાન નરનું જીવનવૃતાંત



# કમાલ પાશા

પ્રયોજક : શ્રી. રમણીકલાલ દલાલ

તૂર્કીના તારણહાર અને ઉદ્ધારક એવા તુર્કનું ઝીણામાં ઝીણી માહિતી-હકીકતથી ભરેલું ઘણાં ચિત્રો, થ્રી કલર સુંદર કવર જેકેટ સાથે જીવનચરિત્ર છે.

**કીંમત રૂ. બે**

---

# કૈસરની કથની

[ કૈસરે પોતે લખેલ પોતાની આત્મકથાના પુસ્તક ઉપરથી સરળ અનુવાદ. ]

**કિંમત રૂા. સવા.**

ઉન્નત રાષ્ટ્ર ગ્રંથાવલિનું પુસ્તક પહેલું અને બીજું

# પરાધીન રશિયા

રુરિક વંશથી ઝારશાહી સુધીની

મૌલિક ઇતિહાસ–રેખા.

અનેક ફોટોગ્રાફ, નકશા તથા

આકર્ષક ગેટઅપ

કિંમત રૂ. દોઢ




# સ્વાયત્ત રશિયા

ઝારશાહીના અંત પછીના રશિયન ક્રાંતિના ઇતિહાસમાં

અનેક ગ્રંથોના આધારે લખાયેલું મૌલિક પુસ્તક

ગુજરાતી સાહિત્યમાં સ્વતંત્ર રીતે લખાયેલાં

ઈતિહાસના પુસ્તકોનાં છેલ્લાં પ્રકાશન આ જ છે.

નકશા અને અનેક ફોટોચિત્રો સાથે : આકર્ષક ગેટઅપ

બેરંગી પૂંઠું : કિંમત દોઢ રૂપિયો

જીવનલાલ અમરશી મહેતા – અમદાવાદ

જીવનલાલ એન્ડ સન્સ – મુંબઈ–૨